# प्रस्तावना.



યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવુ .એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા ( પૃથ્વી )નો જે પ્રદેશ પોતાનો છે તેમા અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે; પ્રજાની સુખશાન્તિમા ભંગ ન થતા તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે, નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે, તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાતિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજાતુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવુ એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે, એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રામાણિક સિધ્ધાન્તો છે.

શ્રીવડોદરારાજ્યના વિદ્વાન, શક્તિમાન અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમા આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાપ્રતકાળમા સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાતરૂપ થઈ પડ્યા છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા ૮ મે સન ૧૮૮૯ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામા આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરારાજ્યમા થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિધ્ધ ગ્રથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂ.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેકટર ઑફ્ વર્નાકયૂલર ઇન્સ્ટ્રકશન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુંપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે, તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજા ઉપયોગ માટે બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિતાઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિદાસ, બોજોભકત, ધીરોભકત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. રાધાબાઇ તથા દીવાળીબાઇ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બારહજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુગ્રહથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે, એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે ઇંગ્રેજ કવિ લખે છે કે:—

> Poetry is itself a thing of God;
> He made his prophets poets, and the more
> We feel of poesy do we become
> Like God in love and power.
>
> BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and enternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યતા અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાં કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્થંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિતા દ્રવતા અંતઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથીશ્રીમાન સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણાર્થે શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બહાદુર મણિભાઈ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ. એલ એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિં-દદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર-પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામા આવ્યું છે. પુસ્તકો સબંધી સર્વ બ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફથી છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધુ છે.

વડોદરારાજ્યનિવાસો કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા ગોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જરકવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧ તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઇ.



# ગ્રંથવિવેચન.

વલ્લભ કવિનું એક પુસ્તક આ કાવ્યમાળાના ૪થા પુસ્તકના આકારમાં પ્રકટ થઇ ગયું છે તે ઉપરથી કવિનું જીવનચરિત્ર, તેનો સ્વભાવ, તેની કવિત્વશક્તિ અને તેની ફક્કડતા વિષે વાંચનારના જાણવામાં આવ્યું છે. વલ્લભે પ્રતિજ્ઞા કરી હતી કે મારે શૃંગારાદિ નવે રસનાં નવ પુસ્તકો લખવાં અને પ્રત્યેક પુસ્તકમાં પ્રતિજ્ઞાત રસ અવ્યભિચારીપણે વર્ણવવો. આપણે જે પુસ્તક વિષે કહિયે છીએ તે વીરરસનું હતું. આ પુસ્તક તેજ કવિએ કરૂણરસનું લખ્યું છે. જેઓ સ્વભાવતઃ કવિ હોય છે તેમની વાણીજ રસમય હોય છે, પછી તે ગમે તે વિષય સંબંધી કાં હોય ના ! એમ છતાં પણ બહુધા કવિએ જેનું વિશેષ મનન કર્યું હોય અથવા તેના સ્વભાવનું કે મનોવૃત્તિનું જે તરફ વિશેષ વલણ હોય તે વિષય તે અનુત્તમ વર્ણી શકે છે. વલ્લભ ફક્કડ હતો તેથી તે હાસ્ય, રૌદ્ર, વીર, અદ્ભુત વગેરે રસ બહુ ઉત્તમ પ્રકારે જમાવી શકે અને બાકીના રસમાં તે કદાચ પ્હેલે નબરે ન આવી શકે, એ બનવા જેવું છે; તથાપિ વલ્લભના સંબંધમાં તેમ બન્યું કે નહિ તે અમારાથી ખાત્રીપૂર્વક કહી શકાતું નથી. માત્ર વલ્લભ પોતે ગ્રંથના આરંભમાં કરૂણ રસ પ્રતિ પોતાનો અણગમો બતાવે છે અને કહે છે કે, "અરે ! મારે 'હાય હાય !' અને 'અરે અરે' ! જેવા ઉદ્ગાર કાઢવાનો વારો ક્યાં આવ્યો !"તો પણ શત્રુઓ એમ કહેશે કે, વલ્લભ રાંડ જેવાં રોદણાં રડી જાણતો નથી, માટે તેમની નિંદામાંથી બચવાને અને મારી પ્રતિજ્ઞા પૂરી કરવાને હું આ ગ્રંથ ( કરૂણરસ ) લખું છું " ( જુઓ પૃષ્ઠ ૧૬ મું ) ત્યાં તે લખે છે કે—

> 'અરરર' 'હાય હાય' 'શ્વાસ' ને 'ઉશ્વાસ, ગાય,
> 'અરે' કે'શે કવીશ્વર, લેખણીથી લખશે ! ।
> 'આહા' લખવા અપાર, હા તણો નહિ જ્યાં પાર,
> એવું દુઃખ મોટું આવ્યું, પીધું નવ વખશે ?
> (કે')રાંડ જેવાં રોદણાંને, રડી જાણે નવ ભાઇ,

એ લોલે થવું છે રાંડ, પછી કહો દુખ શે ?
નાશી ન જઇશ અલ્યા, વીરત્વ કહું છુ તને,
વલ્લભ ન ભૂલે કદી, રખે રખે તું ખસે ! !

એ પોતે એવું કહે છે તેટલા ઉપરથી પણ તેને કરૂણરસનો અનુગમો હતો એમ અનુમાન થઇ શકે છે અને તેના પાછલા પિતા સંબંધી કવિતની પેઠે આ પણ વ્યાજોક્તિ હોય એમ માનવાનું કારણ નથી.

એ પોતે જેના સ્વભાવનો હતો તેનુજ લક્ષણ કવિનુ જોઇએ એમ તે લખે છે. યક્ષપ્રશ્ન થઇ રહ્યા પછી છેવટના પ્રશ્નમા તે યક્ષપાસે પૂછાવે છે કે કવિ કેવો જોઇએ, તેણે શો અભ્યાસ કરવા જોઇએ? વગેરે (જુઓ કવિત ૫૦૭ મુ ).

આ ઉપરથી પણ તેની પોતાની ફક્કડતા માલમ પડે છે અને તેના એવા સ્વભાવને લીધે આ કરૂણના ગ્રંથમા પણ ઠામ ઠામ હસવા જેવાં ટીખળ એ કરતો ગયો છે. આરંભમા એ મંગળાચરણ કરે છે ત્યાથીજ આ કવિતની વિલક્ષણતા શરૂ થાય છે. કવિતામા વર્ણ્ય રસ કરૂણ છે માટે તેના કરૂણના આલંબન થયેલા સીતાવિયોગી રામ અને સતીવિયોગી શંકર, તેમજ અવિદ્યાવિયોગી પોતાના પિતા પ્રેમાનંદને બનાવીને વસ્તુ-નિર્દેશન મંગળાચરણ કર્યું છે તેમા રામનુ નામ પ્રથમ છે અને ગ્રંથને અંતે પણ રામના કપટરૂપને નમસ્કાર કર્યા છે તે ઉપરથી આ ગ્રંથમાં રામને તેણે ઇષ્ટ ગણ્યા છે દુઃશાસનરૂધિરપાનમાં કૃષ્ણના કપટરૂપને નમસ્કાર કર્યો છે. અને એજ પ્રમાણે શૃંગારાદિ ને તે રસના ગ્રંથોમા વિષ્ણુના દશાવતાર પૈકી એક એક અવતારને તેણે નમસ્કાર કર્યો છે પણ વલ્લભ કહે છે કે ભગવાન પ્રેમભાવે ભજો, વૈરભાવે ભજો, ત્યારે કપટભાવે ભજે તેને કેમ ન ભજે ! માટે હું તો ભગવાનનું કપટરૂપ વર્ણીનેજ તેને ભજીશ ?

ઇષ્ટદેવતાની એવી પૂજા કર્યા પછી ગુરૂનો વારો આવ્યો છે. તેના ગુરૂ તો તેના બાપજ હતા માટે પોતાના બાપની બે સ્ત્રીઓ ( વિદ્યા અવિદ્યા ) કલ્પીને તેના સંતાન ગણુનના માંડયાં છે તથા અવિદ્યાના વિયોગથી બાપનો થતુ કષ્ટ વર્ણવ્યુ છે। તેમા એક જગોએ તે લખે છે કે—

" ખાંધ સમા પુત્ર હોય, કને આવી શોભા રહે,
વલ્લભ કે' તોય કંઈ, પ્યારી દુઃખ જાય છે।। "

આવા ચમત્કારિક અને પ્રતાપી પુત્રે ગુરુની વ્યાજનિંદાથી સારી પૂજાપાત્રી કરી છે, પણ છેવટે પુષ્પાંજલિ વખતે કવિનું મગજ ઠેકાણે આવે છે અને લખે છે કે—

" કાશી ને કેદાર જાઓ, ભટકો ભૂમિમાં ભલે,
પ્રત્યક્ષ પ્રભુ છે પિતા, બીજા સહુ ત્રાસ છે;
પ્રેમાનંદ પ્રેમ આણે, તેને મળ્યું મહાધામ;
(જોઇ) વેચલાં વીણતા નર, વલ્લભ ઉદાસ છે. "

મંગળાચરણ થઇ રહ્યા પછી ગ્રંથારંભ થાય છે. મહાભારતના વનપર્વમાં ૩૧૦–૩૧૩ અધ્યાયમાં આ પ્રસંગ વ્યાસે વર્ણવ્યો છે. તેમાં એવી કથા છે કે, કોઇ વખત એક બ્રાહ્મણે આવીને યુધિષ્ઠિરને અરજ કરી કે મારાં અગ્નિ મથન કરવાનાં કાષ્ઠ એક હરણ શીંગડે ભરવીને લેઇ ગયું છે તે આણી આપો. આ ઉપરથી તે મૃગને શોધવાને જંગલના ચારે બાજુએ પાંચે પાંડવો નીકળી પડ્યા પણ મૃગ હાથ લાગ્યો નહિ. મર્ગભ્રષ્ટ થઇ જવાથી ઉનાળાના સખત તડકામાં તરસથી પીડાઇને તેઓ એક વડના ઝાડ નીચે એકઠા થયા. અને ત્યાંથી પાણીનો શોધ કરતાં દૂર એક સરોવર દેખાયું તે ઉપરથી ચોથો પાંડવ ત્યાં ગયો (વલ્લભે આ જગોએ છેલ્લા પાંડવ સહદેવને મોકલ્યો છે) અને જેવો પાણી પીએ છે એવે ત્યાં આગળ ઝાડમાં રહેલા યક્ષે કહ્યું કે મારા પ્રશ્નના ઉત્તર આપીને પાણી પી, નહિ તો મરી જઇશ નકુલે તે વાત કાન ધરી નહિ અને પાણી પીને મરી ગયો તેને વાર લાગી તે જોઇને, પાંચમો પાંડવ સહદેવ ત્યાં ગયો તેની પણ પાણી પીતાં એજ દશા થઈ. અર્જુન અને ભીમની પણ એજ અવસ્થા થઇ બધા ભાઇઓ ગયા તે પાછા ન આવ્યા એમ જાણીને યુધિષ્ઠિર ત્યાં ગયા અને મરેલા ભાઇઓનાં શબ જોઇ શોક કરવા લાગ્યા તેને યક્ષે કહ્યું કે મારા પ્રશ્નના ઉત્તર આપ્યા વિના મારા સરોવરમાંથી પાણી પીવા રૂપ અધર્મવડે એ નાશ પામ્યા છે માટે તું ઉત્તર આપીને પાણી પી. યુધિષ્ઠિરે હા કહેવા પરથી યક્ષે પ્રશ્ન કર્યા અને યુધિષ્ઠિરે ઉત્તર આપ્યા, જેથી તેઓ સઘળા જીવતા થયા, અને યક્ષે (જે ધર્મ પોતેજ હતો) યુધિષ્ઠિરને વરદાન આપી તેમણે ગુપ્ત વાસ ક્યાં કરવો તે સબંધી કંઇક સૂચના કરી.

વલ્લભે એજ કથા લીધી છે પણ તેને પોતાની ઉદ્દામ કલ્પનાઓથી વિસ્તારી છે. પ્રથમ પાંડવોની ઉત્પત્તિથી માંડીને તે ચાલતા પ્રસંગ સુધીના સઘળા બનાવ તે સંક્ષેપમાં કહી ગયો છે, અને તેમાં પાંડવોને પડેલાં દુઃખનું દિગ્દર્શન કરાવ્યું છે એટલું કરી રહ્યા પછી કવિ શ્રોતાઓને પૂછે છે કે કેમ! હવે કરૂણરસ પૂરો થયો કે નહિ? જેમ કે,—

શ્રોતા કહો સર્વ હવે, કરૂણ થયો ન પૂરો?
ના કહો તો આપું હવે, પદવી હજામની!!

હવે પ્રસ્તુત કાવ્યનો ઉપક્રમ કર્યો છે હિમાલય ઉપરની દેવસભાનું વર્ણન કર્યા પછી તે ઉપરની વનસ્પતિ કેમ સુકાઇ ગઇ તે વિષે બધા દેવો મળી વિચાર કરે છે. પણ તેનું કારણ ન સમજાવાથી બૃહસ્પતિને પૂછે છે, ત્યારે બૃહસ્પતિ કહે છે કે પૃથ્વીપર ભાર થવાથી પૃથ્વી નીચી જતી જાય છે તેથી આપણા વનનાં વૃક્ષોનાં મૂળને પૃથ્વીનું પાણી પોહોચી શકતું નથી જેથી વનસ્પતિ સુકાવા લાગી છે આ સાભળીને ઇંદ્રિ, સૂર્ય, વાયુ, અશ્વિનીકુમાર વગેરે દેવો બોલ્યા કે અમે અર્જુન, કર્ણ, ભીમ, નકુલસહદેવ, વગેરે વીરોને પૃથ્વીનો ભાર ઉતારવાને મોકલ્યાછે તેમ છતાં કેમ ભાર ઘટતો નથી? ઇંદ્રે પછીથી કારણ આપ્યું કે આ ધર્મનો પુત્ર યુધિષ્ટિર જ્યારે ત્યારે ધર્મ માર્ગે ચાલવાની વૃત્તિ હોવાથી વચમાં અડચણ આણે છે. ધર્મે કહ્યુ કે યુધિષ્ટિર ધર્મ પ્રમાણે ચાલે છે તેથીજ સર્વનો જય છે. પણ બીજા દેવોએ તે ન માનીને ધર્મને તિરસ્કાર કર્યો. ધર્મનો તિરસ્કાર થયો જોઇને સૂર્ય અને અશ્વિનીકુમાર વગેરે દેવો જે ધર્મના લાગતા વળગતા હતા તેમણે ધર્મનો પક્ષ સ્થાપિત કર્યો ત્યારે વાયુ વગેરે જે ઇંદ્ર પક્ષીય દેવો હતા તેમણે તે ઉત્થાપિત કર્યો. એમ વાદ વધતા રાડ વધી અને પરસ્પર લઢવાની તૈયારી પર આવી ગયા. તથા બાગના રહ્યાં સહ્યાં વૃક્ષો પણ ચુરા થવા લાગ્યાં! આ જોઇને બૃહસ્પતિએ સૌને શાંત કર્યા અને તેનું ખરેખરૂં કારણ પૂછવાને પૃથ્વીને ત્યાં બોલાવી દુઃખિણી પૃથ્વી ગાયનું રૂપ ધરીને ત્યાઆવી ગાયનું વર્ણન કવિએ ઘણું સરસ કર્યું છે તે લખેછે કે—

શું મેળી અનેક રૂવા, દ્રગ કર્યાં ચક્ષ રૂપ,
ગુંદા ગદ્દવર મેળી, નાસિકા કરી નવી,

ખોલને અખોલ સર્વ. મુખ માંહી આવી રહ્યાં,
વન વેશનજકેરી, ભાળમાં શોભા હવી;
અઠાગ ભારજે હુતી, વનસ્પતિ વનકેરી,
સુકી થઈ આવી વશી, (શું) કવન કરે કવિ;
કરક વઝા કદલી જે, ફળી ફરી એક વાર,
પાદ રૂપે આવી રહી, કષ્ટ ગો અનુભવી !"

ગાયે ( પૃથ્વીએ ) પણ કહ્યું કે મારા પર ભાર ઘણો થયો છે એ ભાર કમી થવા દેવામા ધર્મપુત્ર અડચણ કરે છે એ તકરાર વળી પાછી આવીને ઉભી રહી પણ બૃહસ્પતિ સુદ્ધા ઘણાક દેવો ધર્મનો પક્ષ ખેચવા લાગ્યા ત્યારે એ વાત ખરી ખોટી કરવાને યુધિષ્ઠિરાદિ પાંડવોની ધર્મ વિષે પરીક્ષા કરવાનું ઠરાવ્યું અને તે પરીક્ષા ધર્મદેવે પોતેજ કરવી એમ ઠર્યું.

હવે પાંડવોની દ્વૈતવનની સ્થિતિ વર્ણે છે તેઓ પ્રથમ મોટા રાજા હતા તે હમણા આવી નિકૃષ્ટ સ્થિતિને પામ્યા છે એમ વર્ણીને કવિ શ્રોતાનુ મન કોમળ કરી મૂકે છે, અને પછી અરણીકાષ્ઠ સબધી વાતનો પ્રસગ તેની સાથે મેળવી દે છે

આ કાવ્યમા 'જ્યા ધર્મ છે ત્યા જય છે' એનો ઉપક્રમ કર્યો છે. અને છેવટે ઉપસહાર પણ એવોજ કર્યો છે કેમકે યુધિષ્ઠિરના ધર્માચરણથી ચાર પાડવો મરી ગયેલા જીવતા થયા એમ કરી બતાવ્યુ છે ગ્રથ વાચતા જણાય છે કે તેમા ઠામ ઠામ અબ્નામ પણ ધર્માચરણનોજ છે ભારત કરતા જે એમા વિશેષ વર્ણન છે તથા એની રચનામા જે ચમત્કૃતિ છે તે એની અપૂર્વતા છે, કવિએ ઠામ ઠામ જે ઉત્પ્રેક્ષાઓ કરી છે અને ઉચી ઉંચી કલ્પનાઓ કરીઓ છે તે એમા અર્થવાદરૂપે શોભે છે તથા આખા કાવ્યનુ ફળ પણ ધર્માચરણ છે એવી રીતે જોતા આખ્યાન રૂપે આ ગ્રથ સપૂર્ણ અગનુ વાળો છે એ ગ્રથની રચનામા અરણીકાષ્ઠ વાળો બ્રાહ્મણ, મૃગ, અને યક્ષ, એ ત્રણે પાડવોને દુખમા નાખ્યા છે તથા પરીક્ષા કરી છે એ ત્રણે ધર્મનાજ રૂપ હતા એમ ગ્રથ પૂરો થયે શ્રોતાને આપોઆપ સમજાઈ જાય છે

આ ગ્રંથનો મુખ્ય ઉદ્દેશ ધર્માચરણ શીખવવાનો છે ને વિના બીજા ઉચ્ચ પ્રકારના દૈવી ગુણોનું શિક્ષણ એમાંથી મળે છે—ધર્મરાજાનો ગમે તેટલા કષ્ટમાં પણ ધર્મને ન તજવાર ઢઢતા આપણને ઠામ ઠામ દેખાય છે. અને તે એટલે સુધી કે મૃગને ન મારશો અને અરણીકાષ્ઠ લેવા, એવી આજ્ઞા પણ તેણે પોતાના ભાઈઓને કરી હતી દઢતા સાથે તેની ધીરજ પણ ચમત્કારિક વર્ણાઈ છે શીતોષ્ણાદિ દ્વંદ્વનું સહનકરવાપણું એ તો સામાન્યતઃ જાણે ક્ષત્રિયોમાં હોયજ, પણ જ્યાં ચારે ભાઈઓએ મોતનો અંગીકાર કરી-ને પણ તરસનું દુઃખ મટાડવા ઈચ્છયું ત્યાં યુધિષ્ઠિરે ભાઈઓને તજીને પાણી નજ પીવું એવો તેનો આગ્રહ એ અલૌકિક સહનશીલતા વર્ણાઈ છે, તેમ તેનો માતૃસ્નેહ પણ થોડો વર્ણાયો નથી જ્યારે યુધિષ્ઠિરે ભીમને પાણી લેવા જવાનું કહ્યું સરે તે જે બબડવા લાગ્યો તે મધણું મહાન્ યુધિષ્ઠિર ઠંડા પેટથી સાંભળી રહ્યો, એમ વર્ણવવામાં કવિએ વ્યાસ મહાત્માની શૈલીનું બરાબર અનુસરણ કર્યું છે. આટલા આટલા કષ્ટમાં છતાં પણ ભીમાદિ ચાર પાંડવો યુધિષ્ઠિરને જે માન આપતા હતા તે માત્ર તેઓ શાસ્ત્રની અનુત્તમ મર્યાદા જાણીને તથા પોતાના કુળવાનપણાનો ધર્મ જાણીનેજ. એક સાધારણ બ્રાહ્મણ અરણીકાષ્ઠ આણી આપવા વિનતિ કરવા આવે અને તે પછી ત્રાગું કરવા ઊભો થાય, તેના પ્રતિ યુધિષ્ઠિર કેવળ નમ્રતાઈ વાપરે તથા અર્જુન માત્ર એટલુંજ કહે કે " મહારાજ ! વધારે ન બોલો, તમારા અરણીકાષ્ઠ હમણાં આવશે " આ તેમની કેટલી ધર્મપરાયણતા અને કેટલું બ્રહ્મણ્ય ! તડકાનો પરિતાપ, તરસની વેદના, ભાઈઓના મરણ, અરણીકાષ્ઠ આણી આપવાની પ્રતિજ્ઞા ભંગ થવાનો સંભવ, દ્રૌપદીનું મૂર્છિત થઈને પડવું, માતાનો અને સ્વજનનો વિયોગ, એટલું એટલું કષ્ટ છતાં પણ યુધિષ્ઠિર દૈવની નિંદા સુદ્ધાં કરતો નથી એ તેની કેવી મહાશયતા ! આ સર્વનું વર્ણન વલ્લભ કવિએ શ્રોતાઓના મન ઉપર શી અસર કરવી ધારી છે, એ વગર કહ્યે સમજાય એવું છે

ચાર પાંડવોના મરણથી કવિએ બતાવી આપ્યું છે કે કેવળ ધર્મને અર્થે આત્મસંયમન કરવું કેટલું દુષ્કર છે ! અર્જુન કે જેણે એકવાર કામને જીત્યો હતો અને તે માટે જેણે ઉર્વશીના શાપને માથે ચઢાવ્યો હતો, તે પણ આ તૃષાની વેદનાને સહન કરી શક્યો નહિ ' પણ કેવળ ધર્મ માત્રનું પાલન કરવું એજ જેનો પાકો નિયમ છે તે યુધિષ્ઠિર તેમાં વિજય પામ્યો છે, આટલા ઉપરથી ધર્મનો અગાધ મહિમા સમજાવો કઠણ નથી સતી દ્રૌપદીએ પો-

તાના પતિના મરણની તો નહિ, પણ પતનની વાત સાંભળી કે તે ગાંડી જેવી થઇ ગઇ અને જ્યા સુધી પતિઓના શબને તેણે જોવા નહિ ત્યા સુધી તે તેવીજ ઉન્મત્ત સ્થિતિમાં દોડી ગઇ. આ તેના પતિપ્રેમની પરિસીમા છે! ચાર પાંડવ અને દ્રૌપદી એ પાંચમાંથી એકને જીવાડવાનું હું વરદાન આપુ છું એમ કહીને જે વખતે ધર્મદેવે યુધિષ્ઠિરની પરીક્ષા કરી છે તે વખતે વરદાન માગવામાં યુધિષ્ઠિરે ધર્મરક્ષણની જે ચતુરાઇ પ્રકટ કરી છે તે વખાણની મર્યાદાને પણ ઉલ્લંઘી જાય એવી છે!

એવી રીતે આ કાવ્યગ્રંથ અનેક પ્રકારની નીતિ શીખવે છે એટલુંજ નહિ પણ તે શ્રોતાઓને કાવ્યરસમાં મગ્ન કરી નાખે છે. કરુણ એ આમાં પ્રધાન રસ છે અને રૌદ્ર તથા બીભત્સ તેના અંગી રસ છે કરુણરસનું લક્ષણ સાહિત્યદર્પણમા લખે છે કે—

"इष्टनाशादनिष्टाप्तेः करुणाख्योरसोभवेत् ।
धीरैः कपोतवर्णोयंकथितोयमदेवतः ॥
शोकोऽत्रस्थायिभावःस्याच्छोच्यमालंबनंमतम् ।
तस्यदाहादिकावस्थाभवेदुद्दीपनंपुनः ॥
अनुभावादैवनिंदाभूपातक्रन्दितादयः ।
वैवर्ण्योच्छ्वासनिःश्वासस्तम्भप्रलपनानिच ॥
निर्वेदमोहापस्माख्याधिग्लानिस्मृतिश्रमाः ॥
विषादजडतोन्मादचिन्ताद्याव्यभिचारिणः" ॥

અર્થ—"ઇષ્ટ વસ્તુના નાશથી અને અનિષ્ટની પ્રાપ્તિથી કરુણરસ ઉપજે છે." આ કાવ્યમા દેવોના નંદન વનના સૂકાવા રૂપ અનિષ્ટની પ્રાપ્તિ અને ઈષ્ટનો નાશ વર્ણીને ગુણીભૂત કરુણરસ વર્ણ્યો છે આ કરુણ શ્રોતાનાં મનને માત્ર ખેદ ઉપજાવે છે અને હવે પછીના કરુણરસમાં તલ્લીન થવાને તૈયાર કરે છે અરણીકાષ્ઠના નાશથી બ્રાહ્મણનો સંતાપ એ પણ અરણીકાષ્ઠ રૂપી ઇષ્ટનાશ અને અગ્નિહોત્રાદિકના લોપરૂપી અનિષ્ટપ્રાપ્તિ વર્ણાઇ છે માટે તે પણ ગુણીભૂત કરુણ છે. દ્રૌપદીના સંબંધે તેના પતિરૂપો ઈષ્ટનો નાશ અને તેના વિયોગરૂપી અનિષ્ટની પ્રાપ્તિ વર્ણીને

ગુણીભૂત કરૂણ વર્ણ્યો છે ભીમાદિ ચાર, પાડવ રૂપી ઈષ્ટનો નાશ અને તેમના વિયોગાદિ અનેક અનિષ્ટની પ્રાપ્તિ વર્ણીને મુખ્ય કરૂણ વર્ણ્યો છે. 'એ કરૂણરસ કપોતના જેવા રંગનો છે તથા યમ તેનો દેવતા છે એવુ ધીર પુરૂષો કહે છે એ રસમાં સ્થાયિભાવ શોક છે" અહીં યુધિષ્ઠિરનો શોક વર્ણાયો છે એ રસ જેનાથી જણાય એવુ છે "જે વસ્તુઓનો શોક કરવો પડતો હોય તે આલબન વિભાવ જાણવો" પાડવોમાના ભીમાદિ ચાર અહી આલબન વિભાવ રૂપે વર્ણાવા છે "તેની દાહાદિક અવસ્થા એ ઉદ્દીપન વિભાવ જાણવો" અહી ભૂમિમા પડેલા શબને પક્ષીઓ કોચી ખાય છે, વગેરે જે વર્ણન કર્યું છે. તે કરૂણનું ઉદ્દીપન છે. "દૈવની નિદા કરવી, પૃથ્વીમા પડી જવુ, આક્રદ કરવો, એ કરૂણના અનુભાવ જાણવા" યુધિષ્ઠિરના સબધમા દૈવનિદા, મૂર્છિત થઇને પૃથ્વીમાં પડવુ, વિલાપ, વગેરે વર્ણાયુ છે તે કરૂણરસના અનુભાવ છે "વૈવર્ણ્ય, ઉચ્છ્વાસ, નિશ્વાસ, અકડપણુ, લવરી, નિર્વેદ, મોહ, અપસ્મૃતિ, વ્યાધિ, ગ્લાનિ, સ્મૃતિ આવવી, થાકી જવુ, વિષાદ, જડતા, ઉન્માદ, ચિંતા, વગેરે સચારી ભાવો કરૂણમા વર્ણાય છે" આ કાવ્યમા પણ ઠામ ઠામ તે તે ભાવ વર્ણાવા છે. એ સઘળાના કેટલાક ઉદાહરણુ આપીને અહીં બતાવત પણ તેમ કરવાથી અતિ વિસ્તાર થાય છે માટે બતાવ્યું નથી ગુણીભૂત કરૂણમા પણ એ કરૂણના અગ વિચાર કરવાથી સમજાય એવા છે દૈવનો ક્રોધ જ્યા જ્યા વર્ણાયો છે ત્યા ત્યા અગભૂત રૌદ્રરસ જાણવો અને દુખિત પાત્રોની દુર્દશા (જેવા કે રીંછ દ્રૌપદીને થુક ઉરાડીને પાડી નાખે છે, તેનું લોહી ચાટે છે, વગેરે જુગુપ્સા જ્યા વર્ણાઇ છે ત્યા બીભત્સ નામે અગભૂત રસ જાણવો.

રસવર્ણના શિવાય કવિની અલકૃત વાણી ઘણી ચમત્કાર આપે એવી છે અર્થાલંકાર એમા એટલા બધા છે કે આ કાવ્યનુ એક પણ કવિત અલકાર વિનાનુ નથી, એમ કહીશુ તોપણ તે યથાર્થજ કહેવાશે. મુખ્યત્વે કરીને ઉત્પ્રેક્ષા, અતિશયોક્તિ, અને સ્વભાવોક્તિ, એ અલકાર ઠામ ઠામ જોવામા આવે છે સૃષ્ટિસૌન્દર્યની વર્ણનાનો મોટો ભાગ સ્વભાવોક્તિમા સમાઈ જાય છે પશુ પક્ષી અને જનસ્વભાવના ચિત્ર આપવામા આ કવિએ બેહદ ચતુરાઇ કરી છે ! યુધિષ્ઠિરાદિક પાત્રોના મનોભાવ વર્ણવવામા પણ તેવીજ ચતુરાઇ કરી છે બનતાસુધી કસ ક્યાં શી શી ખામી રહેલી છે તે ટીકામા ને તે ઠેકાણે સ્પષ્ટ કર્યું છે તથાપિ બધી જગાએ

તેમ બતાવતાં ટીકા બહુ વધી જાય એવા હેતુથી માત્ર જરૂર લાગી ત્યાં તેમ કર્યું છે. ધ્વનિ અને ભાવવ્યંજના જેને કેટલાક કવિઓ કાવ્યનો જીવ ગણે છે તે આમાં બહુ જગોએ જોવામાં આવે છે અને ખરેખરૂં પૂછો તો તે રસજ્ઞના મનને તો નિશ્ચય હરણ કરે છે!

કાવ્યરૂપે એ ગ્રંથમાં બીજું પણ ઘણુ છે જે વિદ્વાન વાચકો સ્વતઃ જોઇ જાણીને આનંદ પામશે. હવે યક્ષપ્રશ્નોત્તર જે આ કાવ્યનું નામ છે તે વિષે બોલીએ. યક્ષના યુધિષ્ઠિરને પ્રશ્ન અને તેના ઉત્તર એ આ ગ્રંથનો મુખ્ય મુદ્દો છે. એ પ્રશ્નો મનુષ્યને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો ઉપદેશ કરનારા છે. જેવા કે—

| યક્ષપ્રશ્ન. | યુધિષ્ઠિરના ઉત્તર. |
|---|---|
| વિદ્વાન શાથી થવાય છે ?.................. | વિદ્યા ભણવાથી. |
| શાથી મોટું પદ મળે છે ?.................. | તપવડે. |
| એકલો છતાં સદ્વિતીય શાથી ગણાય ?...... | ધૃતિવડે. |
| બુદ્ધિમાન શાથી થવાય ?.................. | વૃદ્ધની સેવાથી. |
| બ્રાહ્મણનું દૈવત શું ?.................. | સ્વાધ્યાયપઠન. |
| ક્ષત્રિયનું દૈવત શું છે?.................. | ધનુષ્યબાણ. |
| જીવતો છતાં મુઓ કોણ ?.................. | પંચ મહાયજ્ઞ ન કરે તે. |
| પૃથ્વીથી ભારે કોણ ?.................. | માતા. |
| આકાશથી ઉંચુ કોણ ?.................. | પિતા. |
| વાયુથી ચપળ કોણ ?.................. | મન. |
| પ્રવાસીને મિત્ર કોણ ?.................. | સાર્થ ( સોબતી ). |
| ગૃહસ્થને મિત્ર કોણ ?.................. | ભાર્યા. |
| રોગીને મિત્ર કોણ ?.................. | વૈદ્ય. |
| મરનારને મિત્ર કોણ ?..... .................. | દાન. |
| સૌથી મોટો ધર્મ કયો ?.................. | દક્ષતા. |
| સૌથી મોટો યશ કયો ?.................. | દાન. |
| સૌથી મોટું સ્વર્ગ આપનાર શું ?........... | સત્ય. |
| સૌથી મોટું સુખ કયું ?.................. | શીલ. |
| મનુષ્યનો આત્મા કયો ?.................. | પુત્ર. |

દૈવકૃત મિત્ર કોણ ?........................ભાર્યા.
ઉત્તમ ધન કયું ?........................વિદ્યા.
ઉત્તમ લાભ કયો ?........................આરોગ્ય.
ઉત્તમ સુખ કયું ?........................સંતોષ
પરમ ધર્મ કયો ?........................સૌજન્ય.
શું મારીને શોક ન થાય ?....................મન.
શું તજીને વાહાલો થાય ?....................માન.
શું તજીને ન શોચે ?....................ક્રોધ
શું તજીને ધનવાન થાય ?....................ઇચ્છા.
શું તજીને સુખી થવાય ?....................લોભ
નટનર્તકને શા માટે આપવું ?....................યશને માટે.
શાથી મિત્રો તજી દે ?....................લોભથી.
શાથી સ્વર્ગે ન જવાય ?....................સંગથી.
તપ શું ?........................સ્વધર્માચરણ.
દમ શું ?........................મનઃસંયમ.
ક્ષમા શું ? ........................દ્વંદ્વ સેહેવાં તે.
લજ્જા શું ?........................અકાર્યથી અટકવું તે.
જ્ઞાન શું ?........................તત્વાર્થપણે સમજવું તે.
શમ શું ?........................ચિત્તની સ્થિરતા.
દયા શું ? ........................સર્વનું સુખ ઈચ્છવું તે.

ઇત્યાદિ ઇત્યાદિ ઇત્યાદિ.

એવા ને એવા અનેક પ્રશ્નોત્તર છે. સંસ્કૃતમાં બહુધા એક શ્લોકમાં પ્રશ્ન અને એકમાં ઉત્તર છે. ત્યારે આ કવિએ કવિતના પૂર્વાર્ધમાં પ્રશ્ન અને ઉત્તરાર્દ્ધમાં ઉત્તર લીધા છે. ટીકામાં એક બે શ્લોક અસલ સંસ્કૃત ગ્રંથમાંથી આપ્યા છે તે ઉપરથી જણાશે કે કવિએ પ્રશ્નોત્તરનું ભાષાંતર યથાર્થ લીધું છે, યદ્યપિ પ્રશ્નોત્તરનાં કવિત ભાષાંતરનાં છે તથાપિ શ્રોતા જો તે વાતથી અજાણ હોય તો તે ભાગ્યે જાણશે કે આ કવિતા ભાષાંતરમય છે, એવી સરળતા કવિતાની રચનામાં છે.

આ કાવ્યનો નાયક યુધિષ્ઠિર છે. મહાભારતની યક્ષ પ્રશ્નોત્તરની કથા એ કાવ્યનું વસ્તુ છે. દેવસભાનું વર્ણન એ ઉપોદ્ઘાત અથવા આરંભ છે, અરણીકાષ્ઠનું હરણ એ ધર્મની પરીક્ષાનો યત્ન છે, જળપાન કરવાથી

ચાર પાંડવનાં મરણ થયા છતાં યુધિષ્ઠરની દ્દઢતા એ તેના ધર્મરક્ષણની 'પ્રાપ્યાશા' છે, યક્ષના પ્રશ્નોના ઉત્તર દેવા તથા એકલા સહદેવનુંજ જીવન ઈચ્છવું એ 'નિયતાપ્તિ' અથવા કાવ્યના ઇચ્છિત ફળની પ્રાપ્તિનું નિશ્ચયપણું છે, અને સઘળા દેવો ત્યાં આવીને યુધિષ્ઠિરને ધન્યવાદ આપે છે, તે 'ફલાગમ' અથવા ધર્માચરણનું ફળ છે. એ રીતે આરંભ, યત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ અને ફલાગમ, એવાં વસ્તુસંકલનાનાં પાંચ અંગ જે નાટ્ય શાસ્ત્રમાં કહેલાં છે તે પણ આ કાવ્યમાં વર્ણાયાં છે, પણ હવે અતિ વિસ્તાર ભયથી આટલેથી વલ્લભના ગ્રંથનું વિવેચન પૂરું કરીએ છીએ.



·श्रीजगदीश्वरायनमः

## वल्लभकृत

# यक्षप्रश्नोत्तर.

प्रणम्यपरमानंदं.

### કવિત.

રાજિવલોચન રામ, દુઃખ વિમોચન નામ,
જાનકીશોચન કામ, ફર્યા નર્યા વનમાં;
સતી વિણ શંકર જે, ગતિ ધારી કંકર તે,
રતિરાઢ રંકરસે, ભર્યા ડર્યા તનમાં;
એમ અવિદ્યા વિહોણા, પ્રેમાનંદ તો વગોણા,
આવ્યાં નવ હાય ! સોણાં, વર્યા હર્યા ઘનમાં;
હરિ હર બ્રહ્મા આપ, અવિદ્યા વિના કુતાપ,
થયો વલ્લભના બાપ, તર્યા ડર્યા મનમાં. १

१ વલ્લભ કવિ કરૂણારસમય કાવ્ય કરવાની પ્રતિજ્ઞા કરીને કરૂણ રસાત્મક વસ્તુનિદર્શનપૂર્વક મંગળાચરણ કરે છેઃ કરૂણ રસનો સ્થાયિભાવ શોક છે અને ઈષ્ટ વસ્તુનો વિયોગ એ શોકનો હેતુ છે, માટે ઇષ્ટ પદાર્થનો વિયોગ એ કરૂણરસની વસ્તુ હોઇ શકે એવી લક્ષણા કરાવવાને પોતાના પિતા શ્રીમહાકવિ પ્રેમાનંદની પત્ની અવિદ્યા છે એમ કલ્પના કરીને તેમનો વિયોગ વર્ણવે છે. રાજિવ ઈ૦—રાજિવ ( કમળ ) સમાન લોચન( નેત્ર )-વાળા રામ, જેનું નામ દુઃખવિમોચન (-કરનારૂં) છે, તે જાનકી શોચન

## કષ્ટાવસ્થા.

સ્વસ્ત્રી હોય શાણી કદી, તોય પરસ્ત્રીના પર,
પ્યાર યાર ઘણો લાવે, દુનિયાનો રાહ છે;

---

રામ ( સીતાનો શોક કરવાને અર્થે ) નર્યા સવળા કે એકલા ગહન વનમાં ફર્યા અર્થાત્ રામચંદ્ર જે પોતે વિષ્ણુ છે તેમને જાનકી( માયા—અવિદ્યા )નો વિયોગ શોક ઉપજાવનાર થઈ પડયો તો પ્રેમાનંદને પણ અવિદ્યા સ્ત્રીનો વિયોગ શોક ઉપજાવે એમા આશ્ચર્ય નથી ! પ્રેમાનંદની પત્નીના મરણનો અર્થ વ્યંગ્ય છે. રામ તો રાજા હતા માટે તેમને પત્નીવિયોગનો શોક થયો હશે પણ વૈરાગ્યનિષ્ટ યોગીઓને તેવો શોક થતો નથી એમ કહેશો તોઃ સતી ઇ૦—શંકર સરખા જે યોગી તેમણે પણ સતી સ્ત્રી વિણ ( દક્ષયજ્ઞમાં સતીનો નાશ થવા પછી ) કંકરની ગતિ ધારી ( પાષાણના બાણ રૂપે થયા ). નર્મદાના કંકર તેટલા શંકર, એમ કહેવામાં આવે છે માટે લોકોક્તિ અલંકાર. રતિ ઇ૦— અને સતીની રતિ( પ્રીતિ )ની રાહ (અર્થાત્ વિયોગ )થી રંકરસે ( કરુણ રસવડે ) તનમાં ભર્યા અને ઠર્યા. અર્થાત્ વિયોગથી ઠરીને શોકગ્રસ્ત થયા. રામ અને શંકરનું દૃષ્ટાંત પ્રેમાનંદના વિયોગને લાગુ પાડવામાં આવ્યું છે માટે દૃષ્ટાંતાલંકાર. દાર્ષ્ટાંત કહે છેઃ એમ ઇ૦—એવી રીતે અવિદ્યા રૂપી સ્ત્રીવિહોણા ( વિહીન—વિનાના ) પ્રેમાનંદ વગોણા ( વગોવાયા ). અર્થાત્ શોકથી દુઃખી થયા અને તેમને ( સુખનાં ) સોણાં ( શમણાં ) પણ ન આવ્યાં ! હાય !—ખેદદર્શક અવ્યય. વર્યા ઇ૦—જે અવિદ્યાને તે વર્યા હતા, તેને તે ધન( એવા સંસાર )માં હર્યા —ખોઇ બેઠા.

દૃષ્ટાંતમાં પ્રથમ વિષ્ણુ અને પછી શંકરનો વિયોગ વર્ણીને પછી બાકી રહેલા બ્રહ્માનો વિયોગ વર્ણવવો જોઇએ તે માટે પોતાના પિતાને બ્રહ્મારૂપ માનીને તેનો વિયોગ વર્ણે છેઃ હરિ ઇ૦—ઉપર કહેલા રામ રૂપી હરિ, હર, અને આપ ( પ્રેમાનંદ ) બ્રહ્મા, એ ત્રણેને અવિદ્યા વિના ( અવિદ્યા રૂપી સ્ત્રીઓના વિયોગથી) કુતાપ ( અર્થાત્ દુઃખ આપે એવો સંતાપ ) થયો છે. એવી રીતે તર્યા ( તરી ગયેલા ) અને ઠર્યા ( શાંત થયેલા ) મનમાં વલ્લભના બાપને અવિદ્યા વિના કુતાપ થયો છે. બ્રહ્માના વિયોગનું દૃષ્ટાંત નથી માટે પ્રેમાનંદને બ્રહ્મારૂપ માનવા, એજ વધારે ઠીક છે; પણ જો તેમ ન માનીએ

ન્યાય એ પ્રવર્ત્યો પૂર્ણ કવીશ્વરકેરે ગેહ,
જુઓ જુઓ સશય ન, અખડ પ્રવાહ છે,
દ્વય અ ગનાને હવા, સૂનુ શુદ્ધ બુદ્ધ સારા,
ષટ્ વારાગનાકેરા, એમ વાહ વાહ છે,
વળી સુતા એક હવી, તિમિર શી રૂપવતી,
વલ્લભ કે' વરી ગઈ, અવિદ્યા અનાહુ છે. ૨

---

તો, હરિ હર બ્રહ્માને જેમ અવિદ્યા વિના કુતાપ થયો છે તેમ વન્નભના બાપને પણ થયો છે, એમ અન્વય કરવો અહી દૃષ્ટાતવડે હરિહરની સાથે પ્રેમાનદની યોગ્યતા વર્ણીછે માટે તુલ્યયોગિતાલકાર. અને પ્રેમાન-દને બ્રહ્મા રૂપે તથા સ્રીને અવિદ્યા રૂપે અભેદપણે વર્ણી છે માટે અભેદ તાદ્રુપ્ય રૂપકાલંકાર. અવિદ્યા હોવાથી કુતાપ ઉપજે એ તો સાધારણ છે પણ અહીં તો અવિદ્યા વિના કુતાપ ઉપજે છે એમ વર્ણવ્યુ છે, માટે **વિનોક્તિ અલંકાર.**

૨ વિદ્યા અને અવિદ્યા બેને પ્રેમાનદની સ્રીઓ કલ્પીને રૂપકની યોજના કરે છે સ્વસ્રી ઇ૦—૨૫૯૮ છે નીતિમાન્ પુરૂષ ઘણી વખત અની તિમાન્ પુરૂષોને ફાવી જતા જોઈને કોઇ વાર એમ ઈચ્છે છે કે એનીજ અનીતિ મે પણ ધારણ કરી હોય તો ઠીક ! એવા અર્થની વ્યજના છે ન્યાય ઇ૦—કવીશ્વર( પ્રેમાનદ )ને ગેહ ( ઘેર ) એ ન્યાય પૂર્ણ પ્રવર્ત્યો છે અર્થાત્ પોતે વિદ્વાન્ છતા બીજા અવિદ્યાવાળા ( અજ્ઞાનીઓ ) ઉપર કવીશ્વર પ્રેમ રાખે છે, એ વ્યંગ્ય હવે વિદ્યા અને અવિદ્યાના સતાન રૂપકદ્વારા વર્ણે છે દ્વય ઇ૦—વિદ્યા નામની અગનાને શુદ્ધ અને બુદ્ધ એવા દ્વય ( બે ) સૂનુ ( પુત્ર ) થયા પ્રેમાનદના બે પુત્ર વલ્લભ અને દુર્લભને અનુ લક્ષીને આ વાક્ય લખ્યુ હોય એમ જણાય છે અવિદ્યાના પુત્ર ગણાવે છે ષટ્ ઇ૦—વારાગના( અવિદ્યા )ના ષટ્ ( કામ, ક્રોધ લોભ મોહ, મદ, મત્સર, એવા ૭ ) પુત્ર હવા અવિદ્યા સર્વત્ર પસરેલી હોવાથી તેને વારાગનાની ઉપમા આપી છે વળી ઇ૦—વળી તિમિર ( અધકાર ) શી રૂપવતી અર્થાત્ કાળી ( અનીતિ કાળા કર્મ કરનારી છે તાથી તેને કાળી કહેલી છે ) એક સુતા અવિદ્યાને હતી-હઇ વલ્લભ કહે છે કે તેને પાઠક

એવી નારી સુતવતી, સુતા સંગ લઇ કરી,
મોત આવ્યા વિણ મોઇ, જીવતી દેખાય છે;
પ્રીતિ તેની પૂર્ણ પણ, પાસે આવી નવ શકે,
પિતાશ્રી કદા કદા તો, જોઇ મકળાય છે;
( કે' ) આવ્ય રે તું આવ્ય તોય, કને નથી આવતી તે,
તેણે અતિ કોઇ કોઇ, વાર દુઃખ થાય છે;
ખાંધ સમા સુત બેય, કને આવી ઊભા રહે,
વલ્લભ કે' તોય કઇ, પ્યારીદુઃખ જાય છે !! ૩

---

પુરૂષને વરી પણ ખરી અને ગઇ ( જતી રહી ) પણ ખરી. ( સત્સમાગમ થવાથી અનીતિનો નાશ થાય છે. એવો ધ્વનિ છે) પણ અવિદ્યા તો અનાદ્ય—નાથ વિનાની( વારંગના હોવાથી ) છે. અવિદ્યાના યોગથી કામાદિક તથા અનીતિ ઉપજે છે. એ વ્યંગ્યાર્થ છે.

૩ વેદાંતના ગ્રંથોમાં અવિદ્યા અથવા માયાને સદસત્ રૂપવાળી એટલે છે અને નથી એવા અનિર્વચનીય લક્ષણવાળી કહેલી છે, તેને ઉદ્દેશીને કહે છેઃ એવી ઇ૦—કામાદિક સુતવાળી એવી અવિદ્યા રૂપી નારી પોતાનીસુતા ( અનીતિ )ને સંગ લેઈને મોત આવ્યા વિણુ મોઈ. અર્થાત્ અવિદ્યાતત્વનો વસ્તુતઃ નાશ થતો નથી તથાપિ જેની અવિદ્યા દૂર થઇ તેની અવિદ્યા તો મરી ગઇ એમજ કહેવાય છે. પણ બીજાઓની અવિદ્યા દૂર નથી થઇ માટે તે જીવતી દેખાય છે એ વાત પણ ખરી છે. વિરોધાભાસ અલંકાર. પ્રીતિ ઇ૦—પ્રેમાનંદની પ્રીતિ અવિદ્યા ઉપર પૂર્ણ છે ( અવિદ્યાવાળાઓનો અનુગ્રહ કરવાની બુદ્ધિથી ) પણ તે અવિદ્યા તેમની પાસે આવી શકતી નથી —તેમને વળગતી નથી. દુષ્ટને શિક્ષા કરવાના હેતુથી કોઈ કોઇ વાર પ્રેમાનંદે નિંદા વગેરેનો ઉપયોગ કર્યો છે તેને ઉદ્દેશીને કહે છેઃ પિતાશ્રી ઇ૦— તો પણ અવિદ્યાનું કાર્ય જે બીજાનો દ્રોહ કરવો તે પ્રેમાનંદથી બનતો નથી, તેને ઉદ્દેશીને કહે છેઃ કે' ઇ૦— દુઃખ થાય છે—અવિદ્યાના વિયોગથી ( અર્થાત્ શત્રુઓને દંડ તો કરવો જોઇએ, પણ પોતાના અત્યંત સૌજન્યવડે પ્રેમાનંદથી તે બનતો નથી તેથી પ્રેમાનંદને ખેદ થાય

## સાંત્વન.

પુત્ર ત્યાં પ્રતાપી પાસ, જઇ આશ આગવી દે,
ભુંડણ ગઈ તેણે શું, દુઃખ દિલ આવવું;
અંગવાળી હતી નહિ, રંગ ઢંગ કાંઇ નહિ,
વ્યંતર શું વ્યંગ કરી, છૈયાં બોલે ચાવવું;
તેણે શોણે દીન થયા, દિન જશે દુઃખકેરા,
સુત હું સમર્થ તેણે, ડૂબ્યું તરે નાવવું !
દીન જેવી વાણી બોલો, એને કોણ વિનય કે' ?
વલ્લભ કે' ગણો દુઃખ, મારે મન ના વડું ! ૪
સુતાકેરો શોક કરો, સૂતા સૂતા આ શો તમે ?
રે મારી સુતા વશી આ, બીજી કને બાપડી !!

---

છે કે જો હું મારા શત્રુઓ જેવો દુર્જન હોત તો તેઓ મને કે મારા શિષ્યોને શી રીતે પીડા કરી શકત ? પણ હું દુર્જન થઇ શકતો નથી એજ આ જગોએ શોચવા જેવું છે. વલ્લભ અને દુર્લભ બે પુત્રો શત્રુનિગ્રહના કાર્યમાં પિતાને સાહાય કરે એવા છે તથાપિ તેમની સાહાય તે ગ્રહણ કરતો નથી એવા તેના ટેકને ઉદ્દેશીને કહે છેઃ ખાંધ ઇ૦—સ્પષ્ટ છે. ખાંધ સમા —ખભે અડકે એટલા ઉંચા. સુત—શુદ્ધ બુદ્ધ. પ્યારી—અવિદ્યા જેની વહાલી સ્ત્રી મૃત્યુ પામી હોય તેના બે પુત્રો પાસે આવીને ઊભા રહે તેથી પુરૂષનુ દુઃખ તાજું થઇ આવે છે, એ વ્યંગ્ય છે.

૪ આશ—આશા. આગવી—પોતાના એકલાના તરફથી. ભુંડણ—અવિદ્યા રૂપી. અવિદ્યા અવયવ રહિત, રૂપ રહિત અને કપટ રૂપ છે, એવા અર્થને ઉદ્દેશીને કહે છેઃ અંગવાળી ઇ૦. વ્યંગ — છળ. છૈયાં—કામાદિક. અર્થાત્ કામી, ક્રોધી વગેરે. ચાવવું—ચાવળું—મરણમાં આવે તેવું ચિંતન કરે છે. તેણે ઇ૦. નાવવું—નાવ. વલ્લભ ઇ૦—વલ્લભ કહે છે કે તમે જેને દુઃખ ગણોછો તે મારે મન વડું ( મોટું ) નથી !

જેની કને ગઇ તેને, જોઇ ધિક બોલો મુખ.
તો પછે ધરો શે દુઃખ, જુઓ વાટ આ પડી !
નથી ગણી કોઇ વાર, પુત્રી જાણી આણી પ્યાર,
કદાપિ આપી નથી મેં, ભાઇ થઇ કાપડી !
શોક તજો થયું બહુ. વારવાર કેતું કહુ,
વલ્લભ કરૂણ ગ્રહુ, રે એ નથી આપડી ! ! ૫

સુત ષટ્ નારી છૂટ્યા, કે મહામારીમાં મુઆ,
તેના શોક ધરો તમે, એમ માનુછુ અમે;
બે ત્રણ તો સારા હતા, સ્વીકાર્યા છે અમે તેને,
જોઇ થાજો રાજી રાજી, દુઃખ ધરો શો તમે ?
તમારે તે મરી ગયા, તેમાં શેની ચિંતા ધરો,
કહ્યું મારૂ સર્વ કરો, નકી આવી તે નમે;
આવું આવુ કે' અપાર, કવીશ્વર વાર વાર,
પિતા માને ન લગાર, પછે કષ્ટ શે શમે ? ૬

---

૫ સુતા—પુત્રી ( અનીતિ ). બીજા કને—અનીતિમાન્ પુરૂષો પાસે. જુઓ ઇ૦—જુઓ એ સુતા ( અનીતિ ) તો આ વાટમા પડી છે ! અર્થાત અનીતિ તો ઠામ ઠામ દેખાય છે, તેનો શોક શુ કરવા કરવો ? કરૂણ ગ્રહુ—કરૂણા રાખું. વલ્લભ કહે છે કે હું તેના પર કરૂણા રાખુ તો ખરો, પણ રે ! એ આપણી નથી ! અર્થાત્ અનીતિ ઉપર કરૂણા રાખવી ઉચિત નથી.

૬ સુત—પુત્ર ( કામ વગેરે ) ષટ્—છ. મહામારી ( કોગળિયુ ). કામાદિક વિકારો નઠારા છતા પણ જેમનો સદુપયોગ થઇ શકે છે તે તજવા જેવા નથી, એવા અર્થની વ્યજના કરતા કહે છે કે બે ત્રણ ઇ૦—એ- માના બે ત્રણ ( કામ,લોભ,વગેરે ) સારા હતા તેને અમે સ્વીકાર્યા છે. અર્થાત્ સદ્વસ્તુનો કામ સદ્વસ્તુનો લોભ, વગેરે ગુણો સ્વીકારવા જેવા છે કવીશ્વર —વલ્લભ

## સમાધાન.

જ્યારે કોઇ કહે આવું, ત્યારે સમજાવે આમ,
મારે પિતાકેરૂં ગદ્ય, કવિતામાં ગાવું છે;
સુણજો શ્રોતા તમામ, કવીશ્વર મૂકે મામ,
એ તો એક પિતા પાસ, બીજાએ લજાવું છે;
એકના અનેક આપું, ઉત્તર ઉઠાવદાર,
પિતા પાસ પ્રૌઢ નહિ, જાવા લગી જાવું છે;
ખરૂં બોલે મૂઢમતિ, તેહ ખોટું થઇ જાય,
વલ્લભ ખોટાનું ખરૂં, ખરૂં ખોટું આવું છે. ૭
આવી શક્તિ છે અપાર, કિંચિત હું કહી દાખું,
પૂરેપૂરો પાર એ તો, પ્રભુને ન પાસ છે;

---

૭ હે પિતા! તમે અવિદ્યા અને તેનાં સંતાનનો વિયોગ થવાથી શોક શામાટે કરોછો. એમ કહેતાં પ્રેમાનંદ કેવું સમાધાન આપે છે તે કવિ કહી બતાવે છે: જ્યારે ઇ૦—સ્પષ્ટ છે. આવું—પૂર્વે કહ્યું તેવું.. સમજાવે—(પ્રેમાનંદ). આમ—હવે પછી કહેવામાં આવશે તેવું. મારે ઇ૦—પિતાએ સમાધાન આપતાં જે વાક્યો ગદ્યમાં કહ્યા છે તે મારે કવિતામાં ગાવાં છે. કવીશ્વર ઇ૦—કવીશ્વર (વલ્લભ) જે મામ મૂકી દે છે, તે તો એક પિતા(પ્રેમાનંદ)ની પાસેજ. બીજાએ તો વલ્લભથી લજાવું છે—લાજવાનુંજ છે? શામાટે બીજાએ લાજવાનું છે, તેનું કારણ કહે છે: એકના ઇ૦. ઉઠાવદાર—સરસ—જેથી પૂછનારનાં મોં બંધ થઇ જાય એવા. ત્યારે પ્રેમાનંદને એવા ઉત્તર કેમ આપતા નથી? પિતા ઇ૦—હું પિતાની પાસે તેવો પ્રૌઢ નથી. શાકારણથી પ્રૌઢ નથી તે કહે છે: જાવા ઇ૦—અર્થાત્ તેમની સાથે વાદ કરવામાં તો ઘણે દૂર લગી જવું પડે છે. બીજું કારણ કહે છે: ખરૂં ઇ૦—કોઇ મૂઢ મતિ તેમની પાસે ખરૂં બોલે તે ખોટું થઇ જાય અને ખોટું બોલે તે ખરૂં થઈ જાય. વલ્લભ કહે છે કે તેમની પાસે ખરૂં અને ખોટું આવું છે! પ્રેમાનંદની વાદશક્તિ અદ્ભુત છે. એ ધ્વનિ છે.

ડાહ્યા શાણા એમ વદે, કહે પ્રભુ દેખાય ન,
પરમઆનંદ પ્રભુ, જોના જેવો ભાસ છે,
કાશી ને કેદાર જઓ, ભટકો ભૂમિમા ભવે,
પ્રત્યક્ષ પ્રભુ છે પિતા, બીજા સહુ ત્રાસ છે,
પ્રેમાનંદ પ્રેમ આણે, તેને મળ્યુ મહાધામ,
( જોઇ ) વેવલા વીણતા વર, વલ્લભ ઉદાસ છે ૮

કવિ કહે વલ્લભ તુ, અવિદ્યા વખોડે કેમ,
વિદ્યાકેરી બેન મોટી, ઉભય ગવાય છે;
પે'લી આવે છે અવિદ્યા, જનમતા જનમાય,
વિદ્યા યત્ન ભાગ્ય બળે, આવી ગુણ ગાય છે,
માત તાત ભ્રાત મૂકે, અવિદ્યા ન કદી ચૂકે,
અંગસાથ આવી હુકે, વિદ્યા વે'લી જાય છે,
અડગ એ છે અપાર, કાઢવી કઠિન લાગે,
યત્ન દૈવ બળે જાય, કને તો દેખાય છે ૯

---

૮ પૂરેપૂરો ઇ૦—પ્રેમાનંદની શક્તિનો પૂરેપૂરો પાર ( પામવો ) તો પ્રભુને પણ પાસે ( અર્થાત્ સેહેલો ) નથી ! સબંધાતિશયોક્તિ. પ્રેમાનંદને પ્રભુ રૂપે વર્ણ્યું છે ડાહ્યા ઇ૦—સ્પષ્ટ છે પરમ આનંદ—પ્રેમાનંદ. સાપન્હવાતિશયોક્તિ. પ્રભુ પરમ આનંદ રૂપ છે, એવો અપ્રસ્તુત શાસ્ત્રનો સિધ્ધાંત એમ થી શ્લેષ દ્વારા સમજાય છે માટે શ્લેષ અને અપ્રસ્તુત પ્રશંસાલંકાર. પ્રેમાનંદનુ પ્રભુત્વ બીજી રીતે સિદ્ધ કરે છે કાશી ઇ૦ વેવના વીણતા—વ્યર્થ પરિશ્રમ કરતા વલ્લભ ઇ૦—તેવા પુરૂષોને જોઇને વલ્લભ તેમનાથી ઉદાસ છે-નિરાળો છે અથવા વલ્લભ કહે છે કે બીજા વેવલા વીણનાર ઉદાસ રહે છે

૯ અવિદ્યાના વિયોગથી શોક ન કરવાનો વલ્લભ બોધ કરે છે તેના ઉત્તરમા પિતા શુ કહે છે તે વરણવે છે કવિ ઇ૦ કવિ-પ્રેમાનંદ બેન—(અવિદ્યા) ઉભય ઇ૦—વિદ્યા અને અવિદ્યા ઉભય ( બન્ને ) બેનો છે એમ ગવાય છે-( શાસ્ત્રોમા) શામાટે અવિદ્યાને મોટી બેન કહેવી તેનુ કારણ

...માથી ગઇ નથી, માને તું ગયેલી ત્યારે,
અતિ થાય ચિંતા મુને, સ્નેહ શું ભૂલાય છે;
વિદ્યા આવી પાસ વશી, તોય આવે એવો સમો,
અવિદ્યા ગઇ ક્યાં હોય ! એવું તો બોલાય છે;
અવિદ્યાના ભોગી જોઇ, પડે અવિદ્યાનો ખપ,
જોગી પણ જતી કરી, પાછી એને સાંય છે;
શાપ દેઇ કોક સાંય, મોહિત મને કો ગાય,
વલ્લભ યોગીના રાય, એમ એ સદાય છે. ૧૦

---

કહેછેઃ પેલી ૯૦—જનમાંય જન્મતાં પ્રથમજ અવિદ્યા આવે છે અને વિદ્યા તો પછીથી યત્નવડે અને ભાગ્યબળથી આવીને મનુષ્યના ગુણ ગાય છે. અવિદ્યાનું સામર્થ્ય વર્ણે છેઃ માત ઇ૦—મનુષ્ય પોતાનાં માત, તાત, ભ્રાત, એ સર્વેને મૂકી દે, પણ અવિદ્યાને કદી મૂકતો નથી—છોડતો નથી. અને અવિદ્યા જો મનુષ્યના અંગની સાથે ઢુંકે (પાસે) આવી તો વિદ્યા પણ વહેલી વહેલી જતી રહે છે. અથવા વિદ્યાવેલી—વિદ્યા રૂપી વેલ. યત્ન ઇ૦—એ અવિદ્યા યત્નથી અને દૈવબળથી કદાપિ જાય તથાપિ તે કને( પાસે )જ દેખાય છે. અવિદ્યા માયા જન્મ સાથેજ લાગેલી હોવાથી તેને તજવી અશક્ય છે એ લક્ષ્યાર્થ છે.

૧૦ એવી રીતે અવિદ્યાનો ત્યાગ અશક્ય છે એમ વર્ણીને હવે તેનું જરૂર વર્ણે છેઃ મારામાથી ઇ૦—એ અવિદ્યા મારામાંથી ગઇ તો નથી તેમ છતાં તેને તું ગયેલી માને છે તો મને તેની અતિ ચિંતા થાય છે કે, અરે ! શું મારાથી અવિદ્યા સરખીનો પણ સ્નેહ ભૂલીજ જવાય છે કે ? અર્થાત્ જે મનુષ્ય સ્નેહ ભૂલી જાય છે તેના જેવો હું પણ સ્નેહ તજનારો હોવાથી દૂષિત ઠરૂં છું, એ વ્યંગ્ય છે. અવિદ્યાનો ક્યાં ખપ પડે છે તે કહે છેઃ અવિદ્યાના ઇ૦—સ્પષ્ટ છે. અર્થાત્ "शठंप्रतिशठंदुर्यात्" એ ન્યાયથી દુર્જન સાથે અવિદ્યાનો ઉપયોગ કરવો પડે છે. ભર્તૃહરિ પણ કહેછે કે, "दाक्षिण्यंस्वजनेदयापरजनेशाठ्यंजनेदुर्जने ઇ૦" જોગી ઇ૦—જોગી (અર્થાત

એના પડ્ સુત મોટા, વિશ્વ મધ્યે વિજયી જે,
કહે તું હું માંથી ગયા, ખોટી તારી વાત છે;
કદી કવીશ્વર તુંય, ખોટું નવ બોલું કહે.
વિચારીજો વાત તેની, જેની મોટી ખ્યાત છે;
પુરૂપ પ્રકૃતિને એ, મેળવનારા છે મોટા,
ઘણા કહે થયા એથી, એમની એ જાત છે;
નથી મૂકયાં તેમને તો, મને મૂકી જાય ત્યારે,
વલ્લભ તું બોલ્ય બોલ્ય, રાત કે પ્રભાત છે ? ૧૧

---

વીતરાગ પુરૂષો ) પણ અવિદ્યાને જતી કરીને ( છોડી દેઇને ) પાછી એને સાધ્ય છે. યોગીઓઅવિદ્યાને શી રીતે સાધ્ય છે તે કહે છેઃ શાપ ઇ૦—કોઇકતો પોતાની યોગસિદ્ધિના બળથી મદ પામીને બીજાને શાપ દેઇને અવિદ્યાને સાધ્ય છે ( ગ્રહણ કરે છે ) અને કોઇક તો તપ કરતાં કરતાં અપ્સરાદિકને જોઇને કામથી મોહિત થઇને અવિદ્યાને ગાય છે ( અર્થાત્ ગ્રહણ કરે છે ). વલ્લભ કહે છે કે એમ એ યોગીના રાય પણ સહાય છે ( અવિદ્યાને ગ્રહણ કરનારા છે કે તેનું ગાન કરનારા છે). .

૧૧ અવિદ્યાને યોગી સરખા પણ તજી શકતા નથી એમ પ્રતિપાદન કરીને હવે તેનાથી ઉત્પન્ન થનાર છ વિકારો જેને કવિએ અવિદ્યાના પુત્ર કહ્યા છે તે પણ તજવા કઠણ છે એમ પ્રતિપાદન કરે છેઃ એના ઇ૦—સ્પષ્ટ છે, પડ્ સુત—( કામાદિ ). કામાદિકના સામર્થ્ય વર્ણનદ્વારા તેમનો ત્યાગ દુષ્કર છે એમ પ્રતિપાદન કરે છેઃ પુરૂપ ઇ૦—એ કામાદિક વિકારો પુરૂપ અને પ્રકૃતિને મેળવનારા–તેમનો યોગ કરી આપનારા છે. કામવાસનાથીજ સ્ત્રી આદિકમાં પુરૂપ પ્રીતિ કરે છે; સ્પર્શસુખના લોભથીજ તેમના રૂપાદિકમાં મોહિત થાય છે; મોહથીજ તેમના વચ્ચે અડચણ કરનારા ઉ૫ર ક્રોધ ઉપજે છે. અને એવીજ રીતે બીજા બધા વિકારો જૂદે જૂદે પ્રકારે પુરૂષ અને પ્રકૃતિને મેળવવાનું કાર્ય કરે છે. થયા—ઉત્પન્ન થયા. એમની ઇ૦—એ કામાદિકની એ ( એવી ) જાત (લક્ષણ) છે. તે કોઇને છોડતા નથી એ વ્યંગ્યાર્થ છે. નથી ઇ૦— સ્પષ્ટ છે. **અનુમાનાલંકાર.** રાત કે પ્રભાત છે–અર્થાત્ ઉંઘે છે કે જાગે છે ?

એ ત્રણ જે સારા હતા, તેને લેઇ બેઠો તુંય,
સારા તારા થયા પછી, અમારા શા હાલ છે;
બાળપણે યૌવનમાં, વૃદ્ધપણ માંહી વળી,
અંગમાં વસાવ્યા કર્યા, ખોટા ખરા ખ્યાલ છે;
રે ! હા ! શું તે જાય ત્યારે, દુઃખ નવ દિલ થાય,
નિષ્ઠુર છે કોણ એવો, તું તો નાનું બાળ છે;
કાઢ્યા હોય કષ્ટે તેને, સારૂં લાગે જતા જોઇ,
વલ્લભ છે વા'લા તારા, જેવડે તું ન્યાલ છે. ૧૨

મુઆ મહામારીએથી, એવાને તું એમ કહે,
કોને દુઃખ થાય નહિ, જેથી સુખ લીધાં છે;
દુઃખે પાપે કાઢે તેને, કાઢ્યા કેરૂં દુઃખ થાય,
રુમજીને કાઢ્યા તેણે, ગંગપય પીધાં છે;
તોપણ કોધમાં જોઇ, સ્વય કેરૂં સાંભરે છે,
ત્યારે થાય એનું એજ, એવાં આડાં સીધાં છે;

---

૧૨. પાછળ વલ્લભે કહ્યું છે કે કામાદિકમાંથી જે એ ત્રણ સારા હતા. તેને અમે સ્વીકાર્યા છે; તેનો ઉત્તર આપે છે: એ ત્રણ ઇ૦—સ્પષ્ટ છે. પણ તેમને તજાય નહિ તે વિષે કહે છે: બાળપણે ઇ૦—સ્પષ્ટ છે. નિષ્ઠુર—નિર્દય. તુ તો ઇ૦—અર્થાત્ તેમને તજવા જેવું તારાથી તો નજ બને, એ ધ્વનિ છે. કાઢ્યા ઇ૦—જેમને કાઢતાં બહુ કષ્ટ પડ્યું હોય તેમને જતા જોઇને સારૂં લાગે, પણ હે વલ્લભ! કામાદિક તો તારા વાહાલા છે (એ ત્રણ સારાનો તે સ્વીકાર કર્યો છે માટે) અને જેવડે તું ન્યાલ છે (ક્રોધ, મદ, વગેરેના યોગથી શત્રુનો પરાજય કરે છે માટે). તેમને કાઢવા એ કેમ બને વારૂં !—(અધ્યાહાર).

એવું તેવું વિચારીને, તેં કહ્યું કે ગયા ત્યારે,
વલ્લભ મેં દિલમાંહી, શોક દુઃખ કીધાં છે. ૧૩
સૂતો સૂતો જોઉંછું તો, સુતા કહી તેહ સાલે,
આપડી નથી તે અલ્યા, આપડી આ વાટી છે;
કાપડી નથી તેં આપી, ના પડી જડી એ બેન,
સોળે શણગાર દઇ, મોળે ઓળે ઘાટી છે;
નીતિ એની નાની બેન, અનીતિ કાઢી મેં આણી,
રીતિ એવી કરતામાં, પ્રીતિ સહુ નાઠીછે;
અનુભવી એમ મેં તો, વનુ થયે કેમ રીઝુ,
વલ્લભ ગૂઢાર્થ મતિ, આજ તારી ગાઢીછે. ૧૪

---

૧૩. મહામારીમા મરી ગયા તેનો શોક કેમ કરો છો? એવા વલ્લભના પ્રશ્નનો ઉત્તર આપે છે· મુઆ ઇ૦—જેનાથી સુખ લીવા છે એવા કામાદિક મહામારીથી મરી જાય તો કોને દુખ થાય નહિ? અર્થાત્ થાયજ. ગંગપય પીધા છે—પવિત્ર થયા છે કામાદિકને બળાત્કારે તજાતા નથી એ વ્યંગ્યાર્થ છે. સમજીને કામાદિક તજનાર પણ તેને છેકજ તજી શકતો નથી તે કહે છે તો પણ ઇ૦—સ્પષ્ટ છે. આડાં સીધા—અર્થાત્ વાંકા ચુકાં (મ સારના કાર્ય) મતલબ કે કામાદિકને તજ્યા છતા પણ બીજાના કામાદિક જોઇને જોનારના મનમા પાછી તેની સ્મૃતિ તાજી થાય છે અને તે ઉપજે છે ત્યારે પણ એનુ એજ થાય—તજ્યા અને ન તજ્યા એ સરખુજ છે. એમ છે માટે તેમને તજવાનો આગ્રહજ ન કરવો, પણ વખત પડ્યે ઉપયોગ કરવા માટે તેમના ઉપર સ્નેહ રાખી મૂકવો, એ વ્યંગ્ય. તે ઇ૦—તેં જ્યારે કહ્યુ કે એ કામાદિક ગયા, ત્યારે મે મનમા દુખ શોક કર્યો છે, તે યથાન્યાયજ છે.

૧૪ અવિદ્યાની સુતા અનીતિ વિષે કહે છે. સતો સતો ઇ૦—સ્પષ્ટ છે. કહી તેહ—પાછળ તેં જે કહી તે આપડી ઇ૦—અલ્યા તે કહ્યુ કે તે આપડી નથી અને તે આ વાટી (વાટમા) પડી છે 'આપડી' શબ્દની

## અસમાધાન.

આવું તેવું બોલે તેની, કવિતા કરીને દાખે,
હૃદે કાંઇ નવ રાખે, સુંત કવિકેરો છે;
અનુભવી વધુ હોય, તેહ કદી જીતી જાય,
મૂર્ખશય હાય હાય, હારી કે' અનેરો છે;
નિશ્ચય ઠગાવી મારો, અન્ય પથે જાઉં નહિ,
ખાઉં નહિ ખાજું ધારી, સારો માઠો ફેરો છે;
સુણી રહું બાપ ધારી, બીજાને લગાવું લાત,
વેસઓ છે વલ્લભ આ, પ્રેમકેરો ચેરો છે. ૧૫

---

આવૃત્તિ હોવાથી યમકાનુપ્રાસ. કાપડી ઇ૦—આ લીટીમાં 'ડી' અક્ષરની આવૃત્તિ હોવાથી છેકાનુપ્રાસ. એવીજ રીતે પછીની કડીઓમાં પણ સોળે, ઓળે, વગેરેમાં 'ળે' અક્ષરની અને નીતિ, એની, નાની, બેન, અનીતિ વગેરેમા 'ની' અક્ષરની આવૃત્તિ હોવાથી છેકાનુપ્રાસ છે. નીતિ ઇ૦—એ કડીમાં નીતિ, અનીતિ, રીતિ, પ્રીતિ, વગેરે એકજ અક્ષરની પદને અંતે આવૃત્તિ છે માટે વૃત્યનુપ્રાસ. એવાજ શબ્દાલંકાર આ કાવ્યમાં ઘણે ઠેકાણે આવશે પણ તે સઘળા દેખાડતા ટીકા વધી પડે માટે અહી દિગ્દર્શન કરાવ્યું છે નીતિ ઇ૦—મેં તારામાંથી અનીતિ કાઢીને એની નાની બેન નીતિ આણી છે. વતુ થશે—અનીતિ વિનાનો થવાથી. ગુઢાર્થમતિ—અનીતિ ગ્રહણ કરવામાં જે ગૂઢ અર્થ રહ્યો છે તે સમજવાની બુદ્ધિ. અર્થાત્ અનીતિમાન્ પુરૂષોની અનીતિનો નાશ કરવાને અનીતિનોજ ખપ પડે છે માટે એવા પ્રસંગે અનીતિનો અથવા દંડનીતિનો ઉપયોગ કરવો. પણ અનીતિવડે દુરાચાર સમજવો નહિ.

૧૫ પ્રેમાનંદનાં પાછળ કહ્યાં તેવાં વાક્યથી વલ્લભના મનનું સમાધાન થતું નથી તે વર્ણવે છેઃ આવું ઇ૦—આવું તેવું (પાછળ કહ્યું તેવું જે બોલે તેની (તેના બોલની) કવિતા કરીને (તે શ્રોતાઓને) દાખે છે પણ તેમાંનું કાંઇ તે હૃદયમાં રાખતો નથી (અર્થાત્ સ્વીકારતો નથી), એવા આ

કોઇ કહે ગુરૂકેરૂ, રાખવું ઘટિત માન,
ધનંજયે વિજયમા, કહો ક્યારે રાખ્યુ છે,
પરશુધરશુ કર્યો, પરશુશ્વરીને જય,
ભીષ્મે મહારણ વિષે, નિજબળ દાખ્યું છે;
તેમ આ કલમ અસ્ત્ર, પત્ર રણ કરી લહું,
અરૂ નહિ દુ ખ થાય, લોહી જેણે ચાખ્યું છે,
આના વીર વેણથકી, કરૂણ ન ઝાખી થાય,
વલ્લભ કે' ખાડ ખાય, ખોટું જેણે ભાખ્યુ છે। ૧૬

## દ્વાદશમોરાહુ.

આજ મારે વાક થયા, નવે ગ્રહ જાણો સહુ,
કહું કેતી વાર નથી, મળવાની નામના,

---

કવિનો સુત (વલ્લભ) છે કોઈ કહેશે કે પ્રેમાનદનુ કહેવુ તમારે માનવા જેવુ યથાર્થ નથી ત્યારે વાદમા તે કેમ જીતી જાય છે? તે વિષે કહે છે અનુભવી ઈ૦—જે વધારે અનુભવી હોય તે કદી જીતી જાય તો તેથી જે મૂર્ખનો રાય હોય તે હારીને હાય હાય કરે પણ આ વલ્લભ તો અનેરો (બીજો- અમૂર્ખ—પડિત) છે "वादिबुद्धिमतोजय" એ કહેવતનો અનુવાદ નિશ્ચય ઈ૦—હુ તો મારો નિશ્ચય ડગાવીને બીજે પથે (માર્ગે) જાઉ નહિ તથા બીજાનુ વચન એ ખાજા સમાન મીઠુ છે એમ ધારીને તેને ખાઉં (ગ્રહણ કરૂ) નહિ એમ કરવાથી તમે દુરાગ્રહી—નઠારા કહેવાશો, તો તે વિષે કહે છે મારો ઈ૦—આ જગતનો ફેરો સારો કે મારો છે અર્થાત્ સારે નામ કે માઠે નામ ચેરા—ચેલો—શિષ્ય

૧૬ આમ બોલવાથી ગુરૂરૂપ પિતાનુ અપમાન થશે એવા આક્ષેપનો પરિહાર કરે છે કોઈ ઈ૦—સ્પષ્ટ છે ધનજયે—અર્જુને વિજયમા—સગ્રામમા જય મેળવતી વખતે (દ્રોણ ગુરૂ વગેરેનુ) પરશુધરશુ—પરશુરામ સાથે પરશુ—ફરશી રણ—સગ્રામભૂમિ લોહિ—શાહી રૂપી કરૂણ—કરણા ખાડ ખાય—અર્થાત્ ખોટુ બોલે છે દૃષ્ટાંત, રૂપક, અને લોકોક્તિ અલકાર.

નવે ગ્રહ બાંધ્યા'તા મેં, ખાટલાને પાયે તાણી,
પીડવા તે લાગ્યા આજ, માન્યા'તા જે નામના;
મેમાન દનો પ્રતાપી, પુત્ર મને જોઇ કરી,
મીઠ પણ પાણી જેવા, થઇ લેતા નામ ના;
દ્વાદશમો રાહુ તેને, આજ પીડવાને લાગ્યો,
ઇશકનાં ગાજરાને, છે ખાધા વના મના. ૧૭

## પ્રતિજ્ઞા.

કરી મે પ્રતિજ્ઞા પૂરી, શણુ કેમ તે અધૂરી,
થાયે દશા મારી બૂરી, નવ રસ ના મથુ;
રસ નીમ કરતાને, વલ્લભ આવ્યો ન ઉર,
કરૂણ રસમા ગણ્યો, તર હવા શો મથુ ?

---

૧૭ વલ્લભે નવે રસના અથો લખવાની પ્રતિજ્ઞા કરી તેમા કરૂણ રસ જે વલ્લભને ગમતો નથી તે પણ આવી જાય છે એવી રીતે કરૂણ રસ વર્ણવવો પડે છે તેને દુ ખ જાણીને વલ્લભ શોક કરે છે. આજ ઇ૦—આજ મારે નવે ગ્રહ વાકા થયા છે કેતીવાર—કેટલી વાર ગ્રહ વાગ થવાથી શુ અનિષ્ટ ફળ મળશે તે કહે છે નથી ઇ૦—કવિ તરિકેની નામના (કીર્ત્તિ) મળવાની નથી (મારા સ્વભાવને પ્રતિકૂળ એવો કરૂણ રસ મારાથી સારો જમાવી શકાશે નહિ માટે) નામના-અર્થાત્ તુચ્છ લેતા ઇ૦—મારૂં નામ ના (નહિ) લેતા દ્વાદશમો—બારમો બારમા રાહુનુ ફળ ચમત્કાર ચિંતામણિમા લખ્યુ છે કે, तमाद्वादशर्दीनतापार्श्वशूलप्रयत्नकृतेनर्थतामातनोति । खलैर्मित्रतासाधुलोकैरिपुत्वविरामममनोवाञ्छितार्थस्यसिद्धिम् ॥" અર્થ—"બારમો રાહુ હોય તો દીનપણુ ઉત્પન્ન કરે, પાસામા શૂળ ઉપજાવે, પ્રયત્ન કર્યા છતા અનર્થ ઉત્પન્ન કરે, ખળ લોકો સાથે મિત્રતા થાય, સજ્જન સાથે શત્રુતા થાય, અને પરિણામે મનમા ઇચ્છેલા અર્થની સિદ્ધિ થાય " ઇશકના ઇ૦—ઇશકના ગાજરા ખાધા વિના રહેવાની મના (બધી)છે. અર્થાત્ ખાવાજ જોઇએ નવ રસ વર્ણવવાની પ્રતિજ્ઞા કરી તો કરૂણ પણ વર્ણવવો જોઇએ એ ધ્વનિ છે નામના શબ્દની જૂદે જૂદે અર્થે આવૃત્તિ છે માટે યમકાલંકાર.

ડાહ્યો હશે તેહ એમ, જાણી ક્ષમા કરૂં હુ ય,
જીવતો જો પામ દખું, પ્રૌઢ પંથમાં પથુ ,
અકકડપણું ગુમાવ્યુ, ફ્ક્કડનુ આજ જેણે,
છક્કડ લગાવી છોડુ, લક્કડ લે હુ લથુ !! ૧૮
'અરરર' 'હાય હાય', 'શ્વાસ' ને 'ઉચ્છ્વાસ' ગાય,
'અરે' કે'શે કવીશ્વર, લેખણીથી લખશે !!
'આહા' લખવા અપાર, 'હા'તણો નહિ જ્યાં પાર,
એવું દુ ખ મોટું આવ્યુ, પીધું નવ વખ શે?
(દો') રાંડ જેવા રોતણાને રડી જાણે ન ભાઈ,
એ લોભે થવુ છે રાંડ, પછે કહો દખ શે !

---

૧૮ બૂરી દશા—(હમારતરૂપ) રસ ઇ૦—જે પ્રાચીન કવિએ રસનો નીમ (નિયમ) કર્યો–શૃગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્દ્ભુત અને શાંત, એવા નવજ રસ છે એવો નિયમ કર્યો તેના ઉરમાં વલ્લભ ન આવ્યો, કે જેથી તેણે કરૂણની પણ રસમાં ગણના કરી! અર્થાત્ તે બીચારો વલ્લભની વીરતાને જાણનારો નહિ હશે, એ વ્યંગ્યાર્થ તવ ઇ૦—પણ જ્યારે એવી રીતે કરૂણ રસ નવ રસમાં ગણાઇજ ગયો છે ત્યારે હવે તેને વર્ણવના રૂપ દુ ખમાથી છૂટવાને હુ શું કરવા યત્ન કરૂ? વારૂ પણ તમને અપ્રિય એવા કરૂણની રસમાં ગણના કરનાર તે ઉદ્ધત પંડિતને કાંઇક શાસન કેમ કરતા નથી? તે કહે છે ડાહ્યો ઇ૦—સ્પષ્ટ છે. પણ એ ક્ષમા ન ચાહતા કરૂં છું કેમકે તે મરી ગયેલો છે નહિતો, જીવતો ઇ૦—જો જીવતો મારી પાસે દેખું તો પ્રૌઢ પંથમાં (મોટે માર્ગે –યમપુરીને રસ્તે) પથુ (પાઠવુ–મોકલુ) તેના ઉપર એટલો ક્રોધ કરવાનુ કારણ કહે છે અકડપણું ઇ૦—જેણે આજ ફ્કડ વલ્લભનુ અકડપણું ગુમાવ્યુ તેને છક્કડ લગાવીને છોડુ અને તે જો લાકડા જેવો હોય તો હુ લોઢા જેવો થઇને તેની સાથે લથુ (લથબથ થાઉં—યુદ્ધ કરૂ)

નારી ન જઇશ અરેરા, વીરત્વ કહું છું તને,
વલ્લભ ન ભૂલે કદી, રખે રખે તું ખરો !! ૧૯

## વિરૂદ્ધતા.

પિતાને ન ગમે તોય, મંગલાચારજ નેમ,
કવીશ્વર તજે કેમ, ક્ષેમ ધાર્યું મનમાં;
નામના છે નવ ખંડે, હડીલા થવાની માંય,
કવિ એવા નિશ્ચયથી, થાય તાતો તનમાં;
પિતાએ જે પથ લીધો, તેહ પથે જાઉં નહિ,
તેનું આપ્યું ખાઉં નહિ, ધાઉં નહિ ધનમાં;
કવિમણિ કવીશ્વર, પિતાવેણ પાળે જદા,
તદા વલ્લભને ભલું, વસવું છે વનમાં !!

**ઇતિમંગલાચાર.** ૨૦

## કથાદ્વાર.

પાંડુકેરી પ્રિય પત્ની, કુંતી અને માદ્રી નામ,

---

૧૯ કરૂણ રસ વર્ણવવામાં શું દુઃખ છે તે કહે છેઃ અરરર ઇ૦-કરૂણ રસમાં તો અરરરર, હાય હાય, શ્વાસ ( નિઃશ્વાસ ), ઉચ્છ્વાસ, એવા દીનતા-સૂચક શબ્દો કવિઓ ગાય છે; પણ આ કવીશ્વર વલ્લભ શું 'અરે' એવો શબ્દ મુખથી કહેશે કે કલમથી લખશે વારૂ !! વખ-વિષ-ઝેર. આવા શબ્દો મારે બોલવા પડે તે કરતાં તો મરણ સારૂં એ વ્યંગ્યાર્થ. કોઇ કહેશે કે એમ છે ત્યારે કરૂણ રસ ન વર્ણવશો. તો કે' ઇ૦—મારા શત્રુઓ કહેશે કે બાઈ ( વલ્લભ ) રાંડ જેવાં રોદણાંને રડી જાણતા નથી-કરૂણ રસ વર્ણવી જાણતા નથી, એવો તેમનો આક્ષેપ ટાળવાના લોભે મારે રાંડ થવું પડે છે !! નારી ઇ૦—અર્થાત્ કરૂણ વર્ણવવા માત્રજ મારી દીનતા દેખાય છે; નહિ તો વીરપણું તો મારૂં કાયમજ છે ! એ વ્યંગ્ય.

૨૦ વ્યાજનિંદોક્તિ દ્વારા પ્રેમાનંદની સ્તુતિ રૂપ મંગલાચારનો દ્વાર કરે છેઃ પિતાને ઇ૦—રપષ્ટ છે.

શાપથકી સાથ લઇ, ગયો ચાલી ગામથી;
પત્નીઓ પવિત્ર અતિ, તોય નહિ પુત્ર તેને,
દુ ખ દિલ માંહી અતિ, અરે ગયાં નામથી!
પિતૃ રે'શે પિંડ વિના, લટકશે ઉંધે શિર,
પતિકેરૂં મોત વરયુ, શાણી સાથ કામથી;
એમ કહી રડે અને, નાખે છે નિસાસા ઘણા,
વલ્લભને કષ્ટ થાય, દુષ્ટ શાપડામથી. ૨૧

પાંડુ શૂરવીર હતો, તોય તેના હૃદયમા,
દયા આવી દીપી રહી, અંગોઅંગમાંહી તો;
અરેરે ન સુત મારે, સૂનુ થશે સૂનુ વિણ,
પૃથ્વી પડયો એમ ભાખી, શુધ્ધ ગઇ ત્યાંહી તો;
રખે એને કામ જાગે, એમ ધારી નારીઓ બે,
એકાંત ન જાય પાસે, પડયો પાંડુ જ્યાંહી તો,
ઋષિ મુનિ ભેગા થયા, નારી ગઇ તવ પાસ,
પૃથ્વીપતિકેરી પીડા, જુઓ જુઓ આંહી તો. ૨૨

મંત્રી તંત્રી પાણી છાંટયા, તોય નવ ઊઠયો તેહ,
બળ્યા ભમી દીસે દેહ, જોઇ નારી રડે છે,
કુંતી ગઇ પાસ ચાલી, પતિ અંકમાંહી લીધો,
જડી બૂટી સુંઘાડતા, પાધરી તે પડે છે,
કાન માંહી કહ્યુ પેશી, પંચ પુત્ર ઉપજાવું,

૨૧ શાપ ઇ૦—હરણનું રૂપ ધારણ કરી વિહાર કરતા બ્રાહ્મણને પાંડુએ મૃગયામા હણ્યો તેથી તેણે પાંડુને શાપ દીધો હતો કે તારૂં પણ મરણ વિહાર કરતાજ થશે, એવી કથા મહાભારતમા પ્રસિધ્ધ છે દુ ખનું કારણ કહે છે અરે ઇ૦—અરે! અમારૂં નામ જતુ રહેશે! સંતાન ન થવાનું કારણ કહે છે પતિ ઇ૦—સ્પષ્ટ છે

૨૨ સુનુ—પુત્ર "સૂનુ પાદની આવૃત્તિ છે માટે લાટાનુપ્રાસ.

આજ્ઞા આપો આજ સ્વામી, દુઃખ દિન નડે છે;
અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ, થાય જ્યારે કરૂણમાં,
( દુઃખ ) વરૂણને લોક જાય, અરૂણમાં અડે છે. ૨૩

એવાકળો પાંડુ ઉઠી, ચારે બાજુ જોવા લાગ્યો,
પંચપુત્ર કહ્યા તેંજ, હું ન દેખું એકને;
કુંતી કહે કંથ મારા, આશ્રમમાં ચાલો સાથ,
ગુપ્ત એક વાત ભાખું, પ્રભુ રાખે ટેકને;
હસ્ત સાંતી એક અને, પૃષ્ઠે કર બીજી દેતી,
આશ્રમમાં ગયાં એમ, ઝાલી એકમેકને;
રીતિ ભાતિ કહી દાખી, મંત્રકેરી વિધિ સાથ,
વલ્લભ કે' દેવ આવ્યા, વરદ વિવેકને. ૨૪

નારી બેને ચાર દેવ, પાંચ પુત્ર દઇ ગયા,
યુધિષ્ઠિર ભીમ પાર્થ; કુંતીકેરા જાણવા;
નકુલ ને સહદેવ, માદ્રીકેરા સૂનુ બેય,
રહ્યું હવે પાંડુકેરૂં, પાપ તો પ્રમાણવા;
માદ્રીમોહ જાગ્યો જ્યારે, પાંડુ ગયો સ્વર્ગે ત્યારે,

---

૨૩ પાધરી પડે છે—કાર્ય કરનારી થાય છે. અર્થાત્ પાંડુની મૂર્છા વળે છે. અભીષ્ટ—ઇચ્છેલી. કરૂણમાં—પુત્ર ન હોવાથી ઉપજેલા શોકરૂપ સ્થાયી ભાવથી પાંડુ આલંબનને વિષે પ્રતીત થયેલા કરૂણમાં. અર્થાત્ પુત્રપ્રાપ્તિની વાત સાંભળતાં પાંડુનું દુઃખ નાશ પામ્યું. વરૂણને લોક—પાતાળમાં. અરૂણમાં—અર્થાત્ આકાશમાં.

૨૪ એક—એક સ્ત્રી ( કુંતી ) બીજી—બીજી સ્ત્રી ( માદ્રી ). દેવ—ધર્મ, ઇંદ્ર, વાયુ, અને અશ્વિનીકુમાર. કુંતીએ બાલ્યાવસ્થામાં દુર્વાસાની સેવા કરી હતી તેથી દુર્વાસાએ છ મંત્ર કુંતીને આપ્યા હતા, જેના બળથી સૂર્ય અને ઉપર કહેલા દેવ આવીને તેને સંતાન આપી શકે. એ કથા મહાભારત આદિપર્વમાં છે. વરદ—વરદાન આપનારા. વિવેકને—( ધારીને ). વરદાન આપનારા દેવ વિવેકને ધારીને આવ્યા, એ અન્વય.

કુંતી સુત મુનિ સાથ, આવી સુખ માણવા;
ઓળખી ન અંધરાજે, ગઇ ચારચક્ષુ જેની,
વલ્લભ કે' રહ્યું ત્યારે, દુ:ખ મન આણવા. ૨૫
વિદુર ને પિતામહ, લોભ ગયા જાણી ઝટ,
તેણે પંચ પુત્રવતી, કુંતી તેડી પાસમાં;
પાંડુ કેરૂં શ્રાધ્ધ સાર્યું, સુત સાથ લેઇ કરી.
અંધકેરા પુત્ર પછે, આવ્યા કૂડી આશમાં;
વૈરી થઇ વિષ દીધું, અકૃત્ય અનેક કીધું,
કાર્ય તોય નવ સીધ્યું, આવ્યા તે પ્રકાશમાં,
લાક્ષાગૃહમાં પઠાવ્યા, દ્રૌપદી લઇને આવ્યા,
પુરજન મન ભાવ્યા, વલ્લભ ઉજાસમાં. ૨૬

---

૨૫ બે-કુંતી અને માદ્રી ચાર—ધર્મ, વાયુ, ઈંદ્ર, અશ્વિનીકુમાર પાંચ પુત્ર—પાંચ પાંડવ પાપ ઇ૦—હવે પાંડુને શાપ રૂપી જે પાપ વળગ્યું હતું તે પ્રમાણવાનું—સિધ્ધ કરી બતાવવાનું રહ્યું અર્થાત્ પાંડુનું મરણ શી રીતે થયું તે કહેવાનું રહ્યું તે કહી બતાવે છે—માદ્રી ઇ૦ પાંડુ મરી ગયા પછી શું થયું તે કહે છે કુંતી ઇ૦—કુંતી પોતાના પાંચ સુત તથા મુનિઓ સહિત સુખ માણવા( રાજ્ય લેવા )ને હસ્તિનાપુરમાં આવી ઓળખી ઇ૦—તેને અંધરાજે આંધળા રાજાએ—ધૃતરાષ્ટ્રે ન ઓળખી કેના ધૃતરાષ્ટ્રે ન ઓળખી ? ગઇ ઠ૦—ચાર ( દૂત ) રૂપી ચક્ષુ ( આંખ ) જેની ગઇ ( નાશ પામી ) છે એવાએ અથવા, જેની ચારે ( બે બાહારની તથા બે અંતરની મળીને ) ચક્ષુ નાશ પામી છે એના આંધળાઓના રાજાએ—મોટા આંધળાએ ન ઓળખી અંધરાજ એ વિશેષ્ય ન ઓળખવા રૂપ કાર્યનો હેતુ છે માટે પરિકરાલંકાર.

૨૬ પિતામહ—ભીષ્મ લોભ—ધૃતરાષ્ટ્રનો રાજ્યલોભ ( પાંડવોને તેમની રાજ્યગાદી ન આપતાં પોતાના પુત્રને તે અપાવવા રૂપ ) અંધકેરા પુત્ર—દુર્યોધન વગેરે કૂડી આશમાં—( પાંડવોને મારી નાખવા રૂપી ) અકૃત્ય—( પાણીમાં ડુબાડવા વગેરે ) પ્રકાશમાં—પાંડુના પુત્ર પાંડવો છે એમ મન ઠેકાણે પ્રસિદ્ધિમાં લાક્ષાગૃહમાં ઇ૦—પાંડવોને બાળવા રૂપ

અંધે ન્યાય અંધ કાઢ્યો, દેખતાએ દોર્યો તવ,
શક્રપ્રસ્થ આપી એક, પંચ જૂદા કાઢિયા;
પરાક્રમી સુત પંચ, દેશ સહુ સ્ટતિયા તે,
રાજસૂય આરંભિયો, અરિ હેઠા પાડિયા;
ભીષ્મ દ્રોણ દુર્યોધન, કર્ણ આદિ સર્વ તેડ્યા,
અનર્ગલ આવ્યું ધન, કોઇ ના ઉજાડિયા;
અસૂયા મને અપાર, કેમ રીઝે તેહ ઠાર,
વલ્લભ કે' જાગ્યો ખાર, જાતના જે ચાડિયા. ૨૭
દુર્યોધને દ્યૂત માંડી, યુધિષ્ઠિરને તેડાવી,
સર્વસ્વ ત્યાં હરી લીધું, ડાહ્યા બોલ્યા કોઇ ના;
સતી સભા બીચ તેડી, દુઃખ તો અપાર દીધું,
વાઘણનાં વસ્ત્ર હર્યાં, સોઇ કોઇ જોઇ ના;
પછે વનમાંહી કાઢ્યા, વ્યાસ આવી મળ્યા તેને,
સ્વર્ગે ગયો અર્જુન તે, જોઇ સતી રોઇ ના !
રડ્યાં પાંચે પાર્થ વિણ, ધૌમ્ય પછી તેડી ગયા,
વલ્લભ કે' તોય તેને, મળે ક્યાંહી સોઇ ના. ૨૮

---

અનીષ્ટ ઉદ્યોગથી દ્રૌપદી પ્રાપ્તિ રૂપ ઈષ્ટ ફળ વર્ણવ્યું છે માટે વિષમાલંકાર.

૨૭ અંધે ન્યાય—( પાંડવોને કાંઇ ન આપવા રૂપ ). દેખતા—ભીષ્મ વગેરે. દોર્યો—ખરે માર્ગે ચઢાવ્યો. શક્રપ્રસ્થ—ઇંદ્રપ્રસ્થ. તેડ્યા—( રાજસૂયમાં ). ઉજાડિયા ઇ૦—અર્થાત્ કોઇને લૂંટીને ધન આણ્યું નહિ. અસૂયા —બીજાની મોટાઈ ખમી ન શકાવાનો દુર્ગુણ ( કૌરવોનો ). ચાડિયા— અર્થાત્ દુષ્ટ.

૨૮ વાઘણના— દ્રૌપદીનાં. રૂપક. દ્રૌપદી ભારતના યુદ્ધમાં કૌરવોનાં લોહી પીનારી છે—નાશ કરાવનારી છે, એ હેતુથી તેને વાઘણ કહી છે માટે પરિકરાલંકાર. રોઇ ના ?–ન રડી શું ? અર્થાત્ રડી ( અર્જુનના વિયોગ

તીર્થાટન ઘણું કીધું, અર્જુન મળ્યો ન કયાંઇ,
ગયા ગંધમાદનમાં, ગક્ષમની આ'યથી;
કમળનયનીને કમળ જોઇ રાડ લાગી,
ભીમ લેવા ગયો તેહ, સૌ'વાયુ ન રાયથી;
અર્જુનને કાજ તેણે, વાનર રીઝાવ્યો વીર,
કમળ લેવા તે ગયો, કષ્ટ સહી કાયથી;
અપાર ત્યાં યુદ્ધ થયું, યુધિષ્ઠિર દોડી આવ્યા,
યક્ષ અનુચર નાઠા, ધીટ ઘણા ઘાયથી ૨૯

અજાતશત્રુનું ત્યાંહી, હરણ વનમાં થયું,
ભીમ વ્યાઘ્ર ગયો દોડી, નાહરને મારિયો,
હું કાઢી ને કરવું છે, વ્યાઘ્રે રાખ્યું માટે જાણું,
નીકર હરણકેરો, ભીમ છે વિડારિયો;
એમ થાય અને જાય, અકૃત્યનું કૃત્ય થાય,
કવીશ્વરે અર્થ કહો, હજુએ ન સારિયો ! !

---

દુખથી) એકલી સતી ( દ્રૌપદી ) રડી એટલુંજ નહિ પણ પાર્થ ( અર્જુન ) વિણુ થયેલા પાંચે ( દ્રૌપદી સહિત ચાર ભાઇઓ ) રડયા ઘૂતમાં હારવું દ્રૌપદીનાં વસ્ત્ર સભામાં ખેંચાવાં, વનમાં જવું અને તેમાં પણ અર્જુન સરખા વીરનો વિયોગ થવો, એ સર્વ કરુણ રસને ઉત્પન્ન કરનારાં બીજરૂપ પ્રસંગ છે પણ કવિએ ધારેલો પ્રસંગ જુદો હોવાથી તેમને બીજરૂપેજ રહેવા દેઇ બીજ માત્ર કરુણને કરુણરસરૂપે માનનાર કવિઓની મશ્કરી કરી છે ( જુઓ મનહર ૩૧ મો ) તેને—યુધિષ્ઠિરને

૨૯. રાક્ષસની—ભીમના પુત્ર ઘટોત્કચની કમળનયનીને—દ્રૌપદીને ગંધમાદન ઉપરના કમળ જોઇને તે પોતાને આણીઆપવા માટે દ્રૌપદીએ હઠ લીધી હતી એ કથા ભારતવનપર્વમાં પ્રસિદ્ધ છે રાયથી—યુધિષ્ઠિરથી. યુધિષ્ઠિરથી ભીમનો વિયોગ સહેવાયો નહિ વાનર—હનૂમાન્

પંચકેરી આશપૂરૂં, હકારને સુણું પછે,
ખરેખર કવીશ્વર, કરૂણથી હારિયો ! ૩૦
સર્વ આશ પૂરી કરી; આવી મળ્યો અર્જુન તો,
જોઇ થતાં ખુશી ખુશી, ચાર કંથ કામની;
હળી મળી ચાલિયા તે, રથ આદિ સર્વ લેઈ,
એક પછી એક એમ, વીતી ચાલી જામની;
શ્રોતા કહો સર્વ હવે, કરૂણ થયો ન પૂરો ?
ના કહો તો આપું હવે, પદવી હજામની;

---

૩૦ શોકનું દુઃખ કરૂણ રસને પ્રકટ કરે છે માટે પાંડવોને પડેલાં દુઃખનો ક્રમ વર્ણે છેઃ અજાતશત્રુ ઇ૦. અજાતશત્રુ —( શત્રુ વગરનો —યુધિષ્ઠિર ). હરણ શબ્દનો અર્થ મૃગ માનીને કવિ કહે છે કે, વનમાં યુધિષ્ઠિરનું હરણ થયું—યુધિષ્ઠિર હરણ રૂપ થઇ ગયા, ત્યારે ભીમ રૂપી વાઘ તેને છોડવવાને દોડી ગયો, તથા તે હરણને પકડી લેઇ જનાર રાક્ષસ રૂપી નાહર( વરૂ )ને માર્યો. વાઘ તો હરણને મારે છે ત્યારે ભીમે યુધિષ્ઠિરને કેમ બચાવ્યા ? તે વિષે કહે છેઃ હ ઇ૦ — હરણને એમને એમ રહેવા દેઇને તેમાંથી માત્ર 'હ' અક્ષર કાઢીને જે બાકી રહે તે ( રણ—સંગ્રામ ) કરવું છે માટે તે વ્યાઘ્રે હરણને રાખ્યું એમ જાણ; નીકર ( નહિતો ) ભીમ ( ક્ષત્રિય હોવાથી મૃગયા કરનારો છે માટે ) હરણનો વિડારિયો ( વિડારનાર ) છે એમ ઇ૦— વલ્લભ કહે છે કે એવી રીતે મારી કવિતામાં કરૂણ થાય છે અને જાય છે તથા અકૃત્યનું કૃત્ય થઇ જાય છે—ન બને એવું બની જાય છે. ( યુધિષ્ઠિરનું હરણ થવું અને વાઘ છતાં તેને બચાવવું વગેરે ), તથાપિ હે શ્રોતા તમે કહો, હજીએ આ કવીશ્વરે ( વલ્લભે ) કરૂણ રસ વર્ણવવા રૂપ અર્થ ન સારિયો ?— નથી સાર્યો શું ? પચ ઇ૦—કરૂણ રસ વર્ણવીને હું પંચકેરી ( શ્રોતાઓની ) આશ પૂરૂં અને પછી તેમની પાસેથી હકારને ( હા, એવા શબ્દને ) સાંભળું. અર્થાત્ કરૂણ રસ વર્ણવીને શ્રોતા પાસે હા કહેવરાવું. જો એમ ન બને તો કવીશ્વર ( વલ્લભ ) કરૂણથી હાર્યો એમ જાણવું.

અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ, થાય જ્યાંહી જ્યાંહી ભાઇ,
કરૂણ તો ત્યાંહી ત્યાંહી, થાયે ન બદામની !! ૩૧
બદ્ધુ નહિ બદ્ધુ નહિ, નટવાને વેશ એ તો,
મૂળ મીઠા ઝાડતણા, કાઢવે શુ કાર્ય છે ?
વીરને રડાવે એવો, પિતા વિના હોય કોણ ?
ધિ ક ધિ ક આજ કહુ, કરવા આચાર્ય છે,
અષ્ટ રસ પૂર્ણ પ્યારા, સગા ભાઇ છે અમારા,
ઓરમાઇ કરૂણ તો, અપાર અનાર્ય છે,
પ્રતિજ્ઞા કરો જો કોઇ, સોઈ જોઇ સર્વ કરો,
ખોઇ બેસવુ ન નૂર, વલ્લભ તો આર્ય છે ૩૨

## સુરસભા.

હિમાલયને ઉદય, વૃક્ષ વેલીતણો જોડ,

---

૩૧ પૂરો—( વિયોગને અતે સયોગ વર્ણવ્યો તેથી ) સામાન્ય કવિઓએ કરેલુ કરૂણનુ લક્ષણ કહી બતાવી તેમનુ ઉપહાસ કરે છે અભીષ્ટ ઇ૦—વિયોગને અતે અભીષ્ટ ( ઇચ્છિત ) વસ્તુની પ્રાપ્તિ જ્યા જ્યા થાય ત્યા ત્યા કરૂણ ( કરૂણા ) બદામની ( તુચ્છ ) થતી નથી અર્થાત્ ઉત્તમ કરૂણ રસ કહેવાય છે!! અહીં પણ પ્રથમથી અર્જુનનો વિયોગ વર્ણીને પછી તેનો સયોગ વર્ણવ્યો છે માટે કરૂણરસ કેમ ન થાય !!

૩૨ વલ્લભના ઉપરના વર્ણનને પ્રેમાનંદ કરૂણ રસ કહેતા નથી તે વિષે કહે છે—બદ્ધુ ઇ૦ મૂળ ઇ૦—અર્થાત્ હુ તમારી આજ્ઞા પ્રમાણે કરૂણ રસનો ગ્રથ લખી લાવ્યો છુ તેને નાપસદ કરીને મને નાઉમેદ કરી નાખવાની તમારી શી મતલબ છે ? વીરને ઇ૦—વક્રોક્તિ. ધિ ક ઇ૦—કોઇએ પણ આચાર્ય કરવા ( ગુરૂ કરવા ) એ કાર્ય ધિક્કાર ભરેલુ છે એમ હુ આજ કહુ છુ. અર્થાત્ જે ગુરૂ કરશે તેને ગુરૂનુ વચન માનવુ પડશે અને તેમ થવાથી કોઇ વખત એવો આવશે કે તે મારી પેઠે વીર છતા કરૂણ રસ લખવાને નિમિત્તે પણ રડશે, એ વ્યગ્ય સોઇ જોઇ ઇ૦—અર્થાત્ પોતાને જે રસહીન લાગે તે વર્ણવવાની પ્રતિજ્ઞા કરશો નહિ કરૂણ રસ વર્ણવવો મારા સરખા વીરને હીનતારપદ લાગે છે એ વ્યગ્ય છે

દિન દિન ઝાંખો થાય, જોઇ દુઃખ થાય છે;
એની મેળે ઉગે અને, પોષણ પામે છે પૂર,
નૂર તેનું નાશી જાય, રક્ષક મુઝાય છે;
ક્રીડાગાર સુરતણું, સૂકાઇ, જતું જોઇને,
યત્ન કરે રક્ષનાર, તોય તે સૂકાય છે;
યુક્તિ ને પ્રયુક્તિ કરી, વનવેલી રાખવાને,
સિદ્ધ કાંઇ નવ થયું, વલ્લભ ઝૂરાય છે. ૩૩
નિશ્ચે કરી પછે તેહ, ગયા અમરાવતીમાં,
વાસવને દીનવેણ, શિર નામી દાખિયું;
ગુલાબ ને ચંપો જેહ, સૂકાઈ જાય છે તેહ,

૩૩ આ કારણ રસ કાવ્યનો આરંભ કરતાં કવિ પ્રથમ પૃથ્વીને ભાર થવાથી દેવનો શોક વર્ણે છે: હિમાલય ઇ૦—હિમાલયનો વૃક્ષવેલીનો ઉદય —હિમાલય ઉપરની વૃક્ષવેલીનો ઉદય (આબાદી). એની ઇ૦—જે વૃક્ષવેલી એની મેળે ઉગે અને એની મેળે પોષણ પામે એવી છે તેનું નૂર (તેજ—લીલોતરી વગેરે) નાશી જાય છે—નાશ પામે છે. તેથી રક્ષક (હિમાલય ઉપરના ઇંદ્રના નંદનવનના રક્ષક) મુઝાય છે ક્રીડાગાર—રમત ગમતનું સ્થળ. હાલ જેને આપણે હિમાલય કહીએ છીએ તે આ હિમાલય નહિ પણ દેવો જેના ઉપર નિવાસ કરે છે તે હિમાલય કોઈ બીજો છે એમ જણાય છે. મહાભારતના સભાપર્વમાં અર્જુનના દિગ્વિજય પ્રસંગમાં જે હિમાલય વર્ણ્યો છે તે આ હિમાલય હશે એમ લાગે છે. તેમાં તેને રૂશિયાની ઉત્તરમાં વર્ણ્યો છે. જેમ, " लोहान्परमकांबोजानृषिकानुत्तरानपिसहितांस्तान्महाराजमजयत्पाकशासनिः ॥ ऋषिकेष्वपिसंग्रामोबभूवातिभयंकरः शुकोदरसमांस्तत्रहयानष्टौसमानयत् ॥ सविनिर्जित्यसंग्रामेहिमवंतंसनिष्कुटम् ॥ श्वेतपर्वतमासाद्य न्यविशत्पुरुषर्षभः" એ શ્લોકની મતલબ આપ્રમાણે છે—લોહ દેશ અને પરમ કાંબોજ દેશ સહિત અર્જુન ઉત્તર તરફના રૂશિયા દેશને પણ જીત્યો. રૂશિયા દેશમાં અર્જુનનો તેના રાજા સાથે ભયંકર સંગ્રામ થયો. પણ પછી તેને જીતીને પોપટના પેટ સરખા રંગના આઠ ઘોડા અને ખંડણી લીધી. ત્યાંથી આગળ જતાં જતાં હિમાલયના શ્વેતશિખર ઉપર જઇને તે પ્રદેશ પણ જીત્યો." ઇત્યાદિ.

જડ ગઇ જાઇકેરી, દુઃખ દુઃખ ભાખિયું;
આમ્ર અને અશોક તો, શોકકારી થઇ રહ્યા,
નાલિકેરી કદલીનું, એવું સહુ દાખિયું;
હસ્ત જોડી દીન થઈ, કુંઠિત કંઠે કરીને,
વલ્લભ કે' વધ્યા અન્ન–પાણી નથી ચાખિયું ! ૩૪
ઈંદ્ર કે' અપાર વાર, ખોટી વાત કરશો ન,
શાપવડે બાળી દઉં, વન શે સૂકાય છે !!
અનુચર કે' ઉદ્યાન, રક્ષવા ઉપાય કરૂં,
ચાલે નહિ સુરરાય, ચાતુરી ચૂકાય છે;
કોઇ વાર આવું અમે, જોયું નથી જુગદીશ,
જાળવું જાળવણીએ, માન તો મૂકાય છે;
હાય નવ ચાલે કાંઇ, એમ કરી આંખ ભરે,
ડરે સુરદેવથકી, અતિ અમુઝાય છે. ૬૫
મહારણ ધીર વીર, હીન દીન જોઇ કરી,
ઈંદ્રે માની સત્ય વાત, ચાલ્યો ઊઠી જોવાને;
અશ્વિનીકુમાર વાયુ, ધનદ ને ધર્મ સાથ,
ઓગણપચાસ અગ્નિ, ચાલ્યા સંદ' ખોવાને;
મહામતિ બૃહસ્પતિ, તુંબરૂ ને નારદજી,
શર્વ તજી ગંધર્વ તો, દુઃખ લાગ્યા રોવાને;

---

૩૪ તેહ—હિમાલય ઉપરના દેવના વનના રક્ષકો. અમરાવતીમાં—દેવની નગરીમાં. એ નગરી મેરૂ ઉપર પૂર્વ પાસે છે ( ભાગવત પંચમસ્કંધ ). વાસવ—ઇંદ્ર. શોકકારી—સૂકાઇ જવાથી. નાલિકેરી—નાળિયેરી. કદલી—કેળ. એવું—એ રીતે સૂકાઇ જવું. કુંઠિત—સ્તબ્ધ—જેમાંથી વાણી નીકળી શકતી નથી એવો. અન્નપાણી ઇ૦—વૃક્ષવેલી સૂકાઇ ગઇ તેના શોકથી અમને ખાવુ પીવું ભાવતુ નથી એ ભાવ છે.

૩૫ અનુચર—સેવક ( ઈંદ્રના ). ઉદ્યાન—વન—વાડી.

સપ્તી ઋષિ આદિ લઇ, ચાલ્યા ત્રિદશો તમામ,
હિમ હાલવાને લાગ્યો, વલ્લભ શુ હોવાને !! ૩૬
ભીડ પારાવાર સમી, પારવની પર્વતે,
રહી ગઇ રસગ્રેવી, વનસ્પતિ નામની,
જીવ લગાડીને જોયુ, સશયનુ માન ખોયુ,
(થયુ) નવ પલ્લવનુ ખોયુ કીમત બદામની,
જા હે જાય જોતામા તે, જાઇ જુઈ જેમ તેમ,
જુવતી જુવાન જાણે, થાયછે ન કામની,
નિરખે નમુચિઅરિ, નાચુ નીચુ નૈકમેદ,
નીર તીર લાગે નહિ, વલ્લભ તમામની ૩૭

૩૬ મહાગ્ણધીરવીર—(ઇંદ્રના સેનમાં) ઇંદ્રની સાથે બીજા કયા દેવો ઊપડ્યા તે કહે છે અશ્વિનીકુમાર ઇ૦ ધનદ—કુબેરભંડારી ધર્મ—સતો પ ત્રિદશો—દેવો હિમ ઇ૦—હિમ (હિમાલય) હાલવા લાગ્યો (ઘણા દેવોની ભીડ થઇ તેથી) વલ્લભ ઇ૦—વલ્લભ કહે છે કે હિમાલય હલવા લાગ્યો તે શુ હોવાને (થવાને) હાલવા લાગ્યો! અર્થાત્ પ્રલય થવાનો છે કે શુ?

૩૭ પારાવાર—સમદ્ર અર્થાત્ ઘણી ભીડ રહી ગઇ ઇ૦—રસથી રહી (રેલાયની—ભરપૂર) એવી વનસ્પતિ તો નામની રહી ગઇ અર્થાત્ તમામ વનસ્પતિ સૂકાઇ ગઇ હતી, માત્ર કોઇક વનસ્પતિલીની દેખાતી હતી જીવ ઇ૦—ઇંદ્રાદિકે જ્યારે જીવ લગાડીને જોયુ ત્યારે સશયનુ માન ખોયુ —અથાત રક્ષિના કહેના વિષે જે સશય હતો તે નાશ પામ્યો થયુ ઇ૦— વનસ્પતિ સૂકાવાથી નવ પલ્લવ(નવીન પાદડાનાગા વૃક્ષનુ—તાજા અને લીલા વૃક્ષ)નુ ખોયુ (સૂકુ લાકડુ) થયુ તથા તેની કીમત બદામની થઇ ગઇ. જા હે જાય-મૂર્છિત થઇ જાય અર્થાત્ કરમાઇ જાય જાઈ જુઇને દૃષ્ટાતથી વણછે જાનતી ઇ૦—સ્પષ્ટ છે નમુચિઅરિ—નમુચિ નામે દૈત્યનો શત્રુ— —ઇંદ્ર નૈકમેદ—નીકાનુ પાણી (निका—નિમ અને મેદસ ચરબી જળને પૃથ્વીનુ મે માનેલુ છે જેથી તે મેદિની કહેવાય છે) ઇંદ્ર બાગની નીકોનુ પાણી નીચુ નીચુ જતુ નિરખે છે અને તમામની (તમામ વૃક્ષવેલીની)

જોતાં જોતાં માંય મહા-વૃક્ષ તેહ તૂટી પડે,
એમ તો અપાર થાય, નાશ તેહ જગમાં;
પુરંદર પછે ત્યાહી, નીતિ રીતિ વિચારીને,
સુરસભા ભરી બેઠો, હિમ અનુરાગમાં;
મહામતિ બૃહસ્પતિ, તેડી પાસ પૂછતો તે,
કારણ કહો ગુરૂજી, ચૂક પડી જાગમાં;
એકાએક કેમ આવું, થઇ આવ્યું નિરખિયે,
પરખ ન પરખિયે, વલ્લભ તડાગમાં ! ૩૮
ગુરૂ ધ્યાન ધરી જોઇ, સમજી સટાક સોઇ,
કહે નહિ કોને આનું, કારણ અજાણ્યુ છે;
થયો છે અપાર ભાર, ભૂમિ પર ભાઇ આજ,
તેણે નમી નીચી જાય, ધ્યાનથકી જાણ્યું છે;
રે કરો ઉપાય રાય, ભાર નાશ જેમ થાય,
દુ:ખ દિન તવ જાય, મેં'રથકી માણ્યું છે,
સુરગુરૂ એમ કહી, શાંત થાય જેહ વાર,
વલ્લભ કે' વેણ તેનું, સમગ્રે વખાણ્યું છે. ૩૯

---

તીરે ( તેમના મૂળને છેડે) નીર લાગે નહિ (પાણી અડતુ નથી ) વૃક્ષાદિકના મૂળને પાણી અડકે નહિ એટલુ તે ઊંડુ ઉતરી ગયુ છે એમ માલમ પડયુ, એ તાત્પર્ય છે

૩૮ પુરંદર—ઇંદ્રિ હિમ અનુરાગમા—અર્થાત્ હિમાલય ઉપર અનુરાગ (પ્રીતિ)લાવીને જાગમા-યજ્ઞ કરવામા અથવા આ જગોએ (જે ચૂક પડી હોય તે કહો ) અર્થાત્ યજ્ઞાદિક કરતા ચૂક પડવાથી જે પાપ થયુ તેનડે આ વન સુકાઇ જતુ હોય એમ લાગે છે પરખ ઇ૦—તડાગ( તળાવ )મા પણ પાણી કેટલે ઉંડે છે તેની પરખ પરખી શકાતી નથી ! અથના તડાગમા ( તડાક લઇને )—જલદીથી

૩૯ મેં'ર ઇ૦—આજસુધી જે સુખ આપણે માણ્યુ છે તે હરિની મેહેરથી માણ્યુ છે. એમ જાણીને જલદી ઉપાય કરો.

ઇંદ્ર કહે અંશ મારે, અર્જુન થયોછે વીર,
વાયુ કહે મારો અંશ, ભીમ ભડ ભાવતો;
અશ્વિનીકુમાર કહે, અમે પણ એમ કર્યું,
પછે કહો કેમ ભાઇ, અંત નથી આવતો;
ઇંદ્ર કહે ધર્મસુત, આડ કરી ઊભો રહ્યો,
જ્યાહાં ત્યાંહાં રખડેછે, વીરત્વ લજાવતો;
એકે સાદે બોલ્યા સર્વ, ધિક છે ધરમ તને,
વલ્લભને વલ્લભ તે, શેણે તું તજાવતો!। ૪૦
ધ્યાનો બની ધર્મ વદે આવ્યા આવડા શા મદે,
કર્યું તમે જેમ એમ, અમોએ કર્યું સહુ;
પેલ કરી પૂછું અમે, દોષકોણ ટાળવાને,
યુધિષ્ઠિર નામ સુત પ્રકટાવિયો કહું;
દોષ જો દેખાય એમાં, તેહ દોષ ધર્મકેરો,
ધર્મકરો દોષ તે તો, અદોષ અમો લહુ;
ધર્મ હોય જ્યાહાં ત્યાંહાં, જય તો વગી રહ્યો,
વલ્લભ સંશય કરો, વેણ કેણ એ સહુ ? ૪૧

૪૦ હિમાલયની દેવસભાની કથાનો પાંડવોની કથા સાથે સંબંધ જોડે છે ઇંદ્ર ઇ . અંશ મારે—મારા અંશથી. એમ કર્યું—અંશાવતાર [illegible] ઉપજાવ્યા અંત—( ભૂમિના ભારનો ). આડ કરી—( ભાર ઓછો [illegible] ). વલ્લભને ઇ૦—જે [illegible] કવિને વલ્લભ ( વહાલું ) તેને તું શેણે ( શાને માટે ) તજવતો ( તજાવે છે )।

વાસવ કે' બોલ્ય તું'ય, વિચારી ધરમધારી,
પુરંદર પરાક્રમ, અંશ અવતસ છે,
ધર્મ કે સુકર્મ કેરી, રચ નહિ ગર્જ તેને,
પય પરાક્રમ પૂગ, ધૈર્ય તેનો હંસછે;
પરાક્રમ પૂઠે આવે, ધર્મ કર્મ બેય ચાલી,
મુખ્ય નથી એહ ધર્મ, પરાક્રમ વશ છે,
નિવાતકવચ માર્યા, ધર્મ કયારે પાસ હુતો,
પરાક્રમ પૂઠે એહ, જેમ સર્પદશ છે ૪૨

---

પણ, પેલ ઇ૦—તેમા પણ અમે પેહેલ કરીને પૃથ્વી ઉપરના પાપના દોષનો કોશ ( ભંડાર ) ટાળવાને યુધિષ્ઠિર નામે સૂનુ ( પુત્ર ) પ્રગટાવ્યો છે યુધિષ્ઠિરનો બચાવ કરે છે દોષ ઇ૦—જો એ યુધિષ્ઠિરમા દોષ દેખાય તો એ દોષ ધર્મનો કહેવાય ( " आत्मावैजायतेपुत्र —પોતેજ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે" એવા શાસ્ત્રના વચન પ્રમાણે યુધિષ્ઠિર અને ધર્મ એક છે માટે ) પણ ધર્મને દોષવાળો કહેવો એ સંભવિત નથી એમ સિદ્ધ કરે છે ધર્મકેરો ઇ૦—જો ધર્મનો દોષ તેને અમો અદોષ જાણીએ છીએ, કેમકે જ્યા જ્યા ધર્મ હોય ત્યા ત્યા જય વશી રહેલો છે ( " यतोधर्मस्ततोजय. " એવા ભગવદ્ગીતાના વચન પ્રમાણે ) અર્થાત્ પ્રકાશરૂપ ધર્મને વિષે અંધકારરૂપ દોષ સંભવનોજ નથી માટે તમે ધર્મને દૂષિત કરી શકો એમ નથી એવી રીતે મારો પુત્ર યુધિષ્ઠિર નિર્દોષ ઠરે છે તો હુ તમારા વેણુ અને કેરેણુ શુ કરવા ગ્રહન કરૂં ?

૪૨ અર્જુન ઇંદ્રનો અંશ છે અને ઇંદ્ર એ પરાક્રમનો દેવતા છે માટે ઇંદ્ર પરાક્રમ રૂપ પોતાના પુત્ર અર્જુનનો પક્ષ કરીને ધર્મની ગણના તેનાથી ઉતરતી કરે છે વાસવ ઇ૦—વાસવ—ઇંદ્ર. ધરમધારી—ન્યાય પ્રમાણે અથવા હે ધરમ ! તુ ધારીને—વિચારીને બોલ વિચારને શુ બોલવુ તે કહેછે પુરંદર ઇ૦— પુરંદર ( ઇંદ્ર )રૂપી પરાક્રમનો અંશ જે અર્જુન તેજ અવતંસ ( ઘરેણુ —અર્થાત એંઠ ) છે તેને પરાક્રમને રૂપકથી વર્ણવે છે પય ઇ૦—પરાક્રમ પય ( દૂધ ) જેવુ છે અને ધૈર્ય એ તેનુ પાન કરનાર હંસ રૂપ છે અર્થાત્ પરાક્રમ ઉપર ધૈર્યવાન્ પુરૂષો નિર્વાહ કરે છે— તે બીજાની દરકાર રાખતા નથી, તો તેમને ધર્મ શુ સહાય કરવાનો હતો?

વાયુ બોલ્યો વાણી તાણી, વાસવની વાત જાણી,
ખોટી છે ધરમ ખ્યાત, પરાક્રમ પૂર છે;
ધરમ ન ખોટો કહું, પણ એને ગણું કેવો,
પરાક્રમ પૂઠે એહ, શિરોમણિ શૂર છે;
ધર્મ જો ન ધર્યો હોત, કૃષ્ણાવસ્ત્રાહર્ણમાંહી,
પામ્યો હોત રાજ્ય ભીમ, ધર્મ મહાક્રૂર છે;
ધિઃકાર છે ધર્મ તુને, નપુંસક નર કીધો,
દુઃખના ડુંગર ઢોળ્યા, હજીએ અક્રૂર છે !! ૪૩
અશ્વિનીકુમાર કહે, આગળ આવીને ત્યારે,
ધર્મ વિણ ચાલે નહિ, ધર્મ તેજ ધર્મ છે;
બળ મહાબળ જેહ, ધર્મ વિણ સર્વ વ્યર્થ,
ધર્મ પેલો પછે સહુ, એ તો એક કર્મ છે;
મહાબળી રાવણને, ધર્મવડે રામે રોળ્યો,
ઉભય ને તોળો એ તો, ધર્માધર્મ પર્મ છે;

---

એ વ્યંગ્ય ધર્મની ગૌણતા બતાવે છેઃ પરાક્રમ વશ છે–ધર્મ તો પરાક્રમના વંશમાં અર્થાત તેની પછી ઉત્પન્ન થનાર છે. પરાક્રમ કરવાથીજ ધર્મ કે અધર્મની ઉત્પત્તિ સમન્વય છે પણ અપરાક્રમી માણસોના હાથથી ધર્મ કે અધર્મ કાંઇ બનતું નથી એ વાત પ્રસિદ્ધજ છે, એ ધ્વનિ. એજ વાત ઉદાહરણથી સિધ્ધ કરે છે. નિવાતકવચ ઈ૦— અર્જુને નિવાતકવચને મારવા રૂપ પરાક્રમ કર્યું ત્યાર પછીજ દેવને સંતોષવા રૂપ ધર્મ થયો છે, એ તાત્પર્ય જેમ સર્પદંશ છે–સાપ જેમ દંશ કરવા રૂપ પરાક્રમ પ્રથમ કરે છે ત્યાર પછી શત્રુને મારવા રૂપ ધર્મ થાય છે તેમ.

૪૩ ભીમ વાયુ દેવનો પુત્ર છે માટે વાયુ પણ પરાક્રમી ભીમનો પક્ષ કરી ધર્મનો તિરસ્કાર કરે છેઃ વાયુ ઈ૦. પરાક્રમ ઇ૦—પરાક્રમ એજ પૂર ( પૂરેપૂરું મોટું ) છે. ધર્મથી હાનિ વર્ણવે છેઃ કૃષ્ણા ઈ૦—કૃષ્ણા( દ્રૌપદી ) ના વસ્ત્રાહરણમાં. નર—અર્જુન. હજીએ ઇ૦—હજી પણ તું કાંઇ અક્રૂર ( ક્રૂરતા વિનાનો ) થાય છે !

ધર્મત્યાંહી જય નિશ્ચે, થવાનો અમે કહું છું,
ધર્મ વિણ ધિંગાણામાં, સર્વત્ર અશર્મ છે. ૪૪

અમરને વૈદ્યકેરી, કહો ગર્જ હોય કશી,
તેવી ધર્મરાય કેરી, ગર્જ તેને શી પડી ?
નથી લેવું ઔષધ કે, વૈદ્યકેરૂ રાખે સુખ,
નથી ન્યાય જોઇતો કે, વાત માને એ વડી !
અવતરવું નહિ ને, મરવુ નહિજ જેને,
દંડકેરી જાણે નવ, આવી લાગશે ઘડી;
એવું છે તો પછે કેમ, શર્મ વૈદ્ય ધર્મકેરી,
રાખી રહે સાંખી રહે, શેણે ન બોલે તડી !! ૪૫

---

૪૪ નકુળ અને સહદેવ એ અશ્વિનીકુમારના પુત્રછે; અશ્વિનીકુમાર સૂર્યનો પુત્રછે અને ધર્મ પણ સૂર્યનો પુત્રછે, માટે ધર્મ એ અશ્વિનીકુમારનો ભાઇથાય. એવા ભાઇના સંબંધને લીધે અશ્વિનીકુમાર ધર્મનો પક્ષ કરે છે: અશ્વિની-કુમાર ઇ૦—ધર્મ તેજ ધર્મ છે—અનન્વયાલંકાર. બળ—બળવાન્, મહા બળ—મોટા બળવાળા. એ ઇ૦—પરાક્રમ એ તો એક કર્મ છે. ધિંગાણામાં—યુદ્ધમા. અશર્મ—દુઃખ.

૪૫ અશ્વિનીકુમાર દેવોની સ્વાર્થપરાયણતા અને પક્ષપાત વર્ણે છે: અમરને ઇ૦—અમર—દેવ, જે મરે નહિ તે 'અમર' કહેવાય; દેવ પણ મરતા નથી માટે તેઓ પણ અમર કહેવાય છે. એવા મૃત્યુ રહિત દેવને વ્યાધિ પણ થાય નહિ. કેમકે તેમને મરણરૂપ કાર્યનો અભાવ છે માટે વ્યાધિરૂપ કારણનો પણ અભાવ હોવો જોઇએ. એવી રીતે વ્યાધિ વિનાના દેવોને વૈદ્યની ગરજ ન હોય એ ઉઘાડું છે. અશ્વિનીકુમાર વૈદ્ય હોવાથી દેવને અશ્વિનીકુમારની પણ ગરજ હોય નહિ. જેની ગરજ હોય નહિ તેના પક્ષમાં સ્વાર્થપરાયણ લોકો બોલતા નથી દેવ પણ અશ્વિનીકુમારની ગરજ ન હોવાથી અશ્વિનીકુમારના પક્ષમાં બોલતા નથી માટે તેઓ સ્વાર્થપરાયણ છે, એ ધ્વનિ છે. સુખ રાખે—શરમ રાખે. વારૂ ધર્મની તો શરમ રાખશે ? તે કહે છે: નથી ઇ૦—ધર્મનું કામ મરેલાઓનો ન્યાય કરવાનું છે. પણ દેવને તો મરણજ નથી તેથી ન્યાય કરાવવાની પરવા નથી, માટે ધર્મની પણ તેઓ

તેત્રીશ કોટિયકી તે, બે ચારેક ઓછા થયા,
બીજા બોલ્યા કરી બળ, મારો વૈદ્ય ધમને;
ક્રીડોદ્યાન સરકાયું તે, ધારે નહિ ધ્યાન માંય,
વખાણ્ય વખાણ્ય કરે, ધર્મકેરા કર્મને;
અશ્વિનીકુમાર ધર્મ, જ્યારે ત્યારે એક થાય,
ભૂલાવો એ ખોડ આજ, જાણે નહિ મમને;
માનવીને ધર્મ કે'વો, દેવને તે કે'વા આવ્યો,
અમર ન જાણ્યા એણે, પામ્યો નહિ પર્મને. ૪૬

અશ્વિનીકુમાર તમે, ચ્યવનને ચક્ષ આપી,
તેવા ચક્ષહીણ સુર, તમે મન લાવિયા !
(જો) કરશો હવે ઉચ્ચાર, દેવબા'ર થશો નકી,
કહો પરાક્રમ પે'લું, ધર્મને લજાવિયા;
બોલો બોલો વાર કેતી, એમ કરતા પોકાર,
સૂર્ય કહે શાંત થાવ, ભાવ ભુંડે ભાવિયા;
ધર્મ પે'લા સર્વ માંહી, અમો અનાદિ લહું છું,
વલ્લભ કે' જુઓ ભાઇ, ભૂલ્યા કામે આવિયા. ૪૭

---

શરમ રાખે નહિ, એ વ્યંગ્ય છે. દંડ—યમદંડ. (ધર્મ અને પર્મ એકજ હોવાથી).

૪૬ દેવનો મોટો પક્ષ વર્ણું છેઃ તેત્રીશ કોટિ ઈ૦. બે ચારેક—ધર્મ વગેરે. ક્રીડોદ્યાન—(દેવનું) રમત ગમત કરવાનું વન. માનવીને ઈ૦—જે ધર્મ માનવીને કહેવો જોઈએ તે દેવને કહેવા આવ્યો ! પર્મને—પરમ જ્ઞાનને.

૪૭ દેવો અશ્વિનીકુમાર સાથે લઢવાનું બાહાનું કાઢે છેઃ અશ્વિનીકુમાર ઈ૦. તેવા ઈ૦—અર્થાત્ અમારે તમારી કાંઈ ગરજ નથી, એ વ્યંગ્ય. દેવબા'ર—દેવની પંક્તિથી બાહાર. અશ્વિનીકુમાર વૈદ્ય હોવાથી તેમને

સૂર્ય સનમુખ દેખી, ઇંદ્રિ વજ્ર લેઇ ઊઠ્યો,
વાયવ્યાસ્ત્ર વાયુએ ત્યાં, સજ કર્યું સાથમાં;
પાશ લઇ વરૂણ તો, વાસવની સાંધે ગયો,
શક્તિ ગ્રહી કાર્તિકેય, હલાવતા હાથમાં;
ઉદ્યાનના રક્ષક જે, હાય હાય કરે સહુ,
વૃક્ષ ચૂરેચૂરો થશે, વાગી અસ્ત્ર માથમાં;
કંપે ને રડે અપાર, વારે જઇ વારવાર,
પારાવાર ટીટોડીની, રહે કદી બાથમાં ! ૪૮

---

બીજા દેવોની સાથે યજ્ઞનો ભાગ મળતો નહિ. ( વૈદ્યને યજ્ઞાદિ કર્મમાં ન દાખલ કરવાની આજ્ઞા સ્મૃતિઓમાં ઘણે ઠેકાણે છે ). પણ ચ્યવનઋષિ જે આંધળા થયા હતા તેમને તે વૈદ્યોએ દેખતા કર્યા ત્યારથી ચ્યવનઋષિએ પોતાના તપોબળથી બળાત્કારે તેમનો ભાગ યજ્ઞમાં દાખલ કરાવ્યો. તે વખતે ઇંદ્ર વિરૂદ્ધ થયો અને અશ્વિનીકુમારને મારવાને વજ્ર ઉગામીને સામે આવ્યો, પણ ચ્યવને વજ્ર સહિત તેનો હાથ પોતાના તપના સામર્થ્યથી તેમને તેમજ સ્થભાવી રાખ્યો. આ ઉપરથી ઇંદ્ર ચ્યવનને શરણે ગયો અને અશ્વિનીકુમારનો યજ્ઞભાગ માન્ય રાખ્યો એમ દેવપક્તિમા દાખલ થવાને અશ્વિનીકુમારને કેવી પરાકાષ્ઠા પડી હતી તેનું સ્મરણ આપીને ધમકી આપે છે કે ફરીને પણ એમજ દેવ બાહાર થશો, માટે ધર્મનો પક્ષ છોડી દ્યો, એ ધ્વનિ. કહો ૪૦—પરાક્રમ પેહેલું ( શ્રેષ્ઠ ) છે અને ધર્મને લજાવિયા ( ગૌણ ઠરાવવાથી ) એમ કહો. સૂર્ય પોતાના પુત્ર ધર્મનો પક્ષ કરીને કહે છે: સર્વ ૪૦. ભૂલ્યા ૪૦—તમે જે કામે અહીં આવેલા છો તે કામ તો ભૂલી ગયા ! ! અથવા જે ધર્મથી ભૂલ્યા—જેમણે ધર્મ તજ્યો તે કામે આવિયા—ખપી ગયા—નાશ પામ્યા.

૪૮ સનમુખ—સામે થયેલો. વાયવ્યાસ્ત્ર—વાયુ રૂપી હથિયાર કે એ નામનું અસ્ત્ર. પાશ—વરૂણનું ખાસ હથિયાર.—ફાંસો. માથમાં—માથામાં ( વૃક્ષ વગેરેના ). રક્ષકોની નિર્બળતા વર્ણે છે: પારાવાર ૪૦—ટીટોડીની બાથમાં પારાવાર ( સમુદ્ર ) કદી રહે શું ? દષ્ટાંત.

રાય ચંપા ને ચમેલી, ચગદાઇ ને ચુંથાઇ,
ગુલાબ ને મલ્લિકા તો, મરડાઇ મૂળથી;
લાજુલાડી તો લેવાઇ, જાઇ જુઇ જાંહે ગઇ,
ફેફરું તો ફાફલને, આવિયું દુકૂળથી;
આમને તો હેડકી ત્યાં, આવતાં ઘણી જણાઇ,
કદંબનું અંબ ગયું, શિર લાગ્યે શૂળથી;
કારમી જે કદલી તે, કંપી ઊઠી કેતી વાર,
કુરંગી ને લવિંગી તો, ગઇ સ્વયં કુળથી. ૪૯

રક્ષકોએ સર્વ મૂકી, બૃહસ્પતિને વિનવ્યા,
દુઃખ માંહી દુઃખ આ શું, દેવગુરુ આવિયું !
વૃક્ષકેરા રક્ષણને, કાજ અમો વાજ આવ્યા,
રાજ રોળવાને ઊભો, દુઃખ ઉપજાવિયું;
કરો સા'ય આજ તમે, શાંત કરો સુર સર્વ,
એવું રક્ષકોએ વેણ, ગુરુને સુણાવિયું;
અભય આપીને પછે, ઊઠ્યા ત્યાંહી ગુરુદેવ,
વલ્લભ કે' તેમનું તો, વેણ ભલું ભાવિયું. ૫૦

દેવગુરુ દેવેશને, દાવ સાધીને દબાવે,
દેવપણું જાશે તારું, ધર્મને વખોડતાં;
શા કામે તું આવ્યો આંહી. કરેછે કાંઇનું કાંઇ,
વિચારતો વાત નથી, આધો હીંડે ઓડતાં;
ધર્મ કે પરાક્રમમાં, પે'લ બીજ હોય ભલે.

---

૪૯ મલ્લિકા—મોગરાની વેલ દુકૂલથી—દેવોનાં વસ્ત્ર વીંટાવાથી. અંબ—પાણી—અર્થાત્ જીવન. કુરંગી—કોરંગી—એળગી. કુળથી—અર્થાત્ જડામૂળથી. ૫૦ રાજ—રાજા—ઈંદ્ર.

કરવતું કારજ તારૂં, દાસ હાથ જોડતાં;
કારણ વિચાર કાંઈ, માલ હોય મૂળમાંહી,
ગોટો હુ ને છોટો એહ, તત છોડ તોડતાં. ૫૧
વાર્યા એમ વાયુને ત્યા. હાર્યા અન્ય દેવ બીજા,
હાર્યા નથી ઈંદ્ર વળી, એમ તો જણાવિયુ;
સુર શાત થઈ બેઠા, પૂરણ વિચાર પેઠા,
ક્રૂર તે અક્રૂર થયા, ગયુ જ્ઞાન આવિયું;
કરે શોચ પુરંદર, ધરે વાત ધર્મકેરી,
હરે હરે ઉચ્ચારતા, પાણી તો લજાવિયુ !
વળે થઇ વાયુની એ, કળે કથા અન્યકેરી,
બળે નિરબળ થઇ, ધર્મવેણ ભાવિયુ ! ! ૫૨

---

૫૧ ઉદ્યાન રક્ષકોની વિનતિ ઉપરથી બૃહસ્પતિ દેવોનો ઝઘડો પતાવી દેછે. દેવગુરૂ ઈ૦. દેવગુરૂ-બૃહસ્પતિ દેવેશ—ઈંદ્ર. 'દ' અને 'વ' અક્ષરોની આવૃત્તિ છે માટે વૃત્યનુપ્રાસ. ઓડતા-ઝાલતા દાસ ઈ૦-બાગના રખવાળ તને હાથ જોડે છે તે જોઇને તારે જે કારજ કરવાનુ છે તે કર. કારણ ઈ૦-તમારી લડાઇના મૂળમા જો કાઇ માલ હોય તો તેનુ કારણ તુ વિચાર. અર્થાત્ કાંઈ વાસ્તવિક કારણ નથી અર્થાપત્તિ અલંકાર. તત ઈ૦—ધર્મ વગેરેની સાથે સ્નેહ તોડી નાખવા કરતાં તારો તત ( અર્થાત્ વાદ ) છોડ

૫૨ ક્રૂર ઇ૦-જે દેવો યુદ્ધ કરવાને ક્રૂર થઇ ગયા હતા તે બૃહસ્પતિના ઉપદેશથી અક્રૂર ( સદય ) થયા પાણી ઇ૦—( પોતાનો પક્ષ પડતો મૂકવો પડ્યો તેથી ) કળે ઈ૦—બીજા દેવોની કથા ( પોતાનો પક્ષ પડ્યો મૂકવારૂપ ) જે કળે ( સમજે છે ) એવા વાયુની પણ એ વલે ( ઇંદ્રના જેવી) થઇ શી વલે થઇ તે કહે છે. બળે ઇ૦—બળે ( બળમા ) નિર્બળ થઇને અથવા બળ છતા નિર્બળ થઇને અથવા બળાત્કારે નિર્બળ થઇને તેમને ધર્મવેણ—ધર્મ મોટો એવું વેણ ( મધ્યમપદલોપી ) ભાવિયું અર્થાત્ પસંદ

ઊઠી શિર નામી કરી, કર જોડી ઈંદ્ર ઊભો,
પૂછ્યું ગુરૂદેવને ત્યાં, આમ કેમ થૈ ગયું !!
વૃક્ષ ને વેલી સૂકાય, તેમાં અપરાધ કોનો,
સત્ય કહો આપ સિદ્ધ, થવાનું તે તો થયું;
અપરાધ હોય મારો, મુજને જણાવો મુન્ય,
પુણ્ય કરી પાલટું એ, પાપ વળગ્યું કયું ?
બીજાકેરા દોષથકી, દૂષણ જો લાગ્યું હોય,
કહો કહો ગુરૂદેવ, આજ ન જાયે સં'યુ !! ૫૩
બૃહસ્પતિ કહે ભાઇ, દોષ નથી કોઇ કેરો,
ભૂમિકેરૂં દુઃખ ભારે, તેણે આમ થાય છે;
ઘણા યુગ ગયા મારા, આવું નવ જોયું કદી,
નંદનનાં દ્રુમ ઈંદ્ર, પે'લાં આ સૂકાય છે;
કારણ છે પૃથ્વી એનું, ધ્યાન ધરતાં દેખાય,
રોષ તજી પૂછો એને, ગુણજ્ઞ ગણાય છે;
પરોપકારી ન કોઇ, એના જેવી અમે જોઇ,
વલ્લભ કુ' ઉપમામાં, એની એ ભણાય છે. ૫૪

---

કરવું પડયું. પ્રત્યેક વિરામના આદિ શબ્દો પ્રાસવાળા છે માટે **પદાંતાનુપ્રાસાલંકાર.**

૫૩ આગ—બાગ સૂકાયો તે. મુન્ય—મુનિ—બૃહસ્પતિ ! પુણ્ય ઇ૦—જો મારા પાપથી બાગ સૂકાયો હોય તો હું પુણ્ય કરીને પાપને પાલટું—તેને બદલી નાખીને પુણ્ય રૂપ કરૂં. પુણ્યે પાપ ઠેલાય એવી લોકોની કહેવત ચાલે છે માટે **લોકોક્તિ.** ન જાયે સહ્યું—હવે તે મારાથી સહન થઇ શકતું નથી ! અર્થાત્ તેને શિક્ષા કરૂં, એ **વ્યંગ્ય.**

૫૪ નંદનનાં—નંદન નામે આ વનનાં દ્રુમ—ઝાડ. પે'લાં—પેહેલવેહેલાં. અર્થાત્ પૂર્વે કદી સૂકાયાં નથી. એની એ ઇ૦—પૃથ્વી જેવી પરોપકારી

ઇંદ્રે કહ્યું ધર્મને ત્યાં, ધરણીને લાવો તેડી,
કે'તામાં ગયા તે ઊઠી, (જ્યાં) મઝ્યા જઇ ભોમ છે;
ચાલો બાઇ આજ તેડે, મઘવા સુરની માંય,
વાયુ વન્હિ વિભાવસુ, જ્યાં ધનદ સોમ છે;
હા કહી ને હેઠ્ઠામાંહી, ઊઠી મહી ચાલી સાથ,
રીઝે મહુ ભાવતાથી, અભાવતે ગોમ છે;
ગાયકેરૂં રૂપ ધર્યું, કરૂં વરણન તેનું,
કવીશ્વર કહે અંગ, કોઇ કોઇ રોમ છે. ૫૫

## ગોવર્ણન.

ધર્મ સાથ ચાલી ગાય, દીન અતિશે દેખાય,
પાપ વાઘ જાણે ખાય, કંપ ઘણો અંગમાં;
દુઃખે પાપે તો ચવાય, ગાનવો હોયે ઝલાય,
પશુ માહી ગો ગણાય, ઠંગ નહિ રંગમાં;
લક્ષણ રૂડાં લેખાય, મન્યે કરૂણા પેખાય,
રતિની રૂડી રેખાય, દુઃખ જોઈ દંગમાં;
જેના સહુ ગુણ ગાય. તેના હાલ આવા થાય,

પૃથ્વીજ છે એવી રીતે પૃથ્વી ઉપમેનુ ઉપમાન પણ પૃથ્વીજ છે અનન્વયાલંકાર.

૫૫ ભોમ ( ભૂમિ )—પૃથ્વી. મઘવા—ઇંદ્ર વન્હિ—અગ્નિ વિભાવસુ —સૂર્ય ધનદ—કુબેર અભાવતે—જો ન ભાવતુ હોય તો ગોમ ( ગમચા —આનાકાની ) છે ( અર્થાત્ કરે ). કવીશ્વર ઇ૦—કવીશ્વર કહેછે કે તે ગાયના અંગ ઉપર કોઈ કોઈ રોમ છે અર્થાત્ બાકીના રોમ દુઃખથી ઘસાઈ ગયા છે અર્થાપત્તિઅલંકાર. પૃથ્વી બહુ દુઃખી છે એ ધ્વનિ.

કવિએ કેમે કથાય, ભૂમિ ભાર ભંગમાં !! ૫૬

શું મેળી અનેક કૂવા, દ્વય કર્યાં ચક્ષ રૂપ,
ગુફા ગહ્વર મેળી, નાસિકા કરી નવી !
ખોલ ને બખોલ સર્વ, મુખ માંહી આવી રહ્યાં,
વન વેરાનજકેરી, ભાળમાં શોભા હવી;
અઢાર ભાર જે હુતી, વનસ્પતિ વન કેરી,
સૂકી થઇ આવી વશી, (શું) કવન કવે કવિ;
કાકવંઝા કદલી જે, ફળી કરી એક વાર,
પાદરૂપે આવી રહી, કષ્ટ ગો અનુભવી. ૫૭

---

૫૬ કંપ-ધ્રુજારી (ભયાનકનો વ્યભિચારી ભાવ). માનવી ઇ૦—જો માણસ હોય તો તેને ઝાલીને પણ લવાય, પરંતુ આ ગો (ગાય) તો પશુમાં ગણાય છે તેને શી રીતે ઝાલીને તેડી લવાય. રતિની ઈ૦—તેની રતિ(ભાગ્ય)ની રેખાય (રેખા—લીટી) રૂડી છે, એમ છતાં તેને પણ દુ:ખ પડ્યું એ જોઇને અમે દંગમાં (આશ્ચર્યમાં) છીએ. ભૂમિ ઇ૦—ભૂમિ ભારથી ભંગમાં આવી ગઇ છે—ભાર થવાથી ભૂમિ ભાગી ગઇ છે એ વાત કવિએ કેમે-કેવી રીતે કથાય ? અર્થાત્ એ વર્ણન અતિ કરૂણાજનક હોવાથી કવિ પણ તેનું વર્ણન કરી શકતો નથી ! વિરામના છેલ્લા શબ્દમાં પ્રાસ છે માટે **પાદાંતાનુપ્રાસ.**

૫૭.પૃથ્વીને રૂપકથી ગાય રૂપે વર્ણે છે: શુ ઇ૦—શું પૃથ્વી પરના અનેક કૂવા મેળવીને તેના બે ચક્ષ (નેત્ર) રૂપ કર્યા છે ? અથવા શું ગુફાઓનાં ગહ્વર (પોલાણ) મેળવીને તેની નાસિકા નવીજ કરી છે ? **સંદેહાલંકાર.** મુખ વર્ણે છે: ખોળ ઇ૦. કપાલ વર્ણે છે: વન ઇ૦—વન અને વેરાનની શોભા તે ગાયના ભાળમાં (કપાળમાં) હવી-અર્થાત્ દેખાય છે. રૂવાંટી વર્ણે છે: અઢાર ઇ૦. વશી—(રૂવાંટીને સ્થાને). કાકવંઝા—એકજ વાર ફળે તે વનસ્પતિ અથવા જેને એકજ સંતાન થાય તે સ્ત્રી. પાદરૂપે ઇ૦—**ઉત્પ્રેક્ષા.** કષ્ટ ઈ૦—ગોનું (ગાયનું) કષ્ટ અનુભવીને (અર્થાત્ જાણીને).

નવસેં નવાણું નદી, અશ્રુ રૂપે આંખ માંહી,
આવી વશી એકી વારે, નીકળી નીચે પડી;
મીઠી મટી દુઃખથકી, થઇ પડતામાં ખારી,
સાગરની પીડ ટાળી, ઉપકારે ના અડી;
મેરાણની મરજાદા, મહીએ વધારી દીધી,
દુઃખ માંહી ઉપકાર, કરવામાટે તડી;
હાય હાય આવી મહી, તેને દુઃખ આવીપડ્યું,
અન્યનું હવે શું ગજું, આવે દુઃખની ઘડી !! ૫૮

બેસવા કરે વિચાર, બેસવાનું સ્થાન પોતે,
બેસે કઇ બેહક તે, ચાલે મહાદુઃખથી;
નામીચાંને દુઃખ નવ, આવશે કદાપિ કહું,
કર્યું નહિ તેહ કામ, કરાય ન રૂખથી;
ઊભી રહે ત્યારે હાંકે, ધર્મ જે પૂઠળ ચાલે,
(શું) કહું કેતું કષ્ટ હવે, બોલાય ન મુખથી;
ધર્મને ધિઃકારૂં હું તો, વલે થાય વાસવ શી,
(એ) સુખિયાંની પૂઠે પડી, ચલાવે અસુખથી. ૫૯

---

૫૮ દુઃખના અનુભાવ રૂપ આંસુનું વર્ણન કરે છેઃ નવસેં ઇ૦—રૂપક છે. પુરાણમાં નદીઓની સંખ્યા નવસેં નવાણું કહી છે માટે પુરાણ વચન શબ્દાલંકાર. આંસુ ખારાં હોય છે અને નદીઓ મીઠી હોય છે તે વિરોધ દૂર કરે છેઃ મીઠી ઇ૦—મીઠી મટીને દુઃખથી ખારી થઇ ગઇ ! પૃથ્વી ઉપકાર કરનારી હોય છે માટે પૃથ્વીરૂપી ગાયનો ઉપકાર વર્ણ્યું છેઃ ઉપકારે ઇ૦—ઉપકાર કરવામાં પણ તે અડી (અટકી) નહિ. કેમકે મેરામણની મર્યાદા વધારી દીધી—પોતાનાં ખારાં આંસુથી સમુદ્રને છલકાવી દીધો !—પૃથ્વી અતિશય દુઃખી છે એ ધ્વનિ.

૫૯ બેસવા ઇ૦—પૃથ્વીરૂપ ગાય દુઃખથી અશક્ત થઇ છે અને તેનાથી ચલાતું નથી માટે તે બેસવાનો વિચાર કરે છે; પણ તે બેહક બેસે

કષ્ટે પાપે આવ્યાં ચાલી, આવ્યો એવે ડુંગર ત્યાં,
હવે કહો કેમ ચઢે, ચતુર વિચારજો;
પડતા પરજ પાટું, મારનાર ઘણા હોય,
હાંકે તેમ ધર્મરાય, ધ્યાન મધ્ય ધારજો;
પાપ કરતાં જોએલું, પાછું કંઇ સુરભિએ,
તેણે ગતિમંદવાળો, આવ્યો તો આ ધારજો;

---

( ફરીથી ઉઠાય નહિ એવી રીતે બેસે ) તોપણ કંઇ ( ક્યાં ) બેસે ? કેમકે બેસવાનું સ્થાન તો પોતે ( પૃથ્વી ) છે. બીજાઓ તો થાકે ત્યારે પૃથ્વી ઉપર બેસે પણ પૃથ્વી થાકે ત્યારે ક્યાં બેસે ? એ મતલબ છે. ન બેસે ત્યારે શું કરે ? ચાલે ઇ૦. રૂખથી—અર્થાત્ રાજીખુશીથી. કવિ કહે છે કે ધર્મને ઇ૦-દુઃખમાં પડેલી બિચારી ગાયને પાછળ ચાલીને ધર્મ હાંકે છે માટે હું ધર્મને પણ ધિક્કારૂં છું. પણ પ્રસિદ્ધપણે ધિક્કારી શકતો નથી; કેમકે જો ધિક્કારૂં તો વાસવ( ઇંદ્ર )ના સરખી મારી વલે ( માનભંગરૂપ ) થાય. પણ ખરૂં જોતાં એ ધર્મ એવો છે કે સુખિયાંની પછવાડે પડીને તેને અસુખથી ( દુઃખે કરીને ) ચલાવે છે. આ કવિતનો બીજો અર્થ આ પ્રમાણે થાય છેઃ બેસવાનું ઇ૦—જે માણસ બીજાના ઉપર બેસવાનો વિચાર કરે છે-બીજાના ઉપર ચઢી બેસવા ધારે છે તે માણસ પોતેજ બીજાને બેસવાનું સ્થાન—બીજાને ઊંચકનારો થાય છે. જે માણસ કંઇ ( કોઈ જગોએ ) બેહક ( હકવિના-અન્યાયથી ) બેસે છે તેને મહાદુઃખથી ચાલવું પડે છે. નામીચાંને ઇ૦—નામીચાં ( પ્રખ્યાત ) માણસને દુઃખ આવે છે ત્યારે જે કામ નથી કર્યું હોતું તેવું કષ્ટ આપનારૂં કામ તેમને કરવું પડે છે, એ તાત્પર્ય છે. ઊભી ઇ૦—જ્યારે કોઇ નામીચો મનુષ્ય પોતાના કર્તવ્યકર્મથી અટકી જાય છે ત્યારે ધર્મ ( સ્વધર્મબુદ્ધિ ) તેને તે કર્તવ્યકર્મ કરવાની પ્રેરણા કરે છે. ( હરિશ્ચંદ્રાદિકનુ ઉદાહરણ સ્મૃતિમાં આણવું ). ધર્મને ઇ૦—જો કે ધર્મ સુખિયાંની પૂઠે પડીને તેમને અસુખથી ચલાવે છે—દુઃખ વેઠીને પણ સત્કર્મ કરવાની પ્રેરણા કરે છે, એમ છતાં જો હું ધર્મને ધિક્કારૂં તો મારી વલે વાસવ ( ઇંદ્ર જેવી—માનભંગરૂપ ) થાય. ઇત્યાદિ.

પાપ આવ્યું હોત કદી, તેડવાને કોઇ પૂર,<br>
તો કહે વહાલા પછે, દશા અવિધારજો ! ૬૦<br>
ધીમે ધીમે ગયાં ચાલી, એમ અવનિ ને ધર્મ,<br>
સુરસભા મળી જયહાં, દુખિયાં અપાર છે;<br>
જુએ જે જે જન તેને, દયા આવે દિલમાંય,<br>
મહીતણા માલ આવા, દુઃખના અબાર છે!!<br>
એકાએક આમ કેમ, કષ્ટ આવી કાય લાગ્યું,<br>
હાય હાય ગાય કાય, ધાય ખાવા ધાર છે;<br>
આપણ છુ સુખિયા ને, દુખિયારી એ અપાર,<br>
એનું સહે એજ દુઃખ, બીજાને વિચાર છે!! ૬૧<br>
એમ દયા દિલ લાવી, જોતા બેઠા દેવ સર્વ,<br>
ધર્મ અને ધરણી ત્યાં, આવિયાં ધશ્યાંમશ્યાં;<br>
જો કે ચાલતાં અપાર, બન્ને મળી ધીમાં અતિ,<br>
તદપિ શ્રમ ને શ્વાસ, સહુને મને વશ્યાં;<br>
દેખાયાં ન દૂરથકી, ઓળખાયાં પાસ આવ્યે,<br>
લાગી અતિ વાર તોય, ખાંતથી ઘોડું ખશ્યાં;

---

૬૦ વિશેષ દુઃખ વર્ણે છેઃ કષ્ટે ઈ૦. સુરભિ—ગાય. ગતિમંદવાળો—ધીમો ચાલનારો. ધર્મ ઉતાવળે ફળતો નથી એ ધ્વનિ છે. ગો—ધર્મ. અવિધારજો—નિર્ણય કરજો—જાણજો. અર્થાત્ માઠી દશા થાત !

૬૧ માલ—અર્થાત્ પૃથ્વી ઉપર રહેલું આવુંજ દુઃખ ભરેલું છે!! હાય હાય ઇ૦—હાય હાય ! ગાયની કાય તો ખાવા ધાય એવી છે (અર્થાત્ સુકાઇજવાથી કેવળ હાડપિંજરરૂપ રહેલી છે અને તેથી બિહામણી દેખાય છે) એમ ધાર (ધારીને જો). બીજાને ઇ૦—બીજાને તો એ દુઃખ સહેવું એ વિચાર ભરેલું છે. અર્થાત્ જે દુઃખ પૃથ્વી સહે છે, તે દુઃખ બીજાથી સહેવાય એવું નથી.

આવવાનાં તેહ આવ્યાં, આખર તો પાસ ચાલી,
આરંભેલી તીર લીધી, વે'લાં મોડાં જો ચસ્યાં. ૬૨
નર ધર્મ નારી ગાય, નિરખીને બોલ્યો રાય,
અહો સુરભિ તમે તો, ઘણું દુઃખ પામિયાં;
દશા દિલગીર ભરી, દેખાય દિદારથકી,
દયા ખાવા જેવું દુઃખ, સુખને ક્યાં વામિયાં?
આધાર છો જગતનો, જૂનામાં જૂનાં છો તમે,
ઘણા થયા અમ જેવા, સિદ્ધ સિદ્ધિ શામિયાં;
કાર્ય છે અમારૂં આજ, દુઃખ દૂર કરવાનું,
સુણી મહી બોલ્યાં ત્યારે, શિર અતિ નામિયાં. ૬૩
ધન્ય છે શ્રીમાન તને, દુઃખદિન પૂછે મને,
સુણય એક ચિત્ત ધરી, આજ કહું છું તને;

---

૬૨ તેમની નિર્બળતા વર્ણે છેઃ જો કે ઇ૦—જો કે તે બન્ને મળીને (ધર્મ અને પૃથ્વી) અપાર ધીમાં ચાલતાં હતાં તદપિ (તોપણ) તેમને જે ચાલવાથી શ્રમ થયો હતો અને શ્વાસ ચઢયો હતો તે સહુને મને વસ્યાં (સહુની નજરમાં આવ્યાં). બીજો પણ કોઇ પોતાની શક્તિ કરતાં ઉતાવળો ચાલે તો તેને પણ શ્રમ અને શ્વાસ માલમ પડે છે. અનુમાનાલંકાર. તેમનું ધીમાપણું વર્ણે છેઃ ખાંતથી ઇ૦. થોડું ખસ્યાં—થોડું ચાલ્યાં. આરંભેલી ઇ૦—જો કે તેઓ ચસ્યાં (પોતાના ઠેકાણા પરથી ચલિત થયાં—નીકળ્યાં) હતાં તો તેમણે વેહેલાંમોડાં પણ આરંભેલી તીર લીધી—આરંભેલા કામનો કાંઠો આણ્યો—ચાલવાનું પૂરૂં કરીને ધારેલી જગોએ પોહોચ્યાં.

૬૩ રાય —ઇંદ્ર. દિદાર—સ્વરૂપ વામિયાં — તજ્યાં. પ્રાચીનતા વર્ણેછેઃ સિદ્ધ ઇ૦—તમારા આગળ અનેક સિદ્ધ અને અનેક સિદ્ધિ એ બધાંય શામિયા—શમી ગયાં છે અર્થાત્ તમે તેમનાથી પણ જૂનાં છો. કાર્ય છે ઇ૦—અર્થાત્ હવે તમારૂં દુઃખ દૂર કરવાનું કાર્ય એ અમારૂં છે.

પડ્યું હોય ચાંદુ તેની, માય જેમ આર ઘોચે,
તેમ દુઃખ મધ્ય દુઃખ, આપવા ધાર્યુ મને,
જેનાથકી રાય કોરા મકટચે મુઝાઉં હુય,
મોકલ્યો તેડવા તેહ, વિચાર્યું નહિ મને;
અગુણી છે સર્વ પણ. હુ નથી અગુણી તેવી,
ખરેખર કહી દાખુ, ઊભી જો આવી કને. ૬૪
બોલતામાં એટલુ તો, કેટલુક થઇ ગયુ,
તટલુ બધુ તો કઇ, કવિથી કે'વાય છે !
પણ ચઢચે શ્વ સ અને, ક પારી આવી અપાર,
આખ્ય તરડાઇ ગઇ, આખર તો ગાય છે !
કોણ તેનુ બેલી થાય, સાર નુ સગુ કે'વાય,
ધર્મ એક પાસ જાય, આચર્યો મદાય છે !
છાટે કઇ પાણી અને, દાબે આખ્ય જાણી દુ ખ,
કા'ણી છે કે મુખ માહી, દુ ખ તો દબાય છે ૬૫

---

૬૪ પૃથ્વી કહે છે ધન્ય છે ઇ૦–ધીમાન–બુધ્ધિમાન ગામાટે ધન્ય છે? દુ ખદિન ઇ૦–મને દુ ખદિન (દુ ખના દિવસની ખબર અ તર) પૂછે છે માટે. તેહ—ધર્મ મને—મનમા. ધર્મ દુષ્ટોનો ક્ષય જલદી થવા દેતો નથી તેથી મારા ઉપર દુષ્ટોનો અતિશય ભાર થયો છે, એવી રીતે હુ ધર્મનડે° દુ.ખમા છુ, એમ છતા તેજ ધર્મને વળી મને તેડવા મોક્લ્યો અને તમે મનમા વિચાર ન કર્યો કે આથી પૃથ્વીન બમણુ દુઃખ થશે! અગુણી—મારા ઉપકારને ન જાણુતા મને દુ ખ ઉપજાવનાર હુ ઈ૦—હુ તેની અગુણી નથી તેની સાબિતી બતાવે છે ઊભી ઇ૦.

૬૫ કેટલુક—કેટલુંક કઇ કટા અનુભાવ કરે છે પણ ઇ૦ એમ થવાનુ કારણુ કહે રે, આખર ઇ૦—કેમકે છેવટે તો એ ગાયજ છેની? ગાય સ્વભાવે ગરીબ, તેમા તે દુખીઆરી, અને વળી તેના દુઃખનુ કારણ

વળી આવી હિમ્મત ને, હામ ભરી બોલવાની,
સુરરાય સુણો સર્વ, કથની માડી કહુ;
વારવાર ધર્મથકી, સુખ થાય સર્વ મને,
આ સમય ધર્મથકી દુ ખ આવિયા સહુ,
અ શ જે તનારો એ તો, ભાર મારો હરો નાખે,
વાયુકેરો અ શ મહા—સુખકારો હુ લહુ,
અશ્વિનીકુમારકેરા, અ શ અ શ ભાગ ગણુ,
દુ ખ દૂર કરવાને, એમ ચારેને ગ્રહુ ૬૬
પણ ઊભા ધર્મરાજ, તેમનો જે અ શ થયો,
દુ ખ તેજ દેછે મને, દુ ખી કરી સર્વને,
ભાર થયોછે અપાર, સહન ન થાય હુથી,
નાચી નમુ તેણે કષ્ટ ન દનના પર્વને,
મહામોહકારી દ્રુમ જોતા માહી જાંહે જાય,
સુરરાય કરૂ કશુ, ધારૂ નહિ ધર્મને,
ધર્મી હોય અસ ખ્ય તો, ભાર નવ લાગે મુને,
વલ્લભ કે' સહુ નહિ, ડોળદાર ગર્વને ૬૭

---

જે ધર્મ તેનેજ તેડવા મોકનીને તેને અધિક દુ ખીઆરી કરેલી આચર્યો ઇ૦—જેને આચર્યો છે એવો એક ધર્મજ તે ।। પામે જાય છે જો મનુષ્યે ધર્મ આચર્યો હોય તો તેજ આખર વખને મ હાય થાય છે, એ ધ્વનિ. સુખ માહી-ઇ૦—સુખના ઉપચાર કરવાથી દુ ખ દબાય છે, એવો ભાનાર્થ છે

૬૬ હામ—( 'ભ રી ' ક્રિયાપદનુ ક ર્મ ) તમારો અ શ—અર્જુન વાયુકેરા અ શ—ભીમ અ શ અ શ ભાગ—અ શ અ શ જેટડા વિભાગ

૬૭ ધર્મરાજનો અ શ—યુધિષ્ઠિર નીચી ઇ૦—હુ ભારથી નીચી નમી જાઉંછુ તેથી ન દનવન રૂપી પર્વ( મહોત્સવ )ને કષ્ટ થાય છે અથાત ન દન ।। સુમાય છે દ્રુમ—વૃક્ષ જાહે જાય—મૂર્છા પામે અર્થાત્ કરમાઈ

બોલી એટલું કે બાઝી, કાચકી તો કંઠમાંય,
કાંટા પડી ગયા અતિ, છજાપર ઝૂલતા;
અશ્રુ ચાલ્યાં આંખ્યથકી, અચેતન કાય થઇ,
કંપે છે ઉદર એક, અવનવું ફૂલતાં;
હાલવું ને અચેતન, એક કાળે થઇ રહ્યાં,
અજાયબ એના જેવું, જાણિયે શું ફૂલતાં;
ધિઃકાર છે ધર્મ તને, અવિચારી કહે એમ,
કવિમણિ કહે કેમ, મૂલ્ય થાય મૂલતાં. ૬૮
લાંબો કરી હસ્ત અને, ઇંદ્ર બોલ્યો તેણી વાર,
મારા અશને બગાડ્યો, ધર્મ અંશ તાહરે;
ઇંદ્રાસન રાખવાને, અમો જે ઉપાય કરૂં,

---

જાય ડોળદાર ઇ૦—અર્થાત્ ધર્મી ન છતાં હું ધર્મી છું, એવો દંભ કરીને ગર્વ કરે, તે ગર્વને હું સહી શકતી નથી. ધર્મનો દંભ કરનારા પૃથ્વીમાં ખરા ભાર રૂપ છે એ ધ્વનિ.

૬૮ ઝૂલતા—અર્થાત્ અતિ મોટા. હાલવું ઇ૦—જેને ચેતના હોય છે તે હાલે છે પણ આ ગાય તો મૂર્છા પામવાથી અચેતન થઇ ગઇ છે અને તેના ઉદરમાં વાયુ ભરાવાથી તે ફૂલે છે, અને ફૂલવાથી ઉદર હાલે છે. માટે અચેતનતા અને હાલવારૂપ ચેતનતા પૃથ્વીરૂપી ગાયમાં એકે કાળેજ્યઇ રહ્યાં છે એ આશ્ચર્ય છે! વિરોધાભાસ અલંકાર. ધિઃકાર છે ઇ૦—આ જોઇને જે અવિચારી હોય તે એમ કહે કે હે ધર્મ! તને ધિક્કાર છે; પણ કવિઓમાં મણિ જેવો વલ્લભ એમ કેમ કહે? કેમ ન કહે? મૂલ્ય ઇ૦—મૂલનાં (બીજાને મૂલવતાં) પોતાનુજ મૂલ થઇ જાય માટે. અર્થાત્ ધર્મ આચરનારને પ્રથમ સંકટ પડે છે તેટલા ઉપરથી ધર્મને નિંદનાર કે તજી દેનાર મૂર્ખ છે; પણ તે પરિણામે સુખ આપનાર છે એમ જે જાણે છે તે ધર્મને કોઇ પણ સમયે નિંદતા નથી, એ વ્યંગ્ય.

પાર્થને ન તેહ રૂચે, થયુ એવુ જાહરે,
વધારે કે'વામા કશુ, આણ્યુ ધર્મે કષ્ટ આજ,
ભૂમિ પર ભાર થયે, સે'વુ પડે માહરે,
ધર્મના હિમાયતી જે, આવો આવો પાસ મારી,
દુખિયારીને છોડાવો, ત્યારે કહુ વાહ રે ! ૬૯
ઊડચા બૃહસ્પતિ પે'લા, સૂર્ય તેની સાથ ઊડચા,
અશ્વિનીકુમાર અને, ધર્મ ઊભાં આગળે;
બીજા છે ઘણાય પણ, તેહ નથી ઊડતા કો,
અમે કહુ ધર્મ સાચો, લખી દઉ કાગળે,
ધર્મકેરો અ શ જે છે, તેનાવડે સર્વ થાશે,
સમજે નહિ તે મરે, ભાડી જાય ભાગળે !
નથી રામાયણ જેવુ, મચ્છ કચ્છ નથી આ તો,
ધર્મ સાથે ધર્મકેરી, રાડ રાખતાં રળે ! ૭૦

---

૬૯ ઇંદ્રાસન ઇ૦—અમો ઇંદ્રાસન રાખવાને જે ઉપાય કરૂં છું તે પાર્થ( અર્જુન )ને રૂચતો નથી એવુ જાહરે ( જાહેર ) થયુ છે ન રૂચવાનુ કારણ, ધર્મના અ શે (યુધિષ્ઠિરે ) મારા અ શને ( અર્જુનને ) બગાડચો છે, તે છે એમ પાછળ કહેતુજ છે દુ ખીઆરીને—પૃથ્વીને

૭૦ ધર્મ સાચો છે તે વિશેષ નિશ્ચયપૂર્વક વર્ણ્યુ છે, લખી ઇ૦ ભાડી ઇ૦—જે ન સમજે તે ભલે અમને ગાળો ભાડીને ભાગોળે જાય — રીસાઈને નાશી જાય ! ખરૂ કહેતા રીમ કરે તેની અમે દરકાર કરતા નથી, એ વ્યંગ્ય છે નથી ઇ૦—આ કાઈ રામાયણ જેવુ કાવ્ય નથી કે મચ્છપુરાણ કે કચ્છપુરાણ જેવુ પુરાણ નથી, ધર્મી ઇ૦—પણ આ તો ધર્મી( ઇંદ્ર વગેરે )ની સાથે ધર્મની રાડ ( કજિયો ) રાખતા (વર્ણવતા ) રળે (ધારેલો મનોરથ સિધ્ધ કરે ), એવો કવિ છે બીજા કવિઓ ધર્મી ( અગ્નિ વગેરે ) અને ધર્મ( ઉષ્ણતા વગેરે )ની વિરૂધ્ધતા વર્ણવી શકતા નથી પણ હુ તો તે પણ વર્ણવુ છુ, એ વિસ્મય છે !

રંચ નથી વાંક કંઇ, સંચ સાચવીને જુઓ,
પ્રપંચની પોઠ સહુ, બેહક તો બેસશે;
જ્યાંહી ધર્મરાજ ત્યાંહી, જય તો થવાનો નિશ્ચે,
વાહવાહ થશે એથી, ધર્મ ધ્યાન ખેંચશે;
અપાર કષ્ટથી રહ્યા, અંશ વાયુ વાસવના,
ધર્મથકી તર્યા જેહ, તેહ ધર્મ વેંચશે ?
સુરરાય મિથ્યા તારી, વાણી આણી વાર કહું,
વલ્લભ શું કવિતાને, ઠામ ઠામ વેચશે ? ૭૧
પુરંદરે પૂરેપૂરો, તદા ત્યાં કર્યો વિચાર,
બોલ્યું સત્ય કરવાનો, રાહ નવ લાધિયો;
કહ્યું કર જોડી પછે, બૃહસ્પતિ વિનવીને,
રાજનીતિતણો પથ, સધાય તે સાધિયો;
કહો ગુરૂદેવ આજ, કાજ મારે કરવાનું,

---

૭૧ બૃહસ્પતિ ધર્મનો પક્ષ કરીને ઇંદ્રને કહે છેઃ રચ ઇ૦—પૃથ્વી દુઃખી થઇ તેમાં ધર્મનો રંચ (લગાર) વાંક નથી. સંચ ઇ૦—તમારા મનરૂપી સંચને સાચવીને જુઓ (વિચારો). અર્થાત્ ન્યાયબુદ્ધિથી વિચારો. પ્રપચ—કાવાદાવા—ઠગાઇ. બેહક બેસશે—ફરીથી ન ઉઠાય એમ બેસશે—કેવળ નાશ પામશે. ધ્યાન ખેંચશે—(તમારૂં—અથવા સર્વ કોઇનું) વાયુ અને વાસવના અંશ—ભીમ અને અર્જુન. ધર્મથકી ઇ૦—જેહ (ભીમ અને અર્જુન વગેરે) ધર્મથકી તર્યા (સંકટમાંથી) તેહ ધર્મને વેંચશે શું ? અર્થાત્ ધર્મને પોતાનો ન કરી રાખીને બીજાઓને આપી દેશે શું ? તે વિષે દૃષ્ટાંત કહે છેઃ સુરરાય ઇ૦—હે દેવના રાજા ! તારી વાણી આણી વાર (આ વખતે) મિથ્યા છે એમ હું કહું છું; વલ્લભ સરખો કવિ શું પોતાની કવિતાને (બીજા કુકવિઓની પેઠે) ઠામ ઠામ વેચશે ? અર્થાત્ નહિજ વેચે. તો, તેજ રીતે ભીમ વગેરે પણ ધર્મને નહિજ તજે, એ દાર્ષ્ટાંત છે. દૃષ્ટાંતાલંકાર. કવિતા વેચવાની વાતવડે કવિતા ઉપર નિર્વાહ કરનારાઓપ્રતિ આક્ષેપ કર્યો છે.

ટાળો દુઃખ દેવકેરૂં, લાભ લક્ષ લાધિયો;
યતો ધર્મસ્તતો જય, એથી થાય છે ઉદય,
હૃદય ન માને મારૂં, સદય આરાધિયો. ૭૨
દુઃખ થાય દૂર અને, રીઝે સુરભિ અપાર,
ધર્મ વડો જાણું અમો, શું એવો ઉપાય છે;
ગુરૂજી હોય જો કંઈ, તેહ આજ દાખવી દ્યો,
શાંતિ શાંતિ થાય જેથી, (વેણુ) શાંતિદા સદાય છે;
વીર ધીર અંશ મારો, પાર્થ પૃથ્વી માંહી ગાજે,
તેને સા'ય ધર્મકેરી, સાચી શું મનાય છે !
વાયુકેરો વૃકોદર, વિશ્વને કરી દે પાન,
તેને ધર્મસૂનુકેરી, સા'ય શું ગણાય છે ! ૭૩
બૃહસ્પતિ કહે ત્યારે, વચન મારૂં પ્રમાણ,
સંશય જો એહ માંહી, પરીક્ષા કરો ભઈ;
જાતે જઇ જુઓ તેમ, ધર્મ વિણ તરે કોણ,

---

૭૨ પુરંદરે—ઇંદ્રે. બોલ્યું ઇ૦—ધર્મ એજ પૃથ્વીના દુઃખનું કારણ છે એવું પોતાનું બોલેલું વચન. બૃહસ્પતિ—બૃહસ્પતિને. લાભ ઇ૦—તો લક્ષ ( લાખ્ખો ) લાભ મને પ્રાપ્ત થયા એમ હું માનીશ. યતો ઇ૦—યતોધર્મસ્તતોજયઃ—જ્યાં ધર્મ છે ત્યાં જય છે અને એથીજ સર્વનો ઉદય થાય છે એવી વાત તમે કહોછો પણ મારૂં મન,તે માનતું નથી. સદય ઇ૦—માટે મેં સદય એવા ગુરૂની આરાધના કરી છે. અર્થાત્ હે બૃહસ્પતિ ! તમે મારા ઉપર દયા લાવીને મારા મનનું સમાધાન કરો.

૭૩ ઇંદ્ર બૃહસ્પતિને એવો ઉપાય પૂછે છે કે જે એક ઉપાયથી બે કાર્ય થાય. તે બે કાર્ય કહે છે: દુઃખ ઇ૦—જેથી પૃથ્વીનું દુઃખ દૂર થાય અને (પૃથ્વીરૂપી-) સુરભિ ( ગાય ) અપાર રીઝે, એ એક; અને જેથી અમો ધર્મને વડો જાણું એ બીજું. શાંતિદા—શાંતિ આપનાર (વેણુ). ધર્મ—ધર્મપુત્ર—યુધિષ્ઠિર.

યુદ્ધ ને આયુદ્ધકેરી, જાણજો સિદ્ધિ ગઈ ! !
સંશય જો હોય અને, કરવા પરીક્ષા ધારો,
નિરીક્ષા કારણ નેહે, જાવું ન્યાયી તો થઈ;
મારૂં અને તારૂં તણી, મૂકી જેણે માથાફોડ,
વલ્લભશો ન્યાય ધરે, તેણે જોવું ત્યાં જઈ.　　　　૭૪
ઈંદ્ર કહે ન્યાયી અમો, ન્યાય સર્વકેરો કરૂં,
સુર ને અસુરકેરો, પુરૂષ પિશાચનો;
નરમાંહી નરમણિ, નૃપતિ મનાય જેહ,
તે તો મારો અંશ કા'વે, દાવો સાચમાચનો;
અન્યાય ન ઉર આવે, કરૂણાળુ અંગ કા'વે,
દુઃખ દિલ વિચ વસે, છું હું ભેલી સાચનો;
વાયુ કહે વાત ખોટી, ન્યાય તો છે મારે ઉર,
ગતિ મારી પૂછો સૌને, કૂડો નથી વાચનો.　　　　૭૫
વસુ કહે વાસવને, વાયુકેરી વાતો જેહ,
વસુધરા માંહી એ તો, વસમી મનાય છે;

---

૭૪ પરીક્ષા ઇ૦—આ વાક્ય પક્ષપ્રશ્નોત્તરના પ્રસંગનું બીજ છે. સિદ્ધિ ઇ૦—(ધર્મ વિના) નિરીક્ષા ઇ૦—જો પરીક્ષા કરવા ધારતા હો તો નિરીક્ષા કારણ (જોવાને માટે) ન્યાયી થઈને જવું અથવા ન્યાયી થઈ (બની) જવું. અર્થાત્ પક્ષપાત કરવો નહિ. મારૂં ઇ૦—મારૂં ખરૂં અને તારૂં ખોટું એવો વાદ કરવાની માથાફોડ જેણે મૂકી (છોડી) દીધી હોય અને જે વલ્લભશો (વલ્લભના જેવો) ન્યાય ધરતો હોય (અર્થાત્ નજરે જોઇનેજ જે નિર્ણય કરતો હોય) તેણે ત્યાં જઈને જોવું. મતલબ કે નિષ્પક્ષપાતે પરીક્ષા કરવી.

૭૫ સર્વે દેવો પોતાને પક્ષપાતરહિત ન્યાયી ઠરાવવા પ્રયત્ન કરે છે: ઈંદ્ર ઇ૦. દુઃખ—(દીનનું).

સમાનપણું જણાય, ઉપર ઉપર થકી,
કૃત્ય છે કરાળ એનાં, નાક ભૂ ભણાય છે;
અમારે ન લેવાદેવા, ન્યાય છે અમારે મન,
છે સત્ય સાળવીહાટ, અદલ વણાય છે;
નથી ન્યાય કરવાનો, કે વસે અન્યાય ઉર,
સત્ય સત્ય સત્ય એક, ચિત્તમાં ચણાય છે. ૭૬
કુબેર કે' કૂડ બોલે, સુરસરીશુ મળીને,
શંતનુ ફસાવી પાડ્યો, જાહેર જણાય છે;
ન્યાય તો અમારે દિલ, દીક્ષવિણ વશી રહ્યો,
ધણીકેરૂં ધન ઘણું, અમને સંપાય છે,
ઘટે નહિ રજ અને, ઉદાર મનુ ગણાય,
ધન મળ્યે કોણ કહો, ધરામાં ધરાય છે ?
તેહ મળ્યા છતાં અમો, એક નિષ્ઠાવાન રહું,
અમારા જેવો ન કોઈ, ચૌદ લોક માંય છે. ૭૭

---

૭૬ વસુ—એ નામના દેવો નાક ભૂ—સ્વર્ગમાં અને પૃથ્વીમાં વસુઓ કેમ ન્યાયી છે તેનુ કારણ કહે છે. નથી ઈ૦—અમારે ન્યાય કરવાનો હોય તો અમારા મનમાં અન્યાય ( પક્ષપાત ) આવવાનો સભવ છે, પણ તે તો અમારે છે નહિ તેથી અન્યાય કરવાનો પણ અમારે સંભવ નથી. અને અન્યાયનો સભવ નથી માટે અમે ન્યાયીજ છીએ.

૭૭ વસુનુ ન્યાયીપણુ કુબેરદેવ ખોટુ પાડે છે કુબેર ઈ૦—કુબેર કહે છે કે એ વસુ કૂડ બોલે છે ( જૂઠું કહે છે ), કેમકે એણે સુરસરીશુ ( દેવનદી ગંગામાથે ) મળીને શતનુ રાજાને ફસાવી પાડ્યો વસુઓને કોઈનો શાપ થવાથી તેમને મનુષ્ય અવતાર લેવાનો હતો તેથી શતનુની સ્ત્રી ગગાને પેટે તેમણે અવતાર લીધો ગગા જાણતી હતી કે આ મારે પેટે જન્મેલા વસુ નામે દેવ છે માટે તેમને જન્મ્યા કે તરત ગગાનદીમ

મોટાઈ કરો તમામ, ખરી ખોટી ધારી હામ,
કથળે છે એથી કામ, ન્યાય નથી ચિત્તમાં;
થાયે કીમત બદામ, લાજ લાગે મહાધામ,
મોટાઇની જાય મામ, પ્રેમ નથી પ્રીતમાં;
રે લડાઇ (કરો) ઠામઠામ, લુટી જાણો જોડી દામ,
કે ધરો વરાગી વામ, રેંમ નથી રીતમાં;
લક્ષણવંતી લગામ—વિના થયાછો ઉદ્દામ,
નથી નથી કો અકામ, પૂરણ પ્રતીતમાં. ૮૦
ગુરૂદેવકેરી વાત, સાચી લાગી વાસવને,
એકેકના ગુણ ગાય, તેહ નથી કામનું;
સત્ય શોધવાને માટે, આવુ નવ ચાલે કદી,
આ તો સત્ય દેખાય છે, માત્ર એક નામનું;
ગરવા ગુરૂજી કહો, કરવું અમારે કેમ,
પથ નથી લાધતો આ, જેમ લેખુ રામનું;
તમે કહો તેમ કરૂ, બોલું નહિ બીજી વાર,

---

તેને ન્યાયી કહેવો એમા તમારૂ શું ડહાપણ છે ? દેવને આમ એક બીજાનુ ખંડન કરતા જોઇને બાગના રખવાળ ફરીથી પણ બીહે છે કે રખેને પાછા લઢી ઊડશે તે વર્ણું છે· ભય ઇ૰ ગુરૂદેવ—બૃહસ્પતિ વારતા—અટકાવતા ગુરૂ શુ બોલ્યા તે કહેછે ન્યાયપણુ ઇ૰—ક્યાહી ( કોઇનામા ) ન્યાયપણુ નથી, એવુ અકારૂ ( કડવુ ) વેણ તે બોલ્યા.

૮૦ મહાધામ—મોટુ તેજ. અર્થાત્ તમારા મોટા તેજને લાજ લાગે છે લડાઇ—લાઠિયાપણુ લુટી ઇ૰—લુટીને દામ જોડી જાણો, એ અન્વય ધરો—પકડો ઉદ્દામ—ઉદ્ધત અકામ—વાચ્છના વિનાના તમારામાના કોઇ પણ કામનારહિત નથી એમ અમને સંપૂર્ણ પ્રતીત થાય છે.

વલ્લભ કે' નૂર થયું, આજ તો બદામનું ! ૮૧

મહામતિ બૃહસ્પતિ, ધારી ગતિ ધર્મરતિ,
સર્વવતી ઓલિયા ત્યાં, ન્યાય વાત જે હતી;
ધર્મસૂનુની પરીક્ષા, કરવા વિચારો ઉર,
નિરીક્ષક કરો ધર્મ, ખુચ કરશે છતી;
સૂનુકેરી સાચવટ, હશે તો દેખાડી દેશે,
અસત્ય હશે તો નહિ, મુખ રાખે એ રતિ;
છાનુ રાખવા વિચારે, તમે છો એથી વધારે,
ધારે અન્યાય ન કયારે, ધર્મ છે મહામતિ ૮૨

જોઇએ ઝૂકાવનાર, ઝકી જાય શાણા મૂર્ખ,
એહ ન્યાય લાગુ થયો, વિબુધ સમગ્રમાં;

---

૮૧ બૃહસ્પતિએ ધર્મની પ્રશંસા કરી તે વાત ઇંદ્રને સત્ય લાગવાથી ઇંદ્ર વિચારે છે: એકેકના ઇ૦—પ્રત્યેક દેવ પોતપોતાના ગુણ ગાય છે તે કામનું નથી. નામનુ—કહેવા માત્ર. પથ ઇ૦—જેમ રામનુ ( વ્યાજના હોકડાનુ ) લેખું થઇ શકતુ નથી તેમ આ પગનો પણ પાર પમાતો નથી. અર્થાત્ કોણ ખરેખરા મોટા છે તેનો નિશ્ચય થઇ શકતો નથી. નૂર ઇ૦—ઇંદ્ર કહે છે કે સત્યનો નિર્ણય ન, કરી શકાવાથી આજ આમારૂ નૂર ( તેજ ) બદામનું ( અર્થાત્ તુચ્છ ) થયું છે ।

૮૨ ધર્મરતિ—ધર્મમાં પ્રીતિ ( ધારીને ) નિરીક્ષક—અર્થાત્ પરીક્ષક. ધર્મના પુત્રની પરીક્ષા કરવાને ધર્મનેજ શાગાટે યોજયો તેનુ કારણ કહેછે: ખુચ ઇ૦—જો ધર્મમા કાઇ ખુચ ( ખામી ) હશે તો તે પ્રકટ કરશે. ( ધર્મ હોવાથી ). અસત્ય ઇ૦—જો ધર્મપુત્ર યુધિષ્ઠિરમાં અસત્ય હશે તો એ ( ધર્મ ) તેનુ મુખ ( અર્થાત્ શરમ ) રતિ પણ નહિ રાખે. પણ કદાપિ પુત્રનો પક્ષ કરીને તેના દોષ છાના રાખશે તો ? તમે ઇ૦—તમે ( ઇંદ્રાદિ દેવો ) એથી વધારે ( જાણનારા—ગુપ્ત વાતને જાણનાર ) છો

ત્રિકાળનું જ્ઞાન ધારૂં, જૂઠું જાણી લેઉં સર્વ,
ઉતારીશું પછે ગર્વ, કરો ધર્મ અગ્રમાં;
સૂર્યસૂતુ ઊઠો વેલા, પરીક્ષા કરોને જઇ,
નિરીક્ષા કરૂં છું અમે, બેઠા સુરનગ્રમાં;
ગુરૂદેવ કહે જાઓ, રૂચે તેમ કરો જઇ,
વલ્લભ કે' આવે શેણે, ખરો ધર્મ વ્યગ્રમાં. ૮૩

વિસર્જન થઇ સભા, સુરકેરી તેણી વાર,
આજ્ઞા કરી ધર્મને ત્યાં, સહુ ચાલ્યા સ્થાનમાં;
અશ્વિનીકુમાર અને, સવિતા જઇને મળ્યા,
કહ્યું તમે ધર્મરાજ, ધર્મ ધારો ધ્યાનમાં;
બૃહસ્પતિ ગુરૂ કહે, સૂનુ શત થાય જાય,
ધર્મને અચળ ગાય, મહાઋષિ માનમાં;
આવજો તેવું કરીને, રે'જો અન્યાયે ડરીને,
નામ થાય જે વરીને, ધર્મ અભિમાનમાં. ૮૪

---

૮૩ બૃહસ્પતિનું કહેવું દેવોએ કબૂલ કર્યું તે લોકોક્તિથી વર્ણવે છેઃ જોઈએ ઇ૦. વિબુધ—દેવ. દેવો કેવી રીતે ઝૂક્યા તે કહે છેઃ ત્રિકાળનું ઇ૦— અમે ત્રણ કાળના જ્ઞાનવાળા છીએ માટે ધર્મ જો પુત્રનો પક્ષ કરી જૂઠું કહેશે તો તે જાણી લેઈશું અને પછી ધર્મનો સત્યવાદીપણાનો ગર્વ ઉતારીશું. અગ્રમાં—આગળ ( ધર્મ પુત્રની પરીક્ષા કરવાને ). સૂર્યસૂતુ—હે ધર્મ ! સુર-નગ્રમાં—અમરાવતીમાં. નિરીક્ષા કરૂં છું—જોઇએ છીએ. વ્યગ્રમાં—વ્યગ્રતામાં—ગભરાટમાં.

૮૪ કરી—કરીને. સ્થાનમાં—પોતપોતાને ઘેર. બૃહસ્પતિ ઇ૦—દેવોના ગુરૂ બૃહસ્પતિ ધર્મને શીખામણ દે છે કે, હે ધર્મ ! સૂનુ ( પુત્ર ) તો શત ( સેંકડો ) થાય અને જાય-ઉપજે અને નાશ પામે, પણ મહાઋષિઓ માનમાં (-ગર્વથી ) ધર્મને અચળ ગાય છે. જેમ "चलाचलेचसंसारेधर्मएको-

પિતા ગુરૂ ભ્રાતાને ત્યાં, નમ્યા ધર્મરાય પોતે,
કદા નવ જાય મારૂં, માનસ અધર્મમાં;
નિશ્ચિંત થઇને તમે, જાઓ સુરલોક માંય,
આચરૂં હું આજ એવું, વસો સહુ શર્મમાં;
અન્યાયનું નામ કદી, પડ્યું નથી મારે કાન,
તદપિ છે વસમું આ, શુધ્ધ રે'વું કર્મમાં;
એમ કહી ચાલ્યા પછે, ધર્મરાજ ધર્મધારી,
દુઃખિયાંને દુખદેવા, જાણી વસ્યા નર્મમાં. ૮૫

## ધર્માગમન.

જ્યારે ગયા સુર સર્વ, ત્યારે ધર્મ વિચારતા,
કયો હું ઉપાય કરૂં, જેથી પામું પારને;
ભરતીથી ચઢે જેમ, સાગર અપાર વાર,
તેમ સર માનસ ત્યાં, સાંધે તોડે તારને;
ઉભરા આવે ને જાય તેની સ્થિતિ કથે કોણ,
મન તરંગના તેમ, પમાય ન સારને;

---

હિનિશ્ચલઃ" ઇત્યાદિ. અન્યાયે—અન્યાયથી. નામ ઇ૦-ધર્મના અભિમાનમાં રહેજો અને જે વરીને—જે કૃત્ય પસંદ કરીને નામ ( પ્રખ્યાતિ ) થાય તેવું કરીને આવજો.

૮૫ પિતા—સૂર્ય. ગુરૂ —બૃહસ્પતિ. ભ્રાતા—અશ્વિનીકુમાર." માનસ—મન. શર્મમાં—સુખશાંતિમાં. તદપિ ઇ૦—તોપણ આ કર્મમાં ( પુત્રની પરીક્ષા કરીને તેને દૂષિત કે નિર્દોષ ઠરાવવા રૂપ કર્મમાં ) શુધ્ધ રહેવું વસમું છે. દુખિયાં—પાંડવો અને દ્રૌપદી. દુઃખ દેવા—( દુઃખરૂપ કસોટી કાઢયા વિના તેમનું સત્ય જણાઇ આવે નહિ માટે ). નર્મમાં—ગમ્મતમાં ( યક્ષનુંરૂપ ધરીને ) અથવા સુખમાં.

આમ તેમ ફરે અને, ડરે ધર્મ વાર વાર,
નિર્ણય ન થાય તેમ ભરાય ન ભારને. ૮૬
એવે એક સિદ્ધ સાધ્યો, ઉપાય તો તેણી વાર,
મનમાં આનંદ થયો, ઠીક સૂઝી આ કળા !
ધ્યાન ધરીને વિચાર્યું, પાંડવો વસેછે ક્યાંહી,
દ્વૈતવનમાં જણાયા, પાંચે તો હળ્યા મળ્યા;
જ્યારે એવું જાણ્યું ત્યારે, દુઃખ થયું દિલ માંય,
દીનને દીનત્વ દેવું, ભોગ તો મળ્યા ભલા !
વાત તો વળી વિચારી, એ તો ધર્મકેરૂં કાજ,
એમાં નથી દોષ કાંઇ, એમ ધારીને વળ્યા. ૮૭
જોતાં જોતાં માંહી ગયા, દ્વૈતવન મધ્ય ચાલી,

---

૮૬ ધર્માગમન—ધર્મનું ભૂલોક ઉપર આવવું. પારને—( પરીક્ષા કરવારૂપ કાર્યના ). ભરતીથી ઈ૦—જેમ સમુદ્રમાં ભરતી અને ઓટ થવાથી અપાર વાર ( પાણી ) ચઢે છે અને ઉતરે છે તેમ ધર્મરાજાના માનસરૂપી સર ( સરોવરમાં ) પણ તર્ક વિતર્કના ભરતી ઓટ થાય છે. સાધે ઈ૦—મનના ઠરાવરૂપ તારને સાધે છે અને વળી તે સાગે ન લાગવાથી તેને તોડે છે—રદ કરે છે. રૂપક અને ઉપમા. ભરાય ઈ૦—શું કરવું તેનો નિશ્ચય નહિ થવાથી કાર્યરૂપી ભાર મનમા ભરાતો નથી. આ છંદમાં આમ તેમ ફરવું, ડરવું, વગેરે અનુભાવથી વિતર્ક નામે ભાવ વર્ણાયો છે.

૮૭ દીનત્વ દેવું—દુખી કરવા આ કવિતામાં કાર્ય સિદ્ધ કરવાની યુક્તિ સૂઝી આવી, વગેરે વાક્યોથી હર્ષ નામે ભાવ વર્ણાયો છે અને પછી, ' દીનને દીનત્વ દેવું ' વગેરે વચનોથી વિષાદ નામે ભાવ વર્ણાયો છે. એ બને વિરૂદ્ધ ભાવોનો એકજ અર્થમા સબધ જોડયો છ માટે એ **ભાવસંધિ** નામે રસના અગતું વર્ણન છે. કવિતાના અતમાં ' એમા દોષ નથી કાંઇ ' વગેરે વાક્યોથી તે બને ભાવોની શાંતિ કરી છે માટે એ **ભાવશાંતિનું** વર્ણન છે.

ઉપાય જે યોજી કાઢયો, ધ્યાનમાં તે તો ધર્યો;
સિદ્ધ કરવાને કાજ, આરંભ કરેછે જેવે,
દયા આવી મન તેવે, વિચાર વળી કર્યો;
કરવું ન એમ મારે, દાઝ્યા પર દામ આશો,
તેહ પણ મારે હાથ, હાય હાય ના ડર્યો!!
મારે જાવુ પાછા આજ, કરવુ ન સુરકાજ,
કોકિલા ઉપર બાજ! કારજ એવું વર્યો!!                    ૮૮
નિશ્ચય કર્યો વળી ત્યા, આવો મોહ મને ક્યાંથી,
દંડના જોવાનો ધંધો, મારા કર્મ માય છે;
જો હશે સૂનુમા એહ, તોજ તેહ તરી જશે,
બીજા માહી કદી હશે, લેવા દેવા ક્યાંય છે?
એમ મનને મનાવે, તોય કૃત્ય નવ ભાવે,
અધર્મીને ઉર આવે, ધર્માધર્મી જયાય છે;
આ તો શુદ્ધ સોના રૂપ, (કે) ધર્મકેરૂ ભૂપ કહો,
અધર્મ આવે શે ઉર, ખરૂ ખોટું ત્યાય છે.                    ૮૯
કરે શું વિચારો એહ, આવી અડી ઘડી એવી,

---

૮૮ દાઝ્યાપર ઇ૦—દુ ખી પાડવોને પરીક્ષા નિમિત્ત દુ ખી કરવા એ કેવું ખોટું છે! અને તે પણ વળી મારેજ હાથે! ધર્મ યુધિષ્ઠિરનો પિતા તથા ધર્મનુ પાલન કરનારો હોવાથી તેને હાથે નિરપરાધીને દુ ખી કરવા-રૂપ કાઇ નજ ઘટે ધૃતિ અને ખેદ ભાવના એકન વર્ણન છે.

૮૯ અધર્મી ઇ૦-જ્યા ધર્મ તથા અધર્મ બન્ને વશી રહ્યા છે એવા અધર્મીના મનમા એમ આવે કે ધર્મવાળો સુખી થાય અને અધર્મવાળો દુ ખી થાય અથવા અધર્મવાળો મારો પુત્ર હોય તો તે દુ ખી થાય તે ઠીક નહિ, અને ધર્મવાળો બીજાનો પુત્ર સુખી થાય તે ઠીક નહિ પણ આ તો શુદ્ધ સોના રૂપ, અર્થાત્ અધર્મના ભેગ વિનાનો છે

માથે પડી વસંદેવા, એમ તો કે'વાયછે;
જમરાજ નામ એનું, તેને શેની દયા હોય,
આ તો કરી ટાપટીપ, કવિ એમ ગાયછે;
દુઃખિયાંને દુઃખ દેવા, આવ્યો જમરાજ ચાલી,
શકે કોણ એને ઝાલી, કાળકેરો રાય છે;
સુણજો શ્રોતા તમામ, પિતાકેરૂં ક્રૂર કર્મ,
બળો બળો એજ ધર્મ, અધર્મ મનાયછે! ૯૦

## પાંડવકષ્ટપ્રાપ્તિ.

વનવાસકેરી મધ્ય, દ્રૌપદીનું હર્ણું પર્યું,
મર્ણું કરી કૈંકકેરૂં, પાછી આણી છે સતી;
પછે પામ્યા આનંદ તે. વશી દ્વૈતવનમાંય,
એ આમોદ હશે કેવો, જાણે સૌ મહામતિ;
સુધી સમય વિચારે, મોદ માને છોટે મોટો,
પાંડુનંદનને તેવો, આનંદ હતો રતિ;
ગતિ કે'વી રતિ મારે, તેના અવસરકેરી,
મતિ એમ કહે આજ, તો કહું તેનાવતી. ૯૧

---

૯૦ બિચારો–ધર્મ ( ધર્મને અવશ થઇને પુત્રને કષ્ટ આપવારૂપ કર્મ કરવુ પડે છે માટે બિચારો કહ્યો છે ). માથે પડી વસંદેવા—જે કામ માથે આવી પડ્યું તે કર્યે છૂટકો, એવો એ કહેવતનો અર્થ છે. વાસુદેવા પરથી 'વસંદેવા' શબ્દ થયેલો લાગે છે અર્થાત્ માથે પડ્યું તે વાસુદેવને પણ કરવુ પડે. આ તો ધ૦–ધર્મને જે અત્યારસુધી વખાણ્યો છે તે તો કવિની ટાપટીપ છે; વસ્તુતઃ ધર્મ એ યમજ છે, માટે એ એવું નિર્દયતાનુ કામ કરે એમાં કાંઇ આશ્ચર્ય નથી.

૯૧ કૈંક—દુશ્મનો આમોદ—હર્ષ. સુધી—સારી બુદ્ધિના. મોહ ધ૦—છોટે (થોડે સાધને) મોટો મોદ (હર્ષ) માને. તેનાવતી—તે પાંડવોના.

દ્રોપદી હરાયા પછી, સ્થાન બીજું ખોળી અને,
પાંચેજણા આવી વશ્યા, દ્વૈતવનભાગમાં;
કંદમૂળ સ્વાદિષ્ટ જ્યાં, મળે મનમાન્યાં રોજ,
ચિત્રને વિચિત્ર વૃક્ષ, રમ્ય રૂડા રાગમાં;
પાણીની અપાર સોઇ, પાંદડાં અથાગ જોઇ,
પાષાણની હાર હોઇ, ભૂપકેરા ભાગ્યમાં!
વ્રત ધારી પાંચ રહ્યા, ફળાહારી તો કેવાયા,
પળાહાર જતા રહ્યા, રાકમસ્થ બાગમાં!! ૯૨

પવિત્ર પદાર્થ જોઇ, ભોજન કરે તે રોજ,
આનંદ અપાર આણે, એવું મળે છે જદા;
બ્રાહ્મણનો ભાર રાખે, સુખ લેવા આખર તે,
ધર્મકેરૂં ધ્યાન એક, બીજું ન જાણે કદા;
એવા તપસી વેરાગી, તેવા શિરે પીડ જાગી,
નહિ નહિ લીધ માગી, ધર્મ કારણે તદા;
પછે કેવું થયું તેમાં, તેહ તો કહું છું આજ,
સાળગન્ને સાણા થઇ, મોક્ષ મળશે સદા. ૯૩

---

વતી. રાજ્ય છોડીને વનમા વસતા પાંડવોને હર્ષ તો શાનો હોય ? તથાપિ જે થોડો સતોષ રૂપ હર્ષ તેમને હતો તે હુ તેમનાવતી કહુંછું.

૯૨. પાણી ઇ૦—ભૂપના ભાગ્યમા દ્વૈતવનમા પાણી, પાંદડાં અને પાષાણ, એ ત્રણની સોઇ હતી આ વાક્ય કવિએ વિનોદાર્થ કહ્યું છે; અને પાડવના કષ્ટનુ સૂચક હોવાથી કરુણરસનુ પોષક છે. પળાહાર—માસાહાર.

૯૩ વેરાગી—વિષય સુખની લાલચ વિનાના. તેવા ઇ૦—તેવાને માથે પીડા જાગી, એ આશ્ચર્ય છે, એમ એક વાર કહીને પછી તેનો નિષેધ કરે છે કે, નહિ નહિ, એ તો પીડા માગી લીધી છે એવા રાતે એક વાત કહીને તેનો નિષેધ કર્યો છે માટે અપન્હુતિ અલંકાર.

બ્રાહ્મણનો પાળનાર, યુધિષ્ઠિર રહે જ્યહાં,
ત્યહાં કહો કમી કશી, વાડવની વાટમાં !
કરવું અધ્યયન અને, યજવા અપાર યજ્ઞ,
કરે કોઈ તો કરાવે, મખ આવી ઘાટમાં;
બીજું નવ લેવાદેવા, એમ માનતા હતા તે,
એવા મહરષિ ઘણા, વસતા ત્યાં ઠાઠમાં;
કરે વેદના ઉચ્ચાર, ગાયન કરે કો તેનું,
ગાયકા ને નાયકા તે, ભૂલે નૃપ નાટમાં. ૯૪

બ્રાહ્મણને પાળવાનો, ક્ષત્રીકેરો ધર્મ જેહ,
એમ મન આણી પાળે, દુઃખમાં કે સુખમાં;
મહાસંકટથી તારે, મળ્યા દ્વિજ વાર વારે,
તેથી દુઃખ હોય એમ, આવે કેમ મુખમાં !
વાંકા હોય વાળંદના, દિવસ તો જ્યારે ત્યારે,
કોથળી મધ્યથી આવે, સર્પ ચાલી રૂખમાં;
એવું કાજ આજ થયું, રાજ યુધિષ્ઠિરને તો,
વાજ આવ્યો વિપ્રથકી, દુખાયો તે દુઃખમાં. ૯૫

---

૯૪ વાડવની—બ્રાહ્મણની. ઘાટમાં આવી—નદી વગેરે તીર્થના ઘાટમાં આવીને. મખ—યજ્ઞ. વેદનું ગાયન વર્ણું છેઃ ગાયક. ઇ૦—ગાયકા ( ગવૈયા) અને નાયકા ( નાચનારીઓ ) જે નૃપની આગળ નાટ ( નૃત્ય ) કરે છે, તે પણ આ વેદનું ગાન સાભળીને પોતાના નાટમાં ભૂલે પ્રતીપાલંકાર. આ કવિતામાં 'બ્રાહ્મણનો પાળનાર' વગેરે વાક્યો આગળના પ્રસંગને કેવી રીતે ઉપકારક થાય છે તે કહેતાં વિસ્તાર થઇ જાય તેથી રસજ્ઞને માટે રહેવા દીધું છે. યુધિષ્ઠિર બ્રાહ્મણોને પાળનાર હતો માટેજ તેની પરીક્ષા અમુક રીતે કરવી એમ ધર્મ ઠરાવી શક્યો હતો, એ આગળ વાંચવાથી સમજાશે.

૯૫ ફરી પણ એજ અર્થને શ્રોતાના મનમાં ઠસાવે છે. બ્રાહ્મણને ઇ૦. તેથી ઇ૦—બ્રાહ્મણથી યુધિષ્ઠિરને દુઃખ થાય એમ તેના મુખમાં

## અગ્નિમંથનકાષ્ઠહરણ.

દ્વિજ વસતા અપાર, તેમાંના ત્યાં એકકેરૂં,
અગનીમંથનકાષ્ઠ, અરણીસહ ગયું;
વૃક્ષ થડ મધ્ય તેહ, દ્વિજવરે ખોશી રાખ્યું,
મૃગ આવ્યો એક ત્યાંહી, તેને મન શું થયુ !
ભાળ ઘસવાનું સૂઝ્યું, જાણે રેખા ભુંશી નાખું,
વન્હિકેરા મંથનનું, કાષ્ઠતો પૂરૂં લહ્યું;
ઘસતામાં ઘસાયું છે, કર્મ ધર્મરાજકેરૂં,
શૃંગમાં ભરાયુ કાષ્ઠ, હાથમાં કશું રહ્યું ! ! ૮૬
કાષ્ઠકેરો માલિક જે, શુદ્ધ હતો કર્મકાંડી,
તેણે જોયું જ્યારે એહ, નાઠો મૃગપૂઠ તે;
ઊભો રહે ઊભો રહે, નીકર હું શાપું આજ,
લાજ લાવ્ય મન માંહી, દ્વિજવર રૂઠતે;

---

કેમ આવે ?— તેને મોઢે તે એવું કેમ કહે ? બ્રાહ્મણનું પાલન કરતાંજ યુધિષ્ઠિરને સંકટ આવી પડ્યું હતું, એવો ધ્વનિ ઉપરના વાક્યમાં રહેલો છે. તે ધ્વનિ લોકોક્તિ અલંકારથી પ્રકટ કરે છેઃ વાકા ઇ૦. વાજ આવ્યો- દુઃખી થયો.

૮૬ ભાળ ઇ૦—તે હરણને અગ્નિમંથનકાષ્ઠ અને અરણી જે ઝાડના થડમાં ખોશેલાં તેની સાથે કપાળ ઘસવાનું મન થયું ! ઉત્પ્રેક્ષા કરે છેઃ જાણે ઇ૦—જાણે હું મારા કપાળમાં ધોળા ટીલા રૂપે હરણપણાની રેખા લખી છે તે ભુશી નાખુ. અથવા યુધિષ્ઠિર હમણા લગાર સુખમાં છે તે તેમના સુખની રેખા ભુશી નાખું. કર્મ ઇ૦—ધર્મરાજનું કર્મ ઘસાયું. અર્થાત્ ધર્મરાજને તે અગ્નિકાષ્ઠ આણી આપવાને નિમિત્તે દુઃખમા પડવાનું થયું ! હાથમાં ઇ૦—હાથમાં કાંઇ રહ્યું નહિ અર્થાત્ હરણ તે અરણીને શીંગડે ભરવીને ચાલતુ થયુ !

જો અક્ષયા અંજલિ લઉ, બાળી ભસ્મ કરૂં આજ,
કાજ કથ્યું છે તારૂં, જાણ્યુ નવ ઊડતે;
જો અટ્યા હું થાકી ગયો, પડી ગયો વારવાર,
વલ્લભ કે' વાંકા દિન, ઊઠે પડે લૂડતે ૯૭
શાપું શાપુ કે'તાં ગયો, નભ માંહી ફાળ દતો,
કર્ણ થયા ઉંચા બેઉ, કાષ્ઠને શું ખાળવા;
અરૂપરૂ જુને જાણે, કાષ્ઠ નવ પડી જાય,
પુચ્છને દબાવે અતિ, સર્પાણ સંભાળવા;
જાણે કરે બેડરી એ, હું છું મૃગગજભક્ષ,
ઊચુ ઊચું જાય અતિ, કો સમર્થ ટાળવા;
દ્વિજ કહે ખબર હું, તાની તો લેઇશ અટ્યા,
સામુ શિર ધૂણાવે તે, વિપ્ર અરિ બાળવા. ૯૮
બ્રાહ્મણભાઇ બિચારા, તેમાં વળી કર્મકાંડી,

---

૯૭ બ્રાહ્મણનો ગપળ સ્વભાવ વર્ણવતા ઉત્સાહ, ક્રેધ, શ્રમ અને આવેગ ભાવ વર્ણવે છે કાષ્ઠકેરો ૯૦. મૃગની પૂઠે નાસવાથી તેનો ઉત્સાહ વર્ણાયો છે, રૂઠવાથી ક્રોધ વર્ણ્યો છે, થાકી જવાથી શ્રમ વર્ણાયો છે, અને વારવાર પડી જવુ વગેરેથી આવેગ વર્ણાયો છે લૂડતે—આગોટતાં આગોટતા.

૯૮ નગ ૯૮— સ્વભાવોક્તિ અલંકાર. દોડતી વખતે મૃગના કાન ઉચા થવા, આસપાસ જોવુ, પૂછડુ દબાવવુ, ઉચે ઉચે છલગો મારવી, સામે ઊભા રહીને માથામા અરણી ભગવાથી તે કાઢી નાખવાને માથુ ધુણાવવુ, એ સર્વ હરણને સ્વાભાવિક છે તેમ છતા અનુક્રમે તે જાણે કાષ્ઠને ખાળવાને, કાષ્ઠ ન પડી જવા દેવાને, કાષ્ઠને સંભાળવાને, ગર્વ બતાવવાને, અને વિપ્રને બળવાને (સતાપવાને) કરતું હોય એવો તર્ક કરેલો છે માટે તે સઘળી ઉત્પ્રેક્ષાઓ છે.

હારી છૂટ્યા નાશી છૂટ્યા, એક મૃગલાથકી;
આવ્યું નવ કાંઇ અને, શોચ તો થયો અથાગ,
ઉત્તર શો ગુરૂને હું, દઇને રહું ટકી;
નિશ્ચે આજ શાપી મુને, કરશે બાળીને ભસ્મ,
કરૂં કશું કારજ હું, જેણે સુણું સુવકી;
વિચાર તો વારવાર, તોય નવ તેને કાંઇ,
ઉપાય તો હાથ થતો, તેણે થાય શું નકી ? ૯૯
એવી અવદશા માંહી, એક મળી આવ્યો મિત્ર,
સુણી લીધી વાત તેણે, પછે પથ દાખિયો;
નૃપ યુધિષ્ઠિર આંહી, વાસ કરીને વશ્યા છે,
તેની પાસ જઇ માગ્ય, ભાર ભલો ભાખિયો;
રાજી થયો તેહ ત્યારે, ચર્ણે માંહી જોર આવ્યું,
ચાલિયો ચતુર બની, મહાશોક રાખિયો;
પરવર્યો પૂછતો તે, પૂરણેંદુ પાસ ગયો,
સુખી નૃપ જોઇ થયો, પછે બોલ નાખિયો. ૧૦૦

## યુધિષ્ઠિરદર્શન.

દક્ષિણ દિશાએ દક્ષ, ઋષિ મુનિ મહામોટા,
ધ્યાની માની જ્ઞાની બની, બેઠા છે આનંદમાં;
પશ્ચિમ દિશાએ ચાર, પાંડુતણા બેઠા પુત્ર,
મહાવીર ધીર, નહિ કોઇ મતિમંદમાં;

---

૯૯ દીનતા નામે ભાવ વર્ણવ્યોછેઃ બ્રાહ્મણ ઇ૦. સુવકી—સારો પ્રસંગ.
૧૦૦ પૂરણેંદુ—પૂર્ણિમાના ચંદ્રરૂપ યુધિષ્ઠિરની પાસે. અભેદતાદ્રૂપ્ય રૂપક. બોલ નાખિયો—કાર્ય અર્થની યાચના કહી સંભળાવી.

પ્રાચી દિશા મધ્ય બેઠા, વનતણા પ્રાચીવયી,
અગ રગ ગયા જેન , છૂટી રહ્યા છદમા,
ઉત્તરમા ઉત્તમ છે, સૂત માગધ તમામ,
( જે ) ફૂલાવી હૂલાવી નાખે, મોહકેરા ફ દમા ૧૦૧
અરધાગે બેઠી સતી, જોઇ કહે મહામતિ,
ઉમયાશકર હશે, કે હશે રમાપતિ,
મહામતિ એમ ભૂલે, ત્યહા કર્મકાડીકેરી,
કહો ગતિ કેવી થાય ? વાત તો કરો જતી ! !
કવિકેરો પૂત અહી, કવીશ્વર નામ ધારી,
સશય મટાડે આજ, વાત કરીને છતી,
ના'ય ઉમાપતિ ના'ય, રમાપતિ વિષ્ણુ ના'ય,
હોય એજ યુધિષ્ઠિર, દૈવની ગતિવતી ૧૦૨

---

૧૦૧ યુધિષ્ઠિરની દ્વૈતવનની સભા વણ્ છે દક્ષિણ ઇ૦ દક્ષ—ડાહ્યા નહિ ઇ૦—અર્થાત્ ચારમાથી કોઈ પણ મ દબુદ્ધિવાળો નથી પ્રાચી દિશા —પૂર્વ દિશા પૂર્વ દિશામા તે વનના રહેવાશી પ્રાચીવયી ( વૃધ્ધ વયના ) અને વૃધ્ધવયને લીધે જેના અગના રગ ગયા છે એવા તથા વિષયાદિકના છદથી જેઓ છૂટી રહ્યા છે એવા પુરૂષો બેઠા છે અર્થાત્ ત્યાના વૃધ્ધ બિદ્દર રાજા વગેરે બેઠા છે સૂત—પુરાણવક્તા ભાટ માગધ—જશ બોલનારા કે સ્તુતિપાઠક—ચારણ માગધનુ કાર્ય વર્ણું છે જે ઇ૦—જે સ્તુતિ કરીને ફૂલાવીને તથા હુલાવીને મનુષ્યને મોહના ફદમા નાખે છે. આવી રીતે બેઠેલા યુધિષ્ઠિરથી બ્રાહ્મણુની અરણીકાષ્ઠ લાવી આપવાની માગણીની ના કહેવાય નહિ, એવુ આ છદથી કવિ શ્રોતાઓને સૂચવે છે.

૧૦૨ અરધાગે ઇ૦—સ દેહાલંકાર. ઉમયાશકર—પાર્વતી અને શિવ રમાપતિ–રમા ( લક્ષ્મી ) અને તેના પતિ ( વિષ્ણુ ) કેવી ગતિ થાય એ પ્રશ્નનુ કવિ પોતેજ નિરાકરણ કરે છે વાત ઇ૦—એ વાત જવાજ દ્યોની ! અર્થાત્ કર્મમડી તો ભૂલેજ ભૂલે ભ્રાંત્યલકાર. છતી–પ્રસિદ્ધ ના'ય ...

એમ ઓળખાવા પડે, કવિને તો રાજ્યભ્રષ્ટ,
રાજ્યધારી હોય ત્યારે, કર્મકાંડી શું કરે !
જાણી લીધા રાજ જ્યારે, પાસે ગયો તેહ ચાલી,
કહ્યું દુઃખ કાપો દેવ, દિલ અતિશે ડરે;
પાવકમંથનકાષ્ઠ, કુરંગ કપટ કરી,
હરી ગયો ભરી ગયો, દુઃખદવ હા ! ખરે ! !
રે જાણે ગુરૂજી આજ, શાપી ભસ્મ કરે મુને,
ઊઠો ઊઠો ધાવ, મૃગ આપથી નિશ્ચે મરે. ૧૦૩
ચૂંટે શિર કેશ અને. કૂટે હૃદે વાર વાર,
હાય હાયના ઉચ્ચાર, મુખમાં અપાર છે;
મને લેઇ ગયો હોત, મૃગલો જો મારવાને,
ચાત નવ કષ્ટ કદી, આ તો મહાભાર છે;
શાપ દેશે ગુરૂજી ને, થશે વિદ્યા નષ્ટ મારી,
સાંય કરો સાયક લૈ, હજીએ આ પાર છે;
નથી ઊઠતા નરેશ, દ્વિજનું ન દુઃખ જાણો,

---

પ્રથમ ભ્રાંતિનું દર્શન કરાવીને પછી ખુલાસો કર્યો છે માટે **ભ્રાંતાપન્હુતિ** અલંકાર. યુધિષ્ઠિર રાજા છે ત્યારે આવી સ્થિતિમાં કેમ ? તેનું સમાધાન આપે છેઃ દૈવની ઇ૦

૧૦૩ કર્મકાંડીના સબંધમાં કવિ વિનોદવચન બોલે છે. એમ ઇ૦—. પાવકમંથનકાષ્ઠ—એક લાકડામાં બીજું લાકડું મૂકીને તેને ફેરવીને અગ્નિ ઉત્પન્ન કરવાનું અરણીનું લાકડું. કુરંગ–મૃગ. હરી ગયો—(પાવકમંથનકાષ્ઠ). ભરી ગયો—(દુઃખરૂપી દવ—દાવાનલ). રે ઇ૦—અરે ! જો મારા ગુરૂજી એવો મારો પ્રમાદ જાણે તો મને શાપીને ભસ્મ કરે. આ કવિતામાં બ્રાહ્મણના વચનદ્વારા કવિએ **દીનતા** નામે ભાવ વર્ણ્યો છે

પોકાર કરૂ છુ પૂર, સાંયમા આભાર છે! ૧૦૪
નથી માનતા લગાર, શાપ દેઇ ભસ્મ કરૂ,
આવી વસ્યા કોણ કામ, દ્વૈતવનમા તમે?
રક્ષણ ન દ્વિજકેરૂં, થાય તમારાથકી જો,
ના કહી દ્યો આણી વાર, સત્ય તો મને ગમે,
ગુરૂ શાપ દેઇ બાળે, નૃપ તુ સમો ન પાળે,
જીવી શુ કરવુ મારે, અગ અરપુ અમે,
આ શિલાની માય મારૂ, મસ્તક ફોડીને મરૂ,
ડરૂ નહિ દેહ તજુ, ઉપવન તુ રમે!! ૧૦૫

## સાંત્વન.

ચદનને આગ લાગે, તવ તે સુગધ આપે,
તપાવે કનકને તો, કાતિ કરે કારમી,
વીંધે જ્યારે મૌક્તિકને, મૌલ્ય તે અપાર આપે,
ઘસે ખૂબ વજ્રને તો, હૃદેમા રહે રમી,

---

૧૦૪ મહાભાર છે—મોટુ ભારે કામ છે શુ ભારે કામ છે તે કહે છે શાપ ઇ૦ સાયમ્—બાણ લૈ—લેઇ આ પાર છે—નદીને આ કાઠે છે (મૃગ) આ છદમા કેશ ચૂટવા, છાતી કૂટવી હાય હાય બોલવુ, વગેરે કરૂણરસના અનુભાવ વર્ણીને બ્રાહ્મણના ગોકસ્થાયિભાવને પુષ્ટ કર્યો છે, માટે એ કરૂણરસના અગરૂપ શોક સ્થાયિનુ વર્ણન છે

૧૦૫ નથી ઇ૦—આ છદમા "શાપ દેઇ ભસ્મ કરૂ" વગેરે વાક્યોથી બ્રાહ્મણનો ક્રોધ વર્ણ્યો છે અને 'જીવી શુ કરવુ મારે' વગેર વાક્યોથી નિર્વે૦ નામે ભાવ વર્ણ્યો છે એ બે જૂદા જૂદા ભાવો એકઠા ગ્રથ્યા મ દર્ભમા વર્ણ્યા છે માટે એ રસનુ ભાવશબળતા નામે અગ વર્ણાયુ છે ઉપવન ઇ૦—જો તુ મારૂ દુખ સાભળતા છતા પણ આ ઉપવન (બાગ જેવા વનના બાગમા) રમે—મનને વિનોદ આપે છે તો.

જેમ જેમ ચોળે અને, ચુંથે મલ્લિકાને કોઇ,
વાસ ને સુવાસ ભલો, અર્પતી દહે દમો;
તેમ સજ્જન તમામ, કસોટીએ કસ આપે,
વલ્લભ કે' આ તો હતો, સજ્જનમાં ધારમી. ૧૦૬
એવે સુણી દ્વિજવાણી, કે ઊઠીને ઊભો થયો,
ગયો પાસ ચાલી ઝટ, ધૌમ્યને ગમ્યું નહિ;
બીજા મહામુનિઓને, અવિનય આવ્યો ઉર,
ભીમ ભડ આંખ કાઢે, નૃપ શું કરે જઇ;
નમી દ્વિજવરને તે, કહે ભાઇ શાંત થાઓ,
આશ્રમમાં બેસો અમે, આવું કાષ્ઠને લઇ;
રીઝે ગુરૂજી તમારા, યજ્ઞકેરૂં કર્મ થાય,
એવું કરૂં સર્વ આજ, મૃગની પૂઠે ધઇ. ૧૦૭
વિપ્ર કહે ડાહી ડાહી, વાતો શી કરોછો તમે,
મૃગલો તો નાઠો જાય, મરવા દીજે મને;
કહે યુધિષ્ઠિર રાય, રથ માંહી બેસી અમો,
સત્વર સાહીશું તેહ, ભલે રખડે વને;
વિપ્ર કહે નહિ આવે, હાથ મુને મરવા દ્દ,
થાય ન કારજ મારૂં, નિશ્ચે કર્યો છે મને;

---

૧૦૬ યુધિષ્ઠિરને બ્રાહ્મણનાં કડવાં વચન સાભળીને તેનું હિત કરવાની વૃત્તિ થઇ આવી તે પાંચ દૃષ્ટાંતોથી વર્ણવે છેઃ ચદનને ૪૦—૨૫૯ છે. વજ્ર—હીરો ધારમી–ધર્મિષ્ઠ.

૧૦૭ ઊભો થયો—( યુધિષ્ઠિર ). ધૌમ્ય-પાંડવોનો પુરોહિત. 'ધૌમ્યને ગમ્યુ નહિ'—એ વાક્યથી ધૌમ્ય ભવિષ્યદર્શી હતા એવો વ્યંગાર્થ છે. અવિનય—( બ્રાહ્મણનો ). ભીમ ભડ આંખ કાઢે—( બ્રાહ્મણનો અવિનય જોઇને ) યુધિષ્ઠિરની ધાર્મિકતા વર્ણે છેઃ ૨૫ ૪૦.

અર્જુન કે' શાંત થાવ, કાષ્ઠ સહ મૃગ આણું,
અધીરપણું ધરો શું, ચિંતા નથી એમને. ૧૦૮
દ્વિજ કહે તારી નથી, યાંચના મેં કરી કાંઇ,
ઘૂરકીને ઘાંટો કાઢે, તેહ નહિ સાંભળું;
(એનાં) પરિયાંને પરવડે, કરે તેણે કાજ મારૂં,
ના કરે તો અહીં મરૂં, પાર્થ કે' ત્યારે વળ્યું;
ભીમ કહે કારજ એ, કરવાને ઊભા થયા,
પછે આમ શેના લઢો, મન માન્યું તો મળ્યું;
બ્રાહ્મણ કે' ભઠ પડો, અદાતાની પાસ આવ્યો,
ખીજી ખીજી ખુંદી નાખે, દુઃખ તો નહિ ટળ્યું ! ૧૦૯
નકુલ ને સહદેવ, કરે પાત્ર આણી સેવ,
તેને કહે દ્વિજદેવ, પૂજા નથી જોઇતી,
ન કરવું કારજ તો, કહી દે અલ્યા તું રાય,
આમ સમજાવે શેણે, મતિહીણ હોઇ તી;
ધૌમ્ય કહે જોડાય છે, રથ ઋષિરાજ મોટા,
કહો તમે શાપતણી, સિદ્ધિ કયહાં ખોઇતી;
કહે માગણ તે વાર, જરઠ તું બેશી રહે,

---

૧૦૮ નિશ્ચે ઇ૦—મે મનમા નિશ્ચય કર્યો છે કે મારૂં કારજ થવાનું નથી એમને—યુધિષ્ઠિરને. આ કવિતામા વિપ્રની અધીરતા અને યુધિષ્ઠિરની ધૃતિ, એ બે વિરૂધ ભાવોનું એકત્ર સંઘટન કર્યું છે માટે એ **ભાવસંધિ** નામે અંગનું વર્ણન છે

૧૦૯ ધર્મની શાંતવૃત્તિ શ્રોતાના મનમા ઠસાવવાને કવિ બ્રાહ્મણનો અવિનય વર્ણે છે (દ્વિજ ઇ૦ યાચના—માગણી ભઠ પડો—ધિક્કાર હો (ભ્રષ્ટનો અપભ્રંશ હશે )

તારે બાપે ધર્મકેરી, કોઇ તુબી બોઇતી ? ૧૧૦

અર્જુન કે' વધુ નવ, બોલવું મા'રાજ, ..જ,
થશે કારજ તમારૂં, જુઓ રાયની દશા;
ઊભા સારથીની પાસ, કેટલી ત્વરા કરે એ,
અમને ન સોંપે કાજ, તમે મનમાં વશ્યા;
ધૌમ્ય કહે દ્વિજરાજ, કેટલુ શીખ્યા છો તમે?
સમય છે માટે કહો, હય જુઓ એ કશ્યા;
દ્વિજે કૂટ્યુ માથુ, કૂટ્યું કરમ કે આવ્યો અહીં,
ધરમ તે જોઇ ત્યાથી, આવિયા ધશ્યામશ્યા. ૧૧૧

વંદી વિપ્રવરને કે', વાર નથી હવે વધુ,
બધુ આ તૈયાર થયુ, ગયું દુઃખ દૂર તો;
વિપ્ર કહે મરૂ નિશ્ચે, કારજ ન થાય તુથી,
પથ છે વિશાળ તેને, (તુ) એકલો શુ પૂરતો;

---

૧૧૦ પાડવોની કુલીનતા વર્ણું છે નકુલ ઇ૦ પાત્ર–પૂજન કરવાનું વામણુ મતિહીણુ ઇ૦—જે મતિહીણુ હોઇ ( હોય ), તી ( તે ) આમ સમજાને, પણ તુ આમ શેણે સમજાવે છે? અથવા હોઇતી—છે, થયેલી છે ધૌમ્ય બ્રાહ્મણુની કરડાગી કરે છે કહો ઇ૦—કહો, તમે શાપ દેવાની સિદ્ધિ કયહા ખોઇતી કે આજ તે જદી આવવાથી આટલા બધા શાપ દેવાને ઊ-ચા નીચા થઇ રહ્યા છો ? એ વ્યંગ્ય માગણુ—બ્રાહ્મણુ જરઠ—ડોસા ! ( ધૌમ્યનુ સબોધન ) બ્રાહ્મણુ ધૌમ્યનો આક્ષેપ કરે છે તારે બાપે ઇ૦—તારે બાપે ધર્મની કોઇ તુબડી વાવી હતી કે શુ ! જેથી આટલા બધા ધર્મના તુબડા તારી પાસે એકઠા થયા છે ! એ વ્યંગ્ય. બ્રાહ્મણને તિરસ્કારમા તુંબડા કહેછે તે પ્રસિદ્ધજ છે,

૧૧૧ દશા—તમારૂ કામ કરવાની તૈયારીની દશા—ધૌમ્ય બ્રાહ્મણુનો અવિનય જોઇને તેને તિરસ્કારથી ટપકારે છે કેટલુ શીખ્યા છો ઇ૦. બ્રાહ્મણુ બહુ ચીડાઇ જાય છે દ્વિજે ઇ૦. ધર્મના ત્વરા વર્ણી છે માટે આવેગ નામે ભાવ

મૃગ જાય આમ ત્યારે, તું તો ધાઇ મરૂ આમ,
કયળો છે કાજ મારૂ, ચિત્ત રહે ચૂર તો;
કહે ધર્મસૂનુ તદા, પંચ બધુ અમે દ્વિજ,
ચાર દિશે ચાર જાઉં, મધ્યે રહે શૂર તો. ૧૧૨
ધૌમ્ય કહે કાષ્ઠ એને, બીજુ અમો આણી દઉં,
પંચને જવા ન દઉં, દ્રૌપદી ધરી અહીં;
જયદ્રથ જેવો કોઇ, અન્યાય આવી કરે તો,
કાષ્ઠમા ગયું શુ એનુ, બકે છે કઇ કઇં;
દ્વિજ કહે નથી મારે, ખપ બીજાનો લગાર,
બ્રહ્મહત્યા દઉં તને, આજ તો અહીં સહી;
અજાતશત્રુ કહે છે, શાંત થાવ દ્વિજરાજ,
સર્વસ્વ જો જાય મારૂં, તોય ના કહુ નહિ. ૧૧૩
ના કહી નહિ તેમા શું, કારજ થયું અમારૂ,
શાપ ગુરૂદેવકેરો, ટળશે એતાથકી ?
મરૂ છુ મરૂ છુ કહે, હસ્ત ઝાલે રાય તેનો,
વારવાર વારે તેમ, વધારે જાયે છકી;
એવો ન વિચાર કાંઇ, ધરમનંદન કરે,

---

૧૧૨ પાચે પાડવોની પરીક્ષા કરાવવી છે તે એકલા યુધિષ્ઠિરના જવાથી થાય નહિ માટે બીજા ચારેને સાથે લેવાના પ્રસંગને ઉત્પન્ન કરનાર બીજ આ કવિતામા વર્ણ્યું છે પૂરતો ઈ૦—તુ એકલો શુ ખમ છે? ચૂર ઇ૦—મારૂ ચિત્ત ચૂર (ચૂરો) થઇને રહે છે અથવા, તું મારૂ ચિત્ત ચૂરતો રહે છે.

૧૧૩ પચને—પાચેને. ધરી—મૂકીને અન્યાય કરે તો—શુ કરીએ ? (અધ્યાહાર) અજાતશત્રુ—યુધિષ્ઠિર.

( કે' ) શાંત થાવ શાંત થાવ, કારજ કરૂં નકી;
ટાઢો પાડી આડો દ્વિજ, રથારૂઢ રાય થયો,
કે આજ્ઞાનુસાર ચાર, રહ્યા રથમાં ટકી. ૧૧૪
વિશ્રામમાં વિશ્રામ લ્યો, કહ્યું એમ દ્વિજને ત્યાં,
પછે કહ્યુ ધૌમ્યને, મ-ભાળજો મહામતિ;
પળ માહી મારી મૃગ, કાષ્ઠ લેઇ આવુ અમો,
દ્વિજરાજને રીઝાવો, ભાળશો પછે મતી;
એમ કહી ગયા પાચ, ચાર દિશા ચાર વળ્યા,
યુધિષ્ઠિર મધ્ય રહ્યા, જોતા મૃગની ગતિ;
કરંતાં પરોપકાર, દશા કેવી થઇ પડી,
ચઢી ઘડી કેવી આવી, વર્ણવે કવિ રતિ. ૧૧૫

## સારંગશોધ.

પશ્ચિમમાં પાર્થ ગયો, જોતો મૃગકેરાં ઝુંડ,
કાષ્ઠનાણુ કોઈ નવ, દેખતો હરણુ તો;
રથારૂઢ ધનુધારી, જોઇ ધીરવીર મૃગ,
નાસે પણ મૂકે નહિ, તુડના તરણુ તો;
મનોરથ થાય જાય, જેમ નિરબળકેરા,

---

૧૧૪ એતાયકી—એટલાથી—ના ન કહેવાથી. એવો—જેમ જેમ એને વધારે વારીશુ તેમ તેમ એ વધારે વધારે આડો થશે એવો ચાર—ભીમાદિ ચાર ભાઇઓ રથમા ટકી રહ્યા—અર્થાત્ રથમા બેઠા.

૧૧૫ વિશ્રામમા—આશ્રમમાં—પર્ણકુટીમા. પછે— આ શબ્દથી યુધિષ્ઠિરની સ્વધર્મશીળતાનો અર્થ વ્યંજિત કર્યો છે ચઢી ઘ૦—તેમના ઉપર કેવી ઘડી ચઢી આવી—શી દુર્દશા આવી, તે કવિ રતિ ( અર્થાત્ કાઘક ભાગે ) વર્ણવે છે

(એમ) કૂદે કુરંગ પડે પાછાં આવી ધરણ તો;
દયા આવે દિલમાંય, અર્જુન મારે ન તેને,
તોયે સંશયવાળાં પામે ઘણાં મરણ તો. ૧૧૬
પૂર્વે માંહી પર્વર્યો છે, ભીમ ભડ મૃગ જોવા,
તેણે કર્યો નિશ્ચય તે, હરણના નાશનો;
અલ્યાં મૃગલાં તમે શું, શાંતિ અમારીજ ટાળી,
સંભારી સંભારી એમ, હરે પ્રાણ ખાસનો;
કાળિયાર મરે જ્યારે, હરણિયો રડે અતિ,
અરે હોય કોઇ સ્થળ, દૈવ રૂડી આશાનો;
મારી મૃગ જુએ પછે, શૃંગ માંહી કાંઇ નથી,
(કં) મારૂં મૃગ બીજો થાય, દીપ તો મકારાનો. ૧૧૭
ઉત્તરમાં નકુલ તો, નાણી નાણીને જુએ છે,
તાણી તાણીને હણેછે, તીરથી કુરંગને;
પાસ જઇ જુએ જ્યારે, કાંઇ નવ દેખે શિર,

---

૧૧૬ સારંગ–હરણ ધનુધારી–ધનુષ્યધારી તુંડના––મોઢામાના. તરણ — તરણાં. સ્વભાવોક્તિ અલંકાર. કુરંગ—હરણ નિર્બળના મનોરથ જેમ ઉપડે છે અને લય પાય છે તેમ હરણ કૂદે છે અને પાછા પૃથ્વી પર પડે છે। પૂર્ણોપમાલંકાર. સંશયવાળા–દૂર હોવાથી તેમની પાસે અરણી છે કે નહિ એમ નક્કી કરી શકાય નહિ તેમ તેમને નાશી પણ જવા દેવાય નહિ, માટે અર્જુનના બાણથી તેઓ મરણ પામે છે અહીં પણ અર્જુનના મનની દયા અને ક્ષત્રિયને યોગ્ય નિર્દયતા સાથેજ વર્ણીને ભાવસંધિ બતાવ્યો છે।

૧૧૭ પર્વર્યો— પરવર્યો 'ભીમે હરણના નાશનો નિશ્ચય કર્યો' એ વાક્ય ઉપરથી ભીમની ઉગ્રતા ધ્વનિત કરી છે ખાસનો—ખાસ મૃગનો. અરે ઈ૦—રડતી હરણીઓ કહે છે કે અરે દૈવ! અમારો રૂડી આશાનો દિવસ કોઈ સ્થળમા હોય શું ? અર્થાત્ (અમે હરિણ જાતિમા છીએ માટે) નજ હોય।

મન કચવાય જરા, થાય આશા ભંગને;<br>
રથમાંય નાખીલિયો, એમ કરે આગન્યા એ,<br>
મટમટાવે મુનિજી, થૈયે સુણી દંગને;<br>
હાય હરણાં બિચારાં, કોણ વા'ર કરે ખરે,<br>
અરે હણે પાળનાર, નવરંગ અંગને. ૧૧૮

દક્ષિણમાં સહદેવ, સાધે દ્વિજ કેરી સેવ,<br>
હરણાં માર્યાની ટેવ, જેને પળ પો'રમાં;<br>
છદ હતો જેહ તેમાં, પરમાર્થ આવી અડયું,<br>
મરે માદા મૃગ મળ-તી, પૂછે કો સોરમાં;<br>
જો ધાર્યું નિશાન વાગે, તો તો મન મગ્ન થાય,<br>
ચુંથાય છે ચૂકી ગયે, ચિત્ત તો ચકોરમાં;<br>
કિશોર વયનાં કામ, નામ નૃપધારી તણાં,<br>
મનુએ કહ્યાં છે નિશ્ચે, મદિરાના તોરમાં ! ૧૧૯

---

૧૧૮ નાણી નાણીને-પરીક્ષા કરી કરીને—તપાસી તપાસીને. તાણી તાણીને-(ધનુષ્યને). આગન્યા—આજ્ઞા. મટમટાવે-દાંત ન હોવાથી મમળાવે. કવિ કહેછે કે, નકુલનાં એવાં વચન સાંભળીને અમો દંગ (આશ્ચર્યભરિત) થઇએ છીએ. નવરંગ ઇ૦—નવીન રંગવાળાં અંગને.

૧૧૯ છંદ—વ્યસન. પરમાર્થ—પરોપકારનું કામ. ચુંથાય છે ઇ૦—જો નિશાન ચૂકી જાય તો તે ચકોર( તીવ્ર બુદ્ધિવાળા સહદેવ )માં—તેના હૃદયમાં તેનું ચિત્ત ચુંથાય છે. અર્થાત્ ચૂકી જવાથી તે દિલગીર થાય છે. રાજાઓએ મૃગયા કરવી એવી મનુની આજ્ઞાને કવિ નિંદે છેઃ કિશોર ઇ૦— મનુએ જે નૃપનું નામ ધારણ કરનારનાં કામ કિશોર વયના બાળકો જેવાં ઉચ્છૃંખળ ( મૃગયા કરવા વગેરે ) કહ્યાં છે તે મને તો લાગે છે કે નિશ્ચય તેણે મદિરાના તોરમાં કહ્યાં હશે ! મનુ પણ રાજા હતો માટે તે મદ્ય પીતો હશે એ કવિની કલ્પના સંભવિત છે. અર્થાંતરન્યાસ.

એમ ચાર તો શિકારી, પુણ્ય બાંધવા ફરે છે,
મઉ જેવાં ત્યાં મરે છે, હરણાં ઘણાં ઘણાં;
ઠીક કર્મકાંડીને તો, બંધાય છે કર્મ રૂડાં,
ગુરૂકેરી આગન્યા શી, પાળતાં બણ્યાં બણ્યાં;
શિવના સરોદામાંય, કે વિધિના વેદમાંય,
હણાયાં જે હરણાં તે, જાય ન ગણ્યાં ગણ્યાં!
તોય અર્થ સધાયો ન, કાઇ લાભ લધાયો ન,
શિવ! શિવ! તૂટ્યાં તાન, મૃગલાંતણાં તણાં!! ૧૨૦

યુધિષ્ઠિર ત્નેતા જાય, મધ્યના પ્રદેશ જ્યાંય,
કુરંગ કૂદીને નાશે, જોઇ દયાવાનને!
નરસાના કૃત્યથકી, સારા નરસામાં ખપે,
જાણે મૃગયાએ આવ્યા, સારંગ રાજાનને;
છવ્યાકેરી મૂકે આશ, લોટે જઇ બાળ પાસ,
ત્રિવિધનો ધારી ત્રાસ, મૌવરના માનને;
યુધિષ્ઠિર મહારાજ, કરે ન અકૃત્ય કાજ,
ખોળે અર્થસિદ્ધિ આજ, વિડારે ન વાનને. ૧૨૧

---

૧૨૦ પુણ્ય બાધવા—( વક્રોક્તિ). અર્થાત્ પાપ કરવા. કર્મકાંડી—અરણીકાષ્ઠ શોધી લાવવાને પાંડવોને મોકલનારો મુનિ. બંધાય છે ઇ૦—( વક્રોક્તિ ). અર્થાત્ તે પણ આ પાપકર્મમાં નિમિત્ત કારણ હોવાથી પાપનો ભાગી છે. ગુરૂકેરી ઇ૦—ગુરૂની આજ્ઞા શી છે અને તે પાળતાં શાં કર્મ થયાં? પણ તે તો 'બન્યા તે બન્યાજ' અર્થાત્ "कृतकर्मक्षयोनास्तिकल्पकोटिशतैरपि" માટે તે તો ચોટયાંજ. શિવના ઇ૦—શિવસ્વરોદય શાસ્ત્રમાં. નાકમાંથી નીકળતા ત્રણ પ્રકારના શ્વાસ ઉપરથી ભાવિ જાણવાનું શાસ્ત્ર સ્વરોદય શાસ્ત્ર કહેવાય છે.

૧૨૧ સારંગ—( જાણે ક્રિયાપદનો કર્તા ). રાજાનને— ( કર્મ ). ત્રિવિધનો—( અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત. મૌવર—મોરલી. માન-

મૃગ જુએ જાળવીને, પછે જુએ શૃંગકાષ્ઠ,
હોય નવ જ્યારે તેહ, ત્યારે થાય ચાલતા;
એમ કરતાં ગયા તે, યોજન બે ત્રણ ચાલી,
તોય નવ કાષ્ટવાળો, મૃગ કાંઈ ભાળતા;
રથમાંની કિંકિણી તે, રવ કરે વાર વાર,
તેહ સુણી મોહ થાય, મૃગ બાળ ટાલતા;
ભયથી સંતાઇ ઘણા, સુણવાને આવે પાસ,
પાટ જતા ઊભા રહે, ચક્ષ આરૂ ઢાળતા. ૧૨૨
રવ રણકાર અતિ, થાય રથની ગતિથી,
સમ્ સમ લઈ જાય, સમીર ઉતાવળો;
સુણી તેહ નાદ અને, સ્વાદથકી આવ્યા દોડી,
જથા મૃગકેરા ઘણા, હવે સહુ સાંભળો;
હતો તેની માંય એક, શૃંગકાષ્ઠ વાળો મૃગ,

---

ને—હરણો ગાયનથી આકર્ષાય છે છતાં મોરલીના ગાનને પણ ત્રિવિધિનો ત્રાસ ધારીને ઈ૦. અર્થસિદ્ધિ ઇ૦—જે હરણ પાસે અરણી હોય તેનેજ મારવું, બીજાને નિરર્થક મારવું નહિ એવા હેતુથી. વાન—શરીર.

૧૨૨ યુધિષ્ઠિર શી રીતે અર્થસિધ્ધ ખોળે છે તે કહે છે: મૃગ ઇ૦—સ્પષ્ટ છે. કિંકિણી—ઘૂઘરીઓ. રવ—શબ્દ-અવાજ. તેહ ઇ૦—તે અવાજ સાંભળીને જે મૃગનાં બાળક મોહ પામીને ઊભાં રહેતાં તેમને ટાળતા—છોડી દેતા. ચક્ષ—નેત્ર. ઢાળતા—મીંચતા ( રાગ સાંભળીને ). મૃગનાં રાગ સાંભળીને નેત્ર મીંચાવાં, વગેરે વર્ણનથી મૃગોના **સાત્વિકભાવની** વ્યંજના કરી છે.

નૃપતિએ જોયો ઝટ, સારથીને કે' વળો;
જેણી દિશા મૃગ હુતો, તેણી દિશા રથ વાળ્યો;
કે કુરંગ નાઠો ઘણો, છળાવ્યો ન એ છળ્યો. ૧૨૩
આગે મૃગ પૂઠે રાય, એમ બંને ચાલ્યા જાય,
મૃગ પકડયો પકડયો, આ પકડયો આજ તો;
એમ આવ્યો હાથ નવ, તવ ધનુ લીધું રાય,
સાંધી બાણ ને વિચારે, યુધિષ્ઠિર રાજ તો;
કાષ્ઠકેરૂં કાજ એક, તેમાં મૃગ હણું શાને,
ફાંદા કરી શરકેરો, કરી લેઉં કાજ તો;
એમ ધારી પછે માર્યો, બાણ તો પંચાશ ભૂપ,
ભરાયો તે મધ્ય તોય, આવ્યો નવ વાજ તો. ૧૨૪
નીકળીને ગયો નાશી, તદા રાય વિચારે છે,
પાશ કરૂં બીજો પૂરો, એ બિચારૂં શું કરે;
ચારે બાજુ ભીંત કરી, બાણકેરી રાયજીએ,
પૂરાયો તે મધ્ય મૃગ, રાય શું તેને ધરે;

---

૧૨૩ રવ ઇ૦—રથની ગતિથી ઘૂઘરીઓના રવ( અવાજ )નો રણુકાર અતિશય થાય છે અને તેજ રથના વેગથી સમીર ( વાયુ ) ઉતાવળો સમ સમ જાય છે. શૃંગ ઇ૦—શીંગડે અરણીકાષ્ઠ ભરાવેલાં એવો. છળાવ્યો ઇ૦—તેને પકડવાને કપટથી ઘંટા વગેરે વગાડીને છેતર્યો પણ તે છેતરાયો નહિ. આ પણ સ્વભાવોક્તિ છે.

૧૨૪ ફાંદો—જાળ. વાજ ન આવ્યો—બાણ વાગ્યું નહિ તેથી દુઃખી ન થયો, અથવા પકડાયો નહિ. આ કવિતમાં યુધિષ્ઠિરની દયાની વ્યંજના કરી છે. જુઓ "કાષ્ઠકેરૂં કાજ એક, તેમાં મૃગ હણું શાને" ઇત્યાદિ વચનો.

જાય પાસે ઝાલવાને, એવે ઉછળીને પડ્યો.<br>
નિરાશી થયો નૃપાળ, તોય અસુ ના હરે;<br>
મારૂં શર એક એવું, શૃંગમાંથી પડે કાષ્ઠ,<br>
પછે ભલે મૃગ જાય, એમ નૃપ ઉચ્ચરે ! ૧૨૫<br>
દયાકેરો દરિયાવ, ધીર વીર પીરહારી,<br>
તકાવતો તીર શિર, ડારવા સારંગને;<br>
જાણ બાણ વિધાતણો, આણ જેની અવનિમાં,<br>
પ્રાણને બચાવી લેવા, તાકતો કુરંગને;<br>
જદા મળ્યાં ત્રણ તદા, મુદા થઇ માર્યું તીર,<br>
સદા જાય સિદ્ધિએ તે, ફંટાયું ફ્લંગને;<br>
ચૂકે કંઇ એવા શૂર, મૂકે મૃગ જે નિશાન,<br>
રૂકે નહિ રણ મધ્ય, કિન્તુ દૈવભંગને. ૧૨૬<br>
સણેણાટ કરી શર, છૂટી ગયું મૃગશિર,<br>
દૈવે કરી વક્રગતિ, કાષ્ઠ કાઢવું રહ્યું !

---

૧૨૫ અસુ—પ્રાણ. શર—બાણ.

૧૨૬ પીર—પીડા શિર-( મૃગના ) માથાઉપર. પ્રાણને ૪૦—કુરંગ (મૃગ)ને, તેના પ્રાણ બચાવી લેવાને તાકતો. અર્થાત્ તેનાં શીગડાંમાંથી અરણી માત્ર હાથ આવે અને મૃગ જીવતો રહે એવી રીતે તાકતો. જદા ૪૦– જ્યારે દૃષ્ટિ, બાણ અને નિશાની એ ત્રણ એકઠાં મળ્યાં ત્યારે યુધિષ્ઠિરે મુદા થઇને ( હર્ષ પામીને ), તીર માર્યું. તે તીર સદૈવ સિધ્ધિએ જાય એવું હતું—કાર્ય કરે એવું હતું, પણ ફલંગ મારીને હરણ ફંટાયું—આડું અવળું ચૂકે ૪૦–પણ એવા શૂર પુરૂષો જે રણમાં ( સંગ્રામમાં )રૂકે નહિ (અટકે નહિ) તે કાંઇ નિશાન ચૂકેછે કે જેથી તે મૃગને મૂકે–જવાદે ? કિન્તુ ( પણ ) દૈવભંગને ( દૈવે કરેલા તેમના ભંગને ) જુઓ, ( એ અધ્યાહાર ). અર્થાત્ તેમણે બાણ માર્યું, નિશાન ચૂક્યા નહિ, તથાપિ અરણીનાં કાષ્ઠ હાથમાં આવ્યાં નહિ. કેમ ન આવ્યાં તે પછીના છંદમાં કહેશે.

ફરી ગયું શિર તેણે, વાગ્યું મધ્યમાં જઇને,
પોલાણમાં પેશી ગયું, વિપરીત એ થયું;
મહાશૂરવીરકેરા, બળથકી વાગ્યું એહ,
ઉંધું થઇ પડ્યું હર્ણ, નૃપતિએ તે લહ્યું;
અરે રે કહીને રાજા, અશ્વાસન કરે અતિ,
ધરે મતિ કાષ્ઠમાટ, ઊઠીને નાશી ગયું ।। ૧૨૭

રથારૂઢ ફરી થયો, ગયો મૃગ પૂઠ રાજા,
ફંદા કરે ફાવતા તે, મૃગલાને ધરવા;
હાથ નવ આવે તોય, રાય દયા લાવે દિલ,
એવે અરજુંન મળ્યો, વાટમાંહી વરવા;
કાષ્ઠવાળો જોયો મૃગ, કે સાંધ્યો સડાક શર,
પૂઠ પડ્યા જોયા રાજા, લાગ્યો તેથી ડરવા;
થાય ન મા'રવવાળું, એમ પારથે વિચાર્યું,
ચઢાવ્યો જે બાણ તેણે, મૃગ લાગ્યો હરવા. ૧૨૮

---

૧૨૭ સણેણાટ ઇ૦—તે શર ( બાણ ) સણેણાટ કરીને ( સણેણાટ શબ્દ બાણની જોરાવર ગતિની વ્યંજના કરે છે. ) છુટીને મૃગના શિર ઉપર ગયું તો ખરું પણ હવે મૃગની ગતિ વક્ર ( વાંકી ) કરી તેથી તેના શિર ઉપરથી જે કાષ્ઠ કાઢવું હતું તે તો એમને એમ રહી ગયું । પોલાણમાં—એ શીંગડાંના મધ્ય ભાગમાં હરણને પડતું જોઇને યુધિષ્ઠિર દિલગીર થાય છે: અરે રે ઇ૦. આશ્વાસન—મોઢેથી બોલીને ( દૂરથી ). ધરે ઇ૦—પછી પાસે જઇને લાકડાં લેવાની બુધ્ધિ જેવે કરેછે તેવે ઊઠીને તે નાશી ગયું । સ્વભાવોક્તિ.

૧૨૮ વરવા—મૃગને પસંદ કરવા. સાંધ્યો-( અર્જુને ). રાજા-યુધિષ્ઠિર. ડરવા લાગ્યો—રખેને યુધિષ્ઠિરે લક્ષ કરેલા મૃગને હુ બાણ મારૂં તેથી

(પછે) ધીમે ધીમે ગયો પૂઠે, રાયને રમાડે મૃગ,
દગવડે જુએ ધીર, વીર મહારાજને;
મૂકાવે હરણ જ્યારે, ત્યારે હસે પાર્થ રહ્યો,
ક્રોધી થાય કેતી વાર, જોઇ રાજકાજને;
એવે મળી આવ્યો ભીમ, તેણે જોયો મૃગ ઝટ,
પછે જોયો પૂઠરાજ, રહ્યો આવી વાજને;
એવે અરજુન જોયા, કારજ સંશય ખોયા!
પૂઠે ચાલ્યો પૂરપણે, દોડાવતો બાજને. ૧૨૯
જોયું જ્યારે રાય કૃત્ય, થયો ત્યારે નિર્ણય તો,
જાણી બૂજી હણે નહિ, યુધિષ્ઠિર મૃગને;

---

તેમને અપમાન લાગે. મા'દેવવાળું' ઇ૦—જ્યારે અર્જુન તપ કરવા ગયો હતો ત્યારે એક વરાહને લક્ષ્ય કરીને મહાદેવ તેના શિકાર માટે પૂઠળ પડયા હતા તે વરાહ અર્જુન જ્યાં તપ કરતો હતો તે આશ્રમમાં આવીને ભરાયુ, તેથી અર્જુને તેને લક્ષ્ય કરીને બાણ માર્યું તેજ વખતે મહાદેવે પણ તેને બાણ માર્યો હતો. એવી રીતે એક લક્ષ્યને બે બાણ વાગવાથી તે વરાહ મરીગયું એટલે તે પર બે જણ દાવો કરવા લાગ્યા, જેનું પરિણામ એ થયું કે મહાદેવ તથા અર્જુનને ભયકર દ્વંદ્વયુદ્ધ થયુ. આ પૂર્વે વીતેલી વાત સભારીને યુધિષ્ઠિરે લક્ષ્ય કરેલા હરણને મારવાથી અર્જુન ડર્યો. પણ યુધિષ્ઠિરે જે બાણ છોડી મૂકયો હતો તેથી હરણ મૂઓ કે કેમ? તે કહે છે મૃગ ઇ૦—તે બાણને પોતાના માથા ઉપરના શીગડાંના પોલાણમાં લેઇને મૃગ ચાલવા લાગ્યો.

૧૨૯ હસે-(યુધિષ્ઠિરથી આટલો મૃગ સરખો મરાતો નથી તે જોઇને) અર્જુનના ગર્વ નામે ભાવની વ્યંજના. વાજને ઇ૦—તે પણ દુઃખથી વાજ આવીને રહ્યો બાજને—વાજીને—ઘોડાને કવિતામાના 'ક્રોધી થાય' વગેરે તથા 'રહ્યો આવી વાજને' વગેરે શબ્દોથી યુધિષ્ઠિરની અતિ દયા જોઇને અર્જુન તથા ભીમને ઉપજેલા ક્રોધની વ્યંજના કરી છે.

એના દિલ વિષે દયા, મૃગને કરૂં હું મયા,
એમ વદી રાડ પાડી, કરી ઉંચી દગને;
હગબગિયો હરણ, હાય! આવ્યું મરણ આ,
ધરણ પડીને ઊઠ્યો, ચાંપી ચાલ્યો પગને;
ધનાઢ્યના મનોરથ, કે મૃગેંદ્ર જેવી ફાળ,
મારવા લાગ્યો તે કાળ, શણી જઇ શગને. ૧૩૦
ઓલામાંથી નીકળીને, પડે ચૂલા માંહી જેમ,
તેમ મૃગને થયું ત્યાં, નકુલ સામો મળ્યો !
તેણ કાષ્ઠવાળો મૃગ, જોઇ ખોઇ સંશયને,
ત્યાં શર સંધાણ કરી, મારતાં ખાંતે ખળ્યો;
એવે બીજી દિશાએથી, જોયો સહદેવે મૃગ,
રાજને ન જોયા તેણે, તેથી શું દા'ડો વળ્યો ?
મારિયું સડાક શર, નો'ય નો'ય મૃગ એ તો,
મૃગરાજ રાજમણિ, ચૂલા મધ્યેથી ચળ્યો ! ૧૩૧

---

૧૩૦ જોયુ—( ભીમે ). મયા—કૃપા ( વક્રોક્તિ ). દગ—નેત્ર. હગબગિયો—ત્રાસ્યો. ધરણ પડીને—જમીન પર પડી જઇને ( રાડ સાંભળવાથી ). ધનાઢ્ય ઇ૦—ધનાઢ્ય( ધનવાન )ના મનોરથ બહુ ઉંચા હોય છે માટે તે મનોરથ જેવી ઉંચી અથવા મૃગેંદ્ર ( સિંહ ) જેવી ઉંચી ફાળ ને મારવા લાગ્યો. શા માટે મારવા લાગ્યો તે કહે છે. શણી ઇ૦—શગને ( ટોચને—યુધિષ્ઠિરીના પરિણામ રૂપ પોતાના મરણને ) શણી જઇને ( સાંભળીને ).

૧૩૧ ખળ્યો—અટક્યો ( મૃગ ). રાજને ઇ૦—સહદેવે મૃગને જોયો પણ તેની પાછળ પડેલા રાજ( યુધિષ્ઠિર )ને ન જોયા, અને તેથી તેણે મૃગને સડાક ( અર્થાત્ ત્વરાથી ) બાણ માર્યો, પણ તેથી દહાડો શું વળ્યો ? અર્થાત્ ધારેલું પાર પડ્યું નહિ. કેમ પાર ન પડ્યું તે કહે છેઃ નો'ય નો'ય

ઉછળીને ગયો આઘો, સેહદેવ નિશાન ચૂકયો,
નકુલે વિચાર્યું મન, રાજને છે ભાવતુ;
તેણે માર્યું તાકી તીર, વ્યર્થ ગયું વાટમાં તે,
ભીમ ભડે સાંધ્યુ શર, અરિને લજાવતું:
વ્યર્થ ગયુ તેનુ જ્યારે, અર્જુને વિચાર્યું મન,
શ્રેષ્ઠપણું દાખવુ હુ, (જો) હાથ નથી આવતું;
માએ જણ્યો નથી શૂર, સપૂત કે કપૂત કો,
કાળને ઉલ્લંઘી જાય, કાળ આવ્યે ફાવતું. ૧૩૨
ક્ષત્રીઓનો ધર્મ એ છે, એકે જે નિશાન કર્યું,
બીજે તે વેધાય નવ, હોય બેટો બાપનો;
સગો ભાઇ કે પિત્રાઇ, કે ભલે હોયે મોળાઇ,
સગાઈ ન સાઇ જાઇ, હોય ક્ષત્રી આપનો;
નિશાનમા મહામાન, તાજુ થાય ધર્મતાન,
જહાનમાં અપમાન, એવો છે એ તાપનો;

---

૯૦—એ તો સાધારણ મૃગ નહોતો, પણ રાજમણિ (યુધિષ્ઠિર) રૂપી ચૂલામાથી ચળેલો મૃગરાજ હતો ! અપન્હુતિ અલંકાર.

૧૩૨ રાજને ઇ૦—સહદેવે બાણ માર્યું તથાપિ યુધિષ્ઠિરે તેને રોકયો નહિ તેથી નકુલે પણ મનમાં વિચાર્યું કે યુધિષ્ઠિરને એ ગમતી વાત જણાય છે. ભીમભડે ઇ૦—સહદેવ અને નકુલના બાણ વ્યર્થ ગયાં જોઇને મૃગને મારવાના હેતુથી ભીમે શર સાંધ્યું—હાથમાં લીધુ. અરિને લજાવતું-અર્થાત્ શત્રુનો નાશ કરે એવુ (તીર) કવિ કહે છે કે, જે કાળને ઉલ્લંઘી જાય એવો કોઇ વીર નથી; માટે સૌ કોઈનુ પરાક્રમ કાળ આવ્યે ફાવે છે. આ છંદમા અર્જુનાદિના પરાક્રમ ફાવતા નથી, એ વિશેષ વાતનું સમર્થન 'સૌનું પરાક્રમ કાળ આવ્યે ફાવે છે' એવી સામાન્ય વાતથી કર્યું છે માટે અર્થાંતરન્યાસાલંકાર.

વિચારી વિચારે એતો, અવિચારી ઉર બીજું,<br>
તાતો માતો થાય દ્વિજ, સિદ્ધિ જડી શાપની. ૧૩૩<br>
એ ધર્મને પાળનાર, મા'દેવને ખાળનાર,<br>
અર્જુને તો તીર તાક્યુ, સ્વારથને સાધવા;<br>
લક મરડીને પછે, કરડી અધર અતિ,<br>
તરડીને તાંત ખેંચી, પરમાર્થ લાધવા,<br>
ગયુ શર સોસરૂ તે, મૃગે ગતિ વક્ર ધારી,<br>
ચૂકીઓ ચતુર પે'લો, બુદ્ધિબળ વાધવા;<br>
ભીમાદિક હશ્યા ત્યારે, કરૂણમા હાસ્ય એમ,<br>
ઠેર ઠેર મૂકે કવિ, એ રસ આરાધવા ! ૧૩૪<br>
ગંભીર ને ધીર વીર, ધર્મસૂનુ ધ્યાન ધરી,<br>
પાર્થને કે' પૂર્ણ થયુ, મૃગ નથી મારવો,<br>
કારજ છે કાષ્ઠતણું, હાથ આવે તેજ જેમ,<br>
એવો કે ઉપાય કરો, દાવ નથી હારવો;

---

૧૩૩ સાંઇ જાઈ— સાહી જાય—ગ્રહણ કરાય. અર્થાત્ જો આપ ક્ષત્રિય હોય તો એની બાબતમા સગાઇને ગણે નહિ વિચારી ઇ૦— એ તો જે વિચારી ( વિચારવાન ) હોય તે વિચારે, જે અવિચારી હોય તેના મનમા તો બીજુ હોય છે જેમ અરણી માટે આવેલો દ્વિજ એક શાપ રૂપી સિધ્ધિ જડી એટલામા તો તાતો માતો થાય છે તેમ દ્દષ્ટાંત.

(તેમ) જીતવાનું કરશું નથી, કાર્ય વિમકેરૂં આ તો,
શાંત થઇ સાંધો શર, મૂકો મૃગ ડારવો;
મૃગ નથી એહ નિશ્ચે, દેવતા હશે એ કોઇ,
દૂભાવો ન તેને આજ, જ્યાં ત્યાં અર્થ સારવો. ૧૩૫
અર્જુન કે' દેવ હોય, દાનવ માનવ ભલે,
મૃગકેરૂં રૂપ ધર્યું, તેને ન ઉગારવો;
એમ કહી માર્યું બીજું, સત્વર સાંધીને શર
નથી નથી શારડીથી, શાર એ તો શારવો !!
તો પણ ત્યાં વ્યર્થ ગયુ, ત્યારે વળી ત્રીજું માર્યું,
તેની દશા તેજ હવી, કૂડો પડયો કારવો;
એમ ઘણાં બાણ નાર્યા, અફળ ગયાં તે સર્વ,
ત્યારે ત્યાં દિવ્યાસ્ત્ર લાધાં, જોયો ધર્મ તારવો ! ૧૩૬
એક મૃગ માત્ર જોઈ, દિવ્યાસ્ત્રને યાદ કીધાં,
પરાક્રમ અંશ જો જો, ધર્મ ધ્યાને ધારતા !
પ્રાપ્ત થયાં જ્યારે પ્રૌઢ, ત્યારે સર્વ દેવે કહ્યું,
ચોજીશ જો અલ્પ વર, થશે તારાં મારતા;
વીસરી ગયા તે ભાઈ, પરાક્રમ પૂર આવ્યે,
યુધિષ્ઠિર આવ્યા ધાઈ, પારથને વારતા;

---

૧૩૫ આ કવિતામા 'મૃગ નથી એહ નિશ્ચે' ઇત્યાદિ ધર્મનાં વચન વર્ણીને ધર્મની બીજા ભાઇઓ કરતાં દીર્ઘદષ્ટિ બતાવી આપીને ઉત્તમતા ધ્વનિત કરી છે.

૧૩૬ નથી નથી ઇ૦—અર્થાત્ તે બાણ પણ નિષ્ફળ ગયું ! કારવો—ક્રિયા લાગ જોયો ઇ૦—બ્રાહ્મણના અરણીકાષ્ઠ આણી આપવા રૂપી ધર્મને તારવો જોઇએ એવી બુદ્ધિથી તેને જોયો. મતલબ કે પ્રતિજ્ઞા પાળવા રૂપ ધર્મને ધ્યાનમા લીધો

અલ્પ પર અલ્યા આશાં, અસ્ત્ર મૂકવાને બેઠો,
પ્રયોગ કરતાં કહી, નારદે શી વારતા? ૧૩૭
વીસરી ગયો તે આજ, માત્ર હસ્યા ભાઇ જોઇ,
સર્વનો સંહાર થશે, એમ ધર્મ ઠારતા;
સ્મર્ણ થઇ આવ્યું ત્યારે, હા રે વાત ખરી એ તો!
ધર્મે તરે સર્વ કોઇ, અધર્મથી હારતા;
ભીમ ભડ કહે ત્યારે, જાય મૃગ ચાલ્યો દૂર,
ગદા મારૂં મારી આજ, સંકટથી હારતા;
એમ કહી ગદા મારી, હાં હાં કિ'તા રહ્યા ધર્મ,
ગદા તદા વ્યર્થ ગઇ, સદા જે સંભારતા. ૧૩૮
દૈવ બળ જો જો આજ, વાજ આવ્યો યુધિષ્ઠિર,
નામ અર્થ ગુણ કેવો, મૃગથી તે હારિયો!

---

૧૩૭ પરાક્રમ ઇ૦—કવિ કહે છે કે હે શ્રોતાઓ! જુઓ જુઓ આ ધર્મને ધ્યાનમાં ધરનાર પરાક્રમનો અંશ!—ઇંદ્રનો પુત્ર! (પાછળ દેવસભામાં વાદ થતી વખતે ઇંદ્રે કહ્યું હતું કે ધર્મ કરતાં પરાક્રમ મોહું, તે વાત ખોટી પડે છે એમ સ્મૃતિ આપે છે) પ્રાપ્ત થયાં—પાસે આવ્યાં. પ્રૌઢ—મોટા (દિવ્યાસ્ત્ર). મારતા—મારનાર. અર્થાત્ દિવ્યાસ્ત્ર જો અલ્પ શત્રુ ઉપર મૂકવામા આવે તો તે મૂકનારનો ક્ષય કરે છે, એવું પુરાણોનું કથન કહી બતાવ્યું છે. ભાઇ—અર્જુન. પરાક્રમ પૂર આવ્યે—પરાક્રમનું પૂર ઉભરાવાથી. (વક્રોક્તિ). પ્રયોગ ઇ૦—દિવ્યાસ્ત્રનો પ્રયોગ કરવા સંબંધી નારદે તને જે વાર્તા કહી હતી, તે શું તું ભૂલી ગયો?

૧૩૮ સ્મર્ણ ઇ૦—સ્મૃતિ અલંકાર. 'ધર્મે તરે સર્વ કોઇ'—આ વાક્યથી કાવ્યના મુખ્ય અર્થનો કવિએ અભ્યાસ કરી બતાવ્યો છે. કોઈ પણ ગ્રંથમાં જે વિષયનો ઉપક્રમ કર્યો હોય તે વિષયનો ઉપસંહાર થતા સુધી તેનું જે વારંવાર અનેક પ્રકારથી કથન કરવામાં આવે તેને અભ્યાસ કહે છે. અભ્યાસ-એ ગ્રંથરચનાનું એક મુખ્ય અંગ છે.

પાણી પીશી નાખ્યા દૈત્ય, ગદાએ વિડાર્યા દ્વ,
સેવ સાધી દૈવે આજ, ભીમભડ વારિયો !
ગાંડિવનો ધારનાર, શક્રને ડરાવનાર,
અસુરને મારનાર, પાર્થ પરવારિયો !
નકુલ ને સહદેવ, કરે કાળ આવી સેવ,
રહ્યા હારી ઊભા એવ, (શો) મત જાય ધાગિયો !! ૧૩૯
કે'વાય ન લે'વાય ન, દૈવકેરી ગતિ એવી,
નાઠો જાય મૃગ એ તો, પછે દેખાતો રહ્યો,
બાણ માર્યા કરે અતિ, અર્જુન અપાર વાર,
લાગ્યુ નવ એક તેને, ભાર વ્યર્થ તો વહ્યો!
શબ્દવેધીપણું શીખ્યો, તેણે ખખડાટશબ્દ,
લક્ષ લાવી લક્ષ માર્યાં, તીર તોય ના લહ્યો;
જોઈ એવુ ધર્મસૂનુ, હા ! કહીને સ્તબ્ધ થયા,
નિરાશીપણામા ગયા, અરે અર્થ ના ગ્રહ્યો !! ૧૪૦
શૂરવીર સાચો ધર્મ, તેણે ત્યા વિચાર કર્યો,
નિરાશીપણું નકામુ, કાયરના કામનુ;
સારથીને કહ્યુ ખેડ, રથ પૂર્ણ વેગ માહી,

---

૧૩૯ નામ ઇ૦—તેનુ નામ યુધિષ્ઠિર અને તેનો અર્થ 'યુદ્ધમા સ્થિર ટકી રહેનાર' એવો છે તેનો ગુણ ધર્મશીનતા છે એવો છતા તે મૃગથી હાર્યો, એ આશ્ચર્ય ! અસંભવાલંકાર. સેવ ઇ૦—આજ તેમની સેવા દૈવે ( પ્રતિકૂલ પ્રારબ્ધે ) કરી અર્થાત્ દૈવે પોતાનુ બળ વાપર્યું શક્ર-ઇંદ્ર કરે ઇ૦—તેમની સેવા પણ કાળ ( પ્રતિકૂળ સમય ) આવીને કરે છે !

૧૪૦ હા—દુઃખસૂચક ઉદ્ગાર સ્તબ્ધ—જડ નિરાશીપણામા ગયા—નિરાશ થયા અર્થ ના ગ્રહ્યો—અર્થસિદ્ધ કર્યો નહિ ધર્મનો ખેદ એ કરુણરસનો સ્થાયિ અને ધર્મની ધર્મશીલતાનો વ્યંજક છે

ચાર ભાઈને કહ્યું ત્યાં, નીર જાય નામનું;
એવું કાંઈ કરશો ન, પાંચ મળી પંથ કરૂં,
હરણને શોધી કાઢું, નામ લઈ રામનું;
ચાલ્યા વાજી પૂરપાટ, રાજી થૈ ઉચ્ચાટ ટાળ્યા,
ગાજી ઘણા ગર્ગડચા તે, હૈયું કરી હામનું. ૧૪૧
અશ્વ પુચ્છ ઉંચાં કર્યાં, જાણી પાંડુસુત નૃપ,
ચામરને ધારનાર, નથી જાણી વાટમાં;
રાયકેરૂં દુઃખ અતિ, કોઈ સુણનાર નથી,
એમ જાણી ઉંચા કર્યાં, કર્ણ આવી ઘાટમાં;
નેકીના પોકારનાર, નથી જાણ્યું હયે જદા,
ખુંખારવા લાગ્યા અતિ, ચીસ ચડેડાટમાં;
આગન્યા નૃપાળકેરી, નથી પાળનાર કોઈ,
એમ જાણી દોડતા તે, ખવાસના ઠાઠમાં. ૧૪૨
સારથીનું સાંખે નહિ, કરવા ધણીનું કાજ,
અમોઘ તે માર ખાય, તોય અટકે નહિ;
ધાર્યું હોય ધણીએ ત્યાં, વાળ્યા વિણ વળી જાય,
સારથી સાંચે અપાર, તોય ફટકે સહીં;
ધણીને રીઝાવા માટ, પગને પછાડે અતિ,

---

૧૪૧. હામ—હિમ્મત. હિમત રૂપી દ્રવ્યનુંજ હૃદય બતાવ્યું ! અર્થાત્ ઘણી હિમ્મત રાખીને ચાલ્યા.

૧૪૨ કર્ણ—કાન. નથી-( નેકી પોકારનાર ). આ છંદમાં ઉતાવળે ચાલતા રથના ઘોડાઓનું વર્ણન કવિએ જૂદા જૂદા તર્ક કરીને કર્યું છે તથા ઘોડાઓનો સ્વાભાવિક ધર્મ વર્ણ્યો છે માટે ઉત્પ્રેક્ષા અને **સ્વભાવોક્તિ** અલંકારવડે ઘોડાઓની ત્વરિતગતિની વ્યંજના થઇ છે.

જાણે કરૂં શબ્દ સારા, નૃપને દુઃખી લહી;
ચાલે છે ચલાય એતું, ધરી ઠર દિલ માંય,
પાણી પાણી કરે અંગ, દીનત્વ દિલે ગ્રહી. ૧૪૩
ગયો મૃગ જેણી વાટ, તેણી વાટ અશ્વ પળ્યા,
દેવકેરી ગતિ જોજો, આવતી ખો' આડમાં;
અશ્વે ત્યાં વિચારી સોઇ, ફીણ કાઢી મુખથકી,
ઓળગી જાવું આ વાર, છે શું એ કરાડમાં !!
પગ ઉંચા કરી કહે, દેખાય જે ગિરિ મોટો,
તેના પર ચઢું આમ, હિમ્મત છે હાડમાં;
ધીંગો ધણી જે કે'વાય, ન તે અતિ કષ્ટ આપે,
કષ્ટ સહે કાયાએ તે, સેવકોના લાડમાં. ૧૪૪

---

૧૪૩ અમોઘ—સફળ. તે ઘોડાઓ પોતાનું કાર્ય કરવામાં સફળ હતા તથાપિ તે સારથીનો માર ખાતા હતા. બીજા ગાડીવાળા પણ ઉતાવળ હોય છે ત્યારે ચાલતા ઘોડાને પણ મારે છે પાણી પાણી—(ઘોડાને પરસેવો વળવાથી). આ કવિતામાં સ્વભાવોક્તિદ્વારા ઘોડાઓની ઉત્તમતાનો ધ્વનિ કર્યો છે તે સ્પષ્ટ છે.

૧૪૪ ખો—ઊંડું કોતર. આ કવિતામાં અતિ દોડતા ઘોડાની એકાએક અટકતી વેળાની સ્થિતિ વર્ણીને ઉત્પ્રેક્ષા કરી છે. તથા 'ધીંગો ધણી' ઇત્યાદિ વાક્યોથી અર્થાતરન્યાસદ્વારા યુધિષ્ઠિરના નીચે ઉતરવાની ઉત્પ્રેક્ષા કરી છે. ધીંગો ઇ૦—જે સારો ધણી હોય તે પોતાના સેવકોને અતિ કષ્ટ આપતો નથી, પણ પોતાના સેવકોને લાડમાં પાળવાને માટે પોતે કષ્ટ સહે છે. આડી ખો આવવાથી રથ ત્યાં અટકી પડયો તેથી યુધિષ્ઠિરને નીચે ઉતરવું પડયું, તે જાણે ઘોડારૂપ સેવકોને સુખ આપવાને ન ઉતર્યા હોય, એવી કલ્પના એ ઉત્પ્રેક્ષા છે. અને ધીંગોધણીવગેરે વાક્ય ચાલતી કથાને લગતું નથી માટે તે અપ્રસ્તુત વાક્ય છે; એ અપ્રસ્તુત વાક્યવડે પ્રસ્તુત

એ માંહેલા હતા પાંચ, આંચ નવ દીધી તેથી,
ઉતરી તે હેઠા પડયા, ધનુ લેઈ હાથમાં;
ઉતરે અપારવાર, અને ચઢે વારવાર,
દૈવકેરી ગતિ જોજો, રાખ્યું ન કો સાથમાં!
સારથી રહ્યા ત્યાં ઊભા, મૃગકાજ મા'રથી જે,
ચરણે ચાલીને જાય, તીર મારી બાથમાં;
ઝાડ પા'ડ જુએ જ્યાં ત્યાં, નવાઈમાં ખો વિશાળ,
ચાલતાં ચૂકે જો રજ, વાગે વૃક્ષ માથમાં. ૧૪૫
શૂરા સહે શસ્ત્ર પણ, કાયર એ કાંટાથકી,
ઠેસ મારી ભાંજે રથ, પણ પડે ઠેસથી;
રથ માંહે જોતર્યા તે, ખેંચે હય ભાર અતિ,
બોજો નાખે પીઠપર, નૂર મૂકે કલેશથી;
સવારી કરે જો એક, તો તે કાજ કરે સારૂં,
ઘણા જણ ચઢી બેસે, વગોવાય વેશથી;
તેવા શૂરવીર આ તો, યોગ્ય સ્થળે કામ આવે,
ખેપીઆ નથી કે સહે, માર્ગકષ્ટ પેશથી. ૧૪૬

---

( જે યુધિષ્ઠિરનું ઉતરવું ) અર્થનું પ્રતિપાદન કર્યું છે માટે એ અર્થાંતર-ન્યાસ અલંકાર છે.

૧૪૫ એ માંહેલા— ધીંગાધણી માહેના પાચ—પાંડવો. આંચ— દુઃખ. ઉતરે—( ખોમાં ). ચઢે—( ટેકરા કે પર્વતો ઉપર ). ત્યાં—(જ્યાં ઘોડા અટકયા ત્યાં). મા'રથી—પાંડવો. નવાઇનાં—નવાઇ જેવાં—અદ્દભુત. માથમાં —માથામાં.

૧૪૬ પર્વતની ઝાડીમાં પાંડવોને ઘણું કષ્ટ પડે છે એમ વર્ણું છે· શૂરા ઇ૦. દૃષ્ટાંત આપે છેઃ રથ ઇ૦. પેશથી—પેશા ( ધંધાથી ). ખેપીઆનો ધંધો નથી કરતા કે જેથી તેઓ માર્ગકષ્ટ સહી શકે !

તોય ધીર વીર કેરૂં, દુઃખ ન રડાય ભાઈ,
માથે પડ્યું સર્વ સહે, નારી નથી કે રડે ।
દેવને દેવું છે કષ્ટ, આડું આવે વારવાર,
લાવ્યું તે અપાર ઝાડી, સૂઝ કાંઇ ના પડે;
અર્જુને વિચારી મત, શર સાંધી માર્યું કટ,
કર્યું ત્યાં પાધર ઝટ, શૂર એવા શું અડે ।।
સવિતા દેખાયો ત્યારે, કવિતા હું તેની કરૂં,
રાજી થયા સૂર્ય જોઈ, સહુ પાર્થનીવડે ।　　　૧૪૭
બાર બાર ગાઉ લગી, ઝાડનું રહ્યું ન નામ,
હામ આવી હાથ મધ્ય, શોધ્યું હાવાં શોધને;
સૂર્યે દાવ જોયો ઝટ, મારા સુતકેરા અરિ,
બાળી આજ ભસ્મ કરૂં, એમ કર્યો ક્રોધને;
પક્ષ કરે સુરરાજ, અર્જુનની વારવાર,
દાવમાં ન આવે પાંચ, ભલા આવ્યા રોધને;
કિરણ જે સર્વ તેને, તપ્ત કરીને તપાવ્યાં,
મારવા બિચારા માંડ્યા, એવા ધારી બોધને.　　　૧૪૮

---

૧૪૭ આડું-અર્થાત્ અડચણ. લાવ્યું-( દૈવ, કર્તા ). આ છંદમાં 'દૈવને દેવું છે કષ્ટ આડું આવે વારવાર' એ શબ્દોથી પાંડવો જે યત્ન અનુકૂળ ધારીને કરે છે તે તે પ્રતિકૂળ થાય છે એમ સૂચના કરી છે. અને તે ઉપરથી હવે પછીની કવિતામાં કરેલા સૂર્યના પ્રખર તાપની પીડાની પણ વ્યંજના થાય છે.

૧૪૮ મારા સુતકેરા—કર્ણના. ( કર્ણ સૂર્યનો પુત્ર હોઇને કૌરવોના પક્ષમાં હતો તેથી પાંડવોને તેના અરિ કહ્યા છે ). સુરરાજ—ઇંદ્ર. ( અર્જુન પોતાનો પુત્ર હોવાથી ). રોધને—અટકાવમાં—અડચણમાં. એવા ધા૦—એવી સમજણ લાવીને.

જાણી ગયો ઇંદ્ર વાત, મેયા તેણે પવનને,
શાંતિ કરય સુતને તુ, વાઇ ત્રણ રૂપમા,
વારૂ કહી લાગ્યો વાવા, ચાલ્યુ નવ સૂર્ય આગે,
સુલટ ઉલટ થાય, કર્મ ગયે કૂપમા,
વાયે સુસવાટ કરી, બળે પાય તેણે અતિ,
કર્યો ઉપકાર ઇંદ્ર થઇને તદ્રૂપમા,
મરો હોય મોટાકેરો, તેણે ઉઘડા પડીને,
કારજ ન થાય તોય, ધરી દયા ભૂપમા ૧૪૯
ગયો ઇંદ્ર ગુપ્તપણે, પચકેરા પિંડ માય,
એક વિના બીજે નવ, જીવે એવુ જાણીને,
અમી ભરી અંગ તેણે, ઉપરથી તાપ પડયો,
અમી નાડી નીકળી ત્યા, અન્ય રૂપ આણીને,
થયા ઝેબઝેબ તેના, ઉલટા પલાળી નાખ્યા,
રજ આની ચોટે અંગ પ્રાક્રમ પ્રમાણીને,
• પાકો આવે જયારે દિન, સુલટ ઊલટ થાય,

---

૧૪૮ સુતને—અર્જુનને ત્રણરૂપમા—મંદ, સુગંધી, અને શીતળ સુલટ ઉલટ—મંદ વગેરે ગુણવાળો હતો તે ઉતાવળો દુર્ગંધવાળો અને તપેલો થયો સૂર્યના તાપથી પવન હલકો તથા ગરમ થાય છે એ તો પ્રસિદ્ધ જ છે અને અતિશય તાપથી ભૂમિપરના લીલા પદાર્થો માંહી તેનુ પૃથક્-રણ જલદી થવાથી તેના પરમાણુ તાપમા મળે છે માટે તે દુર્ગંધવાળો પણ થાય છે કર્યો ઇ૦—પાડવોને અને વિશેષે કરીને અર્જુનને સુખ થવાને પોતે યોજેલો ઉપાય વ્યર્થ થવાથી ઇંદ્રે ફરી ઉપકાર કર્યો તે કહે છે કર્યો ઇ૦ તદ્રૂપમા—તેમના રૂપ થઈને અર્થાત્ તેમના શરીરમા પ્રવેશ કરીને ઇંદ્ર સરખાએ પાડવોને આવે પ્રસંગે મદદ કરવી એ કેટલી કઠણ વાત છે, તે **અર્થાંતરન્યાસદ્વારા** વર્ણે છે મરો ઇ૦ ભૂપમા—યુધિષ્ઠિર ઉપર

વિચારીને જુઓ અહીં, મતિવડે માણીને. ૧૫૦
સેં'વાયુ' ન ભીમથકી, કષ્ટ અતિ કાયાતણું,
સૂતો રહે સોડતાણી, વિમ તો મુકામમાં;
પરમાર્થ અર્થ મારે, ભાઇ નથી જોઇતો એ,
તાપથી તપેછે તન, હિમ્મત ન હામમાં;
વડ ભ્રાત તમે અતિ, દુખિઆને દુઃખ દેવા,
સરજિયા સત્ય કહું, વ્યર્થ યોજો કામમાં;
વૈદ્યકેરા કુંવર જે, એથી ઓછું કાંઈ બોલ્યા,
પાર્થ થઈ રહ્યો સુમ, નૂર ગ્રહી નામમાં. ૧૫૧
વીસર્યો તે વિદ્યા સર્વ, દુઃખમાંહી એમ થાય,
નીકર શુ વારિતણું, અસ્ત્ર નો'તું ધ્યાનમાં;
તાપે તન તપ્ત થયું, આખર તે બોલી ઉઠ્યા,
વડ ભ્રાતા જાશે છુટ, ધર્મ અભિમાનમાં;
અતિ સારૂં નવ કાંઇ, ઘણું થયું દ્વિજ માટે,
પ્રભુ વળો પાછા હવે, મહતા છે માનમાં;
પાછાવળુ ધર્મ કહે, તો દુઃખ અપાર પામું,
દેખાય એ દ્રુમ આવું, સમજાવ્યું સાનમાં. ૧૫૨

---

૧૫૦ અર્જુન એકલો ઇંદ્રનો પુત્ર હતો અને ધર્માદિકનો. તો તે પ્રતિપક્ષી હતો એમ છના શામાટે પાયેના પિંડમાં ઇંદ્ર ગયો તેનું કારણ કહે છે: એક ૪૦. અન્ય રૂપ—પગ સેવાનું રૂપ. તાપથી પાડવોને અતિશય પરસેવો થતો હતો, એ ધ્વનિ છે. પ્રાક્રમ—પરાક્રમ.

૧૫૧ સતો રહે—ભલે સદા રહેતો. વૈદ્યકેરા કુંવર—અશ્વિનીકુમાર. એથી ૪૦—ભીમ કરતા કાંઇક થોડું બોલ્યા. સુમ—બોલ્યા વગરનો. ભીમાદિકની વાણી પરથી તેમની ધર્મનિષ્ઠા ચલિત થયાની વ્યંજના કરી છે.

૧૫૨ તે—અર્જુન. અર્જુનની પણ ધર્મનિષ્ઠા ચલિત કરે છે: વડ ભ્રાતા ૪૦. દ્રુમ—ઝાડ.

કાયકી આઝી છે કંઠ, કોઇથી બોલાય નહિ,
કાર્ય તો બોલાય નહિ, યુધિષ્ઠિર મનથી;
નકુલ ને સહદેવ, તાપવડે તતડયા ત્યાં,
પડયા ભૂમિ મધ્ય ભાઈ, તર્પ વેઠી તનથી;
ભીમે સાહી લીધા તેહ, જાય જ્યાં ત્યાં કરી ચાલ્યા,
બોલાતું નો'તું તે ઠીક, બચ્યા રાય વનથી;
ભાંડત નહિ તો ભીમ, શૃંગ માંડી રે'ત ઊભો,
આકળો અર્જુન થાત, ( શું )રો'વાત રાજા નથી ! ૧૫૩
એવું દુઃખ પડયું તોય, ધર્મસુતુ ધ્યાનકેરી,
ચૂકયો નહિ ચાલ્ય રજ, કષ્ટકેરા કારથી;
અંગરંગ બળી ગયો, ત્યારે આવ્યું વૃક્ષ પાસ,
ભીમ ભડ ગયો વેગે, હૈયાતણી હારથી;
બે બંધુને મૂકી નાખ્યે, શીતળ છાયામાં બેઠો,
વેગે આવી અર્જુન ત્યાં, રહ્યા તાપ મારથી,
યુધિષ્ઠિર આવ્યા પછે, બેશી ગયા કષ્ટથકી,
દ્વિજદુઃખ લાગ્યું દિલ ધ્યાન એક ધારથી. ૧૫૪
કેટલીક વાર બેઠા, પામ્યા પછે શુદ્ધિ ચાર,
ધર્મ વારે શુદ્ધિ આપી, નિરંતર રાયને;
શીતળતા મળી જ્યારે, તૃષા તો જણાઇ ત્યારે,
( જો ) પીવા મળે પાણી આજ, કષ્ટ ટળે કાયને;
સુઝે ન ઉપાય એક, દુઃખે વીસર્યો વિવેક,
અરૂપરૂ જુએ પાણી પત્ર લેઇ ખાયને,

---

૧૫૩ કાર્ય ઇ૦—બ્રાહ્મણનું કાર્ય કરવા રૂપી અગ્નિ યુધિષ્ઠિરના મનથી બોલાતો નથી. એ વાક્યથી યુધિષ્ઠિરની ધર્મવૃત્તિ સ્થિર વર્ણવી બતાવી છે. ૧૫૪ કારથી—કાર્યથી.

તદા યુધિષ્ઠિર બોલ્યા,'વૃક્ષ ચઢી જુઓ કોઇ,
દિસે જળાશય કંઇ,' જેથી દુ ખ જાયને ૧૫૫

## સલિલશોધ.

મહામહાકષ્ટે કરી, નકુલ ઊઠયો તે ઘડી,
વૃક્ષપર ચઢવાની, હિમ્મત ન અગને,
સ્વારથની સાથે લાગ્યુ, વડ ભ્રાતકેરૂ વેણુ,
તેથી ઊઠી દુ ખે પાપે, ચઢયો તજી રગને;
આમળીપીપળી વેળા, ચઢયો પડયો લાખ વાર,
વખાણતા અરિ એને, ભારેભાર ભગને,
તેનાથી ચઢાય નવ, લાગ્યો અગેઅગ દવ,
પડે ભજે ઉમાધવ, કો ન કરે વ્યગને ૧૫૬
સહદેવે મા'ચો કઈ, ભીમ ભડે હાથ દીધો,
એવો ત્યા નકુલ ચઢયો, વૃક્ષ પર એકનો,
પૂર્વ દિશા ભણી જોયુ, ન ઝાડનુ નામ કઇ,
પછે પાણી હોય કયાથી, શ્રોતા સરવે કળો,
શોક થયો મન ભારી, દુ ખની વેળા સભારી,

---

૧૫૫ ચાર—ચાર પાડવો—ભીમ વગેરે કાયને—કાયનુ પત્ર લેઇ ખાય—(લીલુ હોવાથી) આ વાક્યથી પાડવોની અતિ તૃષા વ્યજિત કરી છે તથા હવે પછી થનારા પ્રથસ દર્ભતુ એ બીજ છે

૧૫૬ સલિલશોધ—પાણીની શોધ સ્વારથની ઇ૦—પોતાને પાણી પીવાનો સ્વાર્થ તો હતોજ, અને વળી તેમા વડ ભ્રાત(મોટા ભાઇ)નુ વેણુ લાગ્યુ જેરવો સાથે પાડવો બાળપણમા આમળીપીપળીની રમત રમતા હતા તેને ઉદ્દેશીને કહેછે આમળી ઇ૦ દવ—અગ્નિ ઉમાધવ—શકર વ્યગ અર્થાત્ મશ્કરી—ટીખળ

તૃષા જાશે કેમ મારી, ધર્મ કર્મ એ કળો;
પશ્ચિમમાં જોયું પછે, પોડે ઉંચે ચઢી કરી,
બગ જેવા નગ દીઠા, કવિ કે' પાછા વળો! ૧૫૭
પડે કાંઇ ધૂંધવા તે, ઉંચા છે અપાર કોશ,
મૌક્તિકના કણ જેવા, જોતામાં જણાય છે;
ચઢી કોણ લાવે તેને, ગજ શિરકેરાં મોતી,
મૌક્તિકથી તૃષા જાય, એવું કૈં ભણાય છે?
તોય કંઇ પડી આશ, આંખે જોયું પાણી જ્યારે,
ત્યારે પાસે હશે એમ, ચિત્તમાં ચણાય છે;
જોઇ તાકી તાકી પછે, ગયો થાકી નકુલ તે,
હશે મૃગજળ એ તો, વ્યર્થ જે ગણાય છે! ૧૫૮
આશા મૂકી એવી રીતે, પશ્ચિમ દિશાતણી તો,
પછે જોયું ઉત્તરમાં, નકુલે તેણી ઘડી;
જ્યાં ત્યાં લાગી રહ્યા દવ, બળતાં પ્રાણીના રવ,
સંભળાયે અન્ય નવ, આગ્ય શું આવે તડી;

---

૧૫૭ નકુળ શીરીતે ચઢયો તે વર્ણું છેઃ સહદેવે ઇ૦. ધર્મ કર્મ ઇ૦—એ કર્મ ધર્મ ( યુધિષ્ઠિરનું અથવા ધર્મરાજાનું ) છે એમ કળો— સમજો અથવા ધર્મના કર્મરૂપી કલહ છે. કવિ ઇ૦—વલ્લભ કહે છે કે ત્યારે તો હવે પાછા નીચે ઉતરી પડો!

૧૫૮ પશ્ચિમ દિશાએ પર્વત દેખાયા તેમાં શું પાણી નહિ હોય કે કવિ પાછા વળવાનું કહે છે? તે વિષે કહે છેઃ પડે ઇ૦. મૌક્તિક–મોતી. ( ઉંચેથી પથરામાં અફળાઇને નીચે પડતા હોવાથી ). ચઢી ઇ૦–એટલા ઉંચા પર્વત ઉપર ચઢીને હાથીના માથાનાં મોતીના જેવાં તે જળબિંદુને કોણ લાવે? અને લાવે તોપણ મોતીથી તરસ મટે એવું કાંઇ કહેવાય? અ-સંભવાલંકાર. મૃગજળ–ઝાંઝવાનું પાણી.

બળી મરશે બિચારા, હેઠે રહ્યા ભાઇ મારા,
દા'ડા જુઓ કેવા સારા ? પડતાં ઓછી પડી !
હેઠળથી પૂછે ઊભા, પાણી છે પાણી છે લુબ્ધા,
અરે દૈવ કેવા દુભ્યા, છત તેં નાખી છડી ! ! ૧૫૯
સ્વર થયા અતિ જાડા, ઉચ્ચાર જાયેછે આડા,
પડ્યા બિહામણા ખાડા, બોલે અતિ બળથી;
નકુલ તે સુણે નહિ, પાણી જુએ નહિ કઇ,
દવકેરૂં દુઃખ દૂણું, લાગ્યે વળ્યો વળથી;
ઉતરવા લાગ્યો વે'લો, એવે અનાયાસે ગઇ,
નજર દક્ષિણ ભણી, જોઇ રીઝયો જળથી;
ઊભો રહી જુએ જેવે, સરોવર દીઠું તેવે,
કારડવ હસ ઉડે, કરે કિલ કળથી. ૧૬૦

---

૧૫૯ દા'ડા ઈ૦—( વક્રોક્તિ ) અર્થાત્ નબળા દહાડા આવ્યા છે. ઓછી પડી-( આપદા ). મતલબ કે ઘણી આપદા પડી છે ! લુબ્ધા-લોભાઇને. છત ઇ૦—અર્થાત્ અમારો વૈભવ તેં નાશ કર્યો ! ! અથવા છત ( પાણીનું )—હોવાપણું તેં નાશ કર્યું !

૧૬૦ સ્વર ઇ૦—( તરસથી ગળું સકાઇ જવાને લીધે ). ઉચ્ચાર ઇ૦ —કંઇને ઠેકાણે કંઈ બોલાઇ જાય છે ( તરસની વેદનાથી ઇંદ્રિયો વિકળ થઈ ગઇ છે માટે ). પડ્યા ઇ૦—આંખો ઊંડી પેશી ગઇ છે. બોલે ઈ૦— ( અતિ નિર્બળ થઈ ગયા છે માટે ). નકુળ ઇ૦—( તેની પણ એજ સ્થિતિ હતી તેથી ). પાણી ઈ૦—કોઇ જગાએ પાણી દેખાતું નથી. દવ ઇ૦— ઉત્તર દિશામાં દીઠેલો દવ જોઇને રખેને તે આ તરફ ફરી વળીને આપણને બાળીને ભસ્મ કરી નાખે, એવી શકાથી દૂણું ( બમણું ) દુઃખ લાગ્યાથી વળ જોઇને ( ઉતરવાનો લાગ જોઈને ) વળ્યો ( નીચે ઉતરવા મંડયો ). અનાયાસે—વગર મેહેનતે—એની મેળે—દૈવયોગથી. જળથી—તે દિશામાં જળ જણાયું તેથી. કારડવ—એક જાતનું જળચર પક્ષી ( ઢેંક ? ) કિલ —'કિલ કિલ' એવો અવાજ. કળથી—અસ્પષ્ટ પણ મધુર ઉચ્ચારથી.

કહ્યું વે'લાં વે'લાં તેણે, સરોવર છે છે અહીં,
દક્ષિણ દિશામાં દીસે, દ્વિજ ઘણા ઉડતા;
શાંત થાઓ લાવું પાણી, દુઃખ ગયું લેજો જાણી,
બચ્યા બચ્યા પાંડુતન, ગોતથકી બૂડતા!
થયો આનંદ સહુને, ઉતર્યો નકુલ હેઠો,
અરે હરે પ્રભુ જુઓ, કાળકેરી કૂડતા;
દુઃખ પામેછે અપાર, ધર્મ ધારે ધ્યાન જે જે,
સુખ કે' પૃઠળ થાય, ખરૂં ખોટું ઝૂડતા!! ૧૬૧
નીચે આવી નકુલ કે', જોઇ ત્રણ દિશા મેં તો,
જળનવ જોયું કાંઇ, નિરાશ થયો અતિ;
ઉત્તરમાં આગ્ય લાગે, પ્રાચી ને પશ્ચિમ તેવી,
જળ વિના જોઇ દિશા, કુંઠિત થઈ મતિ;
દક્ષિણ દિશામાં એક, સરોવર દીસે પાસ,
આશ આવી ત્યારે મને, ગરની થઈ ગતિ·
આહા! સરોવર કેવું, દ્રુમ પરથી દેખાય,
પેખાય છે પાણી શુદ્ધ, જોઇને વાધે રતિ. ૧૬૨
ત્યારે યુધિષ્ઠિર બોલ્યા, તોલ વેણકેરા તોલ્યા,

---

૧૬૧ દ્વિજ—પક્ષી. કવિ કહે છેઃ અરે ઇ૦—અરે! હરે! પ્રભુ!—(ખેદવાચક ઉદ્દગાર). કાળકેરી કૂડતા (કૂડાપણું) જુઓ! કૂડાપણું વર્ણવે છેઃ દુઃખ ઇ૦—જે જે પુરૂષો ધર્મને ધ્યાનમાં ધારે છે તે તે પુરૂષો અપાર દુઃખ પામે છે અને (શાસ્ત્રકર્ત્તાઓ) કહે છે કે તેથી પૂઠળ (પછીથી) સુખ થાય છે. એવું તેઓ ખરૂં કે ખોટું ઝૂડતા!—એ ખરૂં હશે કે ખોટું તે તો કોણ જાણે!

૧૬૨ પ્રાચી—પૂર્વ. કુંઠિત—ગતિ વિનાની. દ્રુમ—ઝાડ. રતિ—પ્રીતિ

દુઃખમાં દક્ષિણ દિશા, દરશે જ્યારે ભલી;
જાણવું જે વિઘ્ન મોટું, પાસે આવ્યું ચાલી જાણ,
હાણુ થાય હંસકેરી, કથા એવી સાંભળી;
એનો પરિહાર વળી, એવો સાંભળ્યો છે અમે,
તજવી ત્યારે તે દિશા, સુખની આશે મળી;
માટે પાણી પીવું નથી, જુઓ ચઢી અન્ય દિશ,
વીરાવસા દુઃખ થશે, ગતિ જાય ના કળી !!　　　૧૬૩

ભીમ ભડ કહે ભાઇ, પાણી લાવી પીઓ સહુ,
બહુ થયું કહ્યું હવે, દુઃખની સીમા લહી;
પિંડને ન મળે પાણી, બંધ થવા આવી વાણી,
નીકળી જશે આ પ્રાણી, સાચી વાત મેં કહી;
અર્જુન કે' અવસાન-વેળા આવે જેણી વાર,
તેણી વાર તજવા જે, ધર્મના નિશ્ચે સંહી;
એવું શાસ્ત્ર પુરાણમાં, અમે સુણ્યું ઠેરઠેર,
કેર કરવાની વાત, તમે તો કહો નહિ.　　　૧૬૪

---

૧૬૩ યુધિષ્ઠિર શાકુનશાસ્ત્ર ઉપરથી અનુમાન કરે છેઃ દુઃખમાં ૪૦—જ્યારે દુઃખના સમયમાં દક્ષિણ દિશા ભલી ( સુખકર ) દેખાય ત્યારે એમ જાણવું કે કોઇક મોટું વિઘ્ન ચાલીને પાસે આવ્યું છે ! શું વિઘ્ન તે કહે છેઃ હાણુ ૪૦. હંસ—પ્રાણ. સાંભળી—( શાકુનશાસ્ત્રીઓના મુખથી ). પરિહાર—ત્યાગ ( વિઘ્નનો ). એ વિઘ્ન તજવાનો ઉપાય. તજવી ૪૦—ત્યારે સુખની આશે મળીને ( સુખની આશા રાખીને ) તે દિશા તજવી ( તે દિશાએથી મળતું સુખ લેવું નહિ ). દુઃખ થશે—( દક્ષિણ દિશાએ જવાથી ). ગતિ—( દૈવની ).

૧૬૪ પ્રાણી—પ્રાણ. અવસાનવેળા—આખરનો વખત. કેર ૪૦—ધર્મને અર્જુન કહે છે કે તમે આ કેર કરવાની વાત હવે કહેશો નહિ !

બેસો લઇ આવું પાણી, એવું બોલ્યો જ્યારે જાણી,
રાય વધા ત્યારે વાણો, ઊઠય સહદેવ તું;
ભાથાકેરા ચર્મમાંહી, ભરી લાવ્ય પાણી જઇ,
થાય સહુ પીને રાજી, લહું ભારે ભેવ હું;
આગન્યા ચઢાવી શીશ, ન જાણ્યું ભુડું ભવિષ,
ચાલ્યો જળ લેવા જેવે, કહું કરે દેવ શું;
થાયે અપશુકન ને, મુઝાય અતિશે મન,
તૃષાતુર સૂઝે નહિ, ભૂલ્યા શાસ્ત્ર સેવ છું. ૧૬૫

## સહદેવગમન.

સમજે છે સહદેવ, થાય અપશુકન આ,
લોક કહે ભવિષ્યની, વાતના બે જાણતા;
પણ પૂછે કોઇ ત્યારે, કહી તો શકાય જાણ,
પૂછ્યા વિના ભાખે ત્યારે, દુઃખ થાય આણતા;
આડ એવી પાંડ જેવી, પછે કહો કેમ કરે,

---

ખરેખરૂં સંકટ માથે આવે છે ત્યારે ધીર પુરૂષો પણ ધર્મની વાણીની અવજ્ઞા કરે છે, એ વ્યંજના છે.

૧૬૫ યુધિષ્ઠિરે જાણ્યું કે આપણું હવે કોઇ માનનાર નથી, તેથી તે શાકુનશાસ્ત્રને જાણનાર સહદેવને પ્રથમ પાણી લેવા મોકલેછેઃ રાય ઠા૦. ચર્મ—ચામડાની ખોખ. ( ભાથો ચામડાની ખોખ જેવો હોયછે ). લહું ઇ૦—હું આ અપશુકનનો જે ભારે ભેવ ( મર્મ ) છે તેને લહું—જાણું તેઃ ખરો. કહું ઇ૦—કવિ કહેછે કે દેવ ( દૈવ–પ્રભુ ) હવે શું કરેછે તે કહુંછું. તૃષાતુર ઇ૦—પણ તૃષાતુર હોવાથી તે અપશુકન સૂઝતા નથી. સહદેવ મનમાં વિચારે છે કે, અમો શાસ્ત્રની સેવા ભૂલ્યાછુ ( તરસથી વ્યાકુળ થવાને લીધે ).

જાણે છે અનિષ્ટ પણ, શોચ નથી આણતા;
ચાલ્યા જાય સહદેવ, શિર બેઠા કાક કાઢી,
ફરકે છે ચક્ષ તેને, વાર વાર તાણતા. ૧૬૬
લખલખે પગ અને, સરોવર આવે નહિ,
જાણે જાય આઘું ચાલી, દુઃખ દેવા શૂરને;
જોયી હતો જાણી ગયો, જાણે મોતકેરે મુખ,
દુઃખ તેને થાય કેવું, પામું નહિ પૂરને !!
કંપે જેમ તરૂપત્ર, તેમ અરૂપર કંપે,
ચંપે ચિત્ત ઝંપે વળી, ઠામ લખી દૂરને;
લાગે ઠેસ પોંચે પેશ, છૂટે કેશ તૂટે વેશ,
લવલેશ નહિ શેષ, કૃત્ય કાળ ક્રૂરને. ૧૬૭
મરતાંની આગમચ, પુણ્યશાળી પ્રાણીને તો,
થાયછે કાંઇક સુખ, કોઇને અપાર તો;
તેમ થયું સર અને, આવી ઠંડી લેર તેથી,
સુખી થયો સહદેવ, દુઃખથી તે વારતો;

---

૧૬૬ બે—સહદેવ અને નકુલ. પણ ઇ૦—તેમને એવો પ્રતિબંધ હતો કે કોઇ પૂછે ત્યારે તે કહી શકાય; પૂછયા વિના કહે તો મોટું સંકટ આવે. આઉ—અડચણ. શિર ઇ૦—માથે કાગડા આવીને બેસે તેને ઉરાડીને. (માથે કાગડા બેસવા એ મત્યુસૂચક અરિષ્ટ છે.) તાણતા—(સ્થિર કરીને જોવાને).

૧૬૭ બીજાં અનિષ્ટ સૂચવે છેઃ લખલખે ઇ૦. લખલખે—કંપે છે. પામું ઇ૦—તે દુઃખના પૂરને પામું (જાણું) નહિ. અર્થાત્ તે અગાધ દુઃખ હતુ. તરૂપત્ર—ઝાડનું પાંદડું. ચંપે ઇ૦—ચિત્ત દબાઇ જાય ત્યારે તે ઝંપે (શાંત થાય). લવલેશ ઇ૦—ક્રૂર કાળને કોઇ પણ કૃત્ય લવલેશ (લગાર) પણ શેષ રાખવું નથી.

દૂરથી જણાય પાણી, ખાપો ઢાળી મૂકી જાણે,
લે'રિયા લે'કાય તેથી, દીસે નવી નાર તો;
જળચર નીકળે છે, જાય છે પાછાં તે તળે,
જાણે શ્યામ લેતી નારી, એની દર્શે બા'ર તો. ૧૬૮
પાળ તેની પૂર્ણ હતી, માણક મુક્તાથી જડી,
હંસકેરે કાજ એવી, કરી રાખી સોઇ તો;
કારંડવ કોયલ ને, મુનિ જેવા બગલા ત્યાં,
દીઠા ત્યારે માનસર–કેરી શંકા ખોઇ તો;
પાળે ઉગી રહી ઝૂકી, વનસ્પતિ સર્વ જાત,
અઢારભારની ખ્યાત, જાત જાત જોઇ તો;
વિસર્યા સો'દેવ પછે, જોષથી ભવિષ્ય જોવાં,
વે'લા વે'લા આવ્યા ચાલી, રિદ્ધિ જેની રોઇ તો. ૧૬૯

---

૧૬૮ સહદેવ સરોવરની પાસે આવે છે તેથી તેનું કેટલુંક દુઃખ ઓછું થાય છે તે અર્થાંતરન્યાસથી વર્ણ્યું છે ભરતાની ઇ૦. સર—તળાવ. દુ ખથી ઇ૦—દુ ખથી તે ( પોતાને ) વારતો અર્થાત્ દુઃખ દૂર થયું. સરોવરને સ્ત્રીરૂપે વર્ણ્યું છે. લે'રિયા ઇ૦—લહેરિયાં—લહેરો ( સરોવર પક્ષે ), અને લહેરિયું નામે સ્ત્રીઓને પેહેરવાનું વસ્ત્ર નવી—નવોઢા અથવા નવીન યૌવના. બા'ર—બાહાર—શોભા.

૧૬૯ હંસકેરે ઇ૦— ( કેમકે હંસ મોતી ખાયછે ) માનસરકેરી ઇ૦— આ માનસસરોવર હશે કે નહિ એની શંકા ખોઈ અને નિશ્ચય કર્યો કે આ માનસસરોવરજ છે. અથવા બગલા વગેરે સાધારણ પ્રાણીઓને જ્યારે જોયા ત્યારેજ સહદેવને સમજાયું કે આ માનસસરોવર નથી; નહિ તો તેને પ્રથમ માનસસરોવરની ભ્રાંતિ થઇ હતી. **સંદેહ** અને ભ્રાંતિ અલંકાર. રિદ્ધિ ઇ૦—અર્થાત્ જેની સંપત્તિ નાશ પામી **હતી.** ( મૃત્યુ પાસે આવવાથી )

ઘણા ફરે મૃગ ત્યાંહી, કોઇથકી ડરે નહિ,
ચારને તો ચરે નહિ, ખાય ફળફૂલને;
સહદેવ પાસે આવે, ગેલ કરે ઘે'લાં થઇ,
એવે જોયો મૃગ પેલો, સાં'ચું ઝટ શૂલને;
વળી મનમાં વિચાર્યું, પી લઉં હું પાણી પે'લું,
પછી એને હણી કરી, ટાળું દુ:ખમૂળને;
નજરે પડ્યો ન મૂકું, ચૂકું નવ ચોટ હવાં,
તાતો માતો થઇ જાઉં, ઘોઇ નાખું ધૂળને. ૧૭૦

## પાનીયપાન.

જોઇ મૂક્યો મૃગ જેને–કાજે દુ:ખી થયા ઘણા,
જળ પીને મારવાનું, નક્કી કરી મનમાં;
તટ હતું દૂર તેથી, ધનુબાણ જોયાં ધારી,
સારી શોધ કરી રાખ્યું, શર શુભ દનમાં;
તૃષા ક્ષુધા નીચ ઘણી, વીસરાવે ધર્મમણિ,
કર્મતણી કૂડી ગતિ, થાય લાગ્યે તનમાં;
એ જગતપ્રવૃત્ત ન્યાય, સહદેવે તે સ્વીકાર્યો,
ધ્યાન મધ્યે ધાર્યો દઢ, હોમાયો હવનમાં ! ૧૭૧

---

૧૭૦ સરોવરની આસપાસની ભૂમિની ફળદ્રૂપતા વર્ણું છે: ચારને ઈ૦. ઘોઇ ઈ૦—મારા શરીર પર જે રસ્તે રખડવાથી પરસેવો થઈ ધૂળ ચોટી છે તે ઘોઇ નાખું અથવા અરણીવાળા હરણને મારીને તેની ધૂળ ખંખેરી નાખું !

૧૭૧ પાનીયપાન—પાણી પીવું. જોઈ મૂક્યો—જોઇને મૂકી દીધો. દનમાં—દિનમાં-સારા દિવસમાં. અર્થાત સહદેવ જોષી હતો માટે દિવસના

ચક્રવાક મારે હાક, હંસ રમે તટ સાથ,
કૃષ્ણાનાથ કરવા ત્યાં, ગયો જળપાનને;
જળકેરી સોઇ જોઇ, દુઃખની ઘડીને ખોઇ,
કોઇને તો કોઇ મળી, આવે શુદ્ધ સાનને;
એવું થયું આજ મારે, જળ મળ્યું જોવા જેવું,
દુઃખ દિન ખોવા જેવું, પામ્યો ભૂલ્યા ભાનને;
એમ આનંદને પામી, ગોવિંદને સ્મરી ઘણા,
પીવા લાગ્યો પાણી એવે, કટુ લાગ્યું કાનને. ૧૭૨

## યક્ષવચન.

પીશ નહિ પીશ અલ્યા, પાણી હ્યાંનું પીશ નહિ,
આ તડાગ છે અમારૂં, પાણી દઉં ક્યાહ રે;

---

સારા યોગમાં બાણને શોધીને રાખ્યું ! ધર્મમણિ—ધર્મરૂપી મણિને. લાગે (ક્ષુધા તૃષા) લાગવાથી. એ ઇ૦—ભૂખ તરસ ધર્મને વીસરાવે છે અને તેથી કર્મની કૂડી ગતિ થાયછે, એવો જગતમાં પ્રવૃત્ત થયેલો ન્યાય સહદેવે સ્વીકાર્યો—અર્થાત તરસ ભાગવાના લોભથી ધર્મને વીસારી દીધો. ધ્યાન ઇ૦—એ ધર્મને મનમાં દઢ ધાર્યો અને પછી મત્યુરૂપ હવનમાં હોમાયો. મત્યુ તો પાણી પીધા પછી થવાનું છે, તેમ છતાં કવિએ પાણી પીધા પેહેલાંજ મત્યુ થયેલું વર્ણવ્યું છે માટે અત્યંતાતિશયોક્તિ અલંકાર.

૧૭૨. કૃષ્ણાનાથ—દ્રૌપદીનો પતિ સહદેવ. આગળ ઉપર કવિ પાંડવોના મરણ નિમિત્ત દ્રૌપદીનો શોક વર્ણવવાનો છે માટે અહીં બીજભૂત કૃષ્ણા શબ્દ મૂકયો છે. કોઇને ઇ૦—સહદેવ પાણીને જોઇને વિચારે છે કે શુધ્ધ સાનને (શુદ્ધસાન—સમજણવાળાને) "કોઇને કોઈ પણ મળી આવે છે" એ કહેવત પ્રમાણે મને આ તળાવ મળ્યું. લોકોક્તિ. પામ્યો ઇ૦—ભૂલી ગયેલા ભાનને ફરીને પામ્યો કટુ ઇ૦—એવામાં કાનને કડવું લાગ્યું—કાને અણગમતાં વચન સંભળાયાં.

ઘણા ફરે મૃગ ત્યાંહી, કોઇથકી ડરે નહિ,
ચારને તો ચરે નહિ, ખાય ફળફૂલને;
સહદેવ પાસે આવે, ગેલ કરે ઘેલાં થઇ,
એવે જોયો મૃગ પેલો, સાંચું ઝટ શૂલને;
વળી મનમાં વિચાર્યું, પી લઉં હું પાણી પેલું,
પછી એને હણી કરી, ટાળું દુઃખમૂળને;
નજરે પડયો ન મૂકું, ચૂકું નવ ચોટ હવાં,
તાતો માતો થઇ જાઉં, ધોઇ નાખું ધૂળને. ૧૭૦

## પાનીયપાન.

જોઇ મૂકયો મૃગ જેને-કાજે દુઃખી થયા ઘણા,
જળ પીને મારવાનું, નકકી કરી મનમાં;
તટ હતુ દૂર તેથી, ધનુબાણ જોયાં ધારી,
સારી શોધ કરી રાખ્યું, શર શુભ દનમાં;
તૃષા ક્ષુધા નીચ ઘણી, વીસરાવે ધર્મમણિ,
કર્મતણી કૂડી ગતિ, થાય લાગ્યે તનમાં;
એ જગતપ્રવૃત્ત ન્યાય, સહદેવે તે સ્વીકાર્યો,
ધ્યાન મધ્યે ધાર્યો દઢ, હોમાયો હવનમાં ! ૧૭૧

---

૧૭૦ સરોવરની આસપાસની ભૂમિની ફળદ્રૂપતા વર્ણે છેઃ ચારને ઈ૦. ધોઇ ઈ૦—મારા શરીર પર જે રસ્તે રખડાવાથી પરસેવો થઈ ધૂળ ચોટી છે તે ધોઇ નાખું અથવા અરણીવાળા હરણને મારીને તેની ધૂળ ખખેરી નાખું !

૧૭૧ પાનીયપાન—પાણી પીવું. જોઈ મૂકયો—જોઇને મૂકી દીધો. દનમા—દિનમાં-સારા દિવસમાં. અર્થાત સહદેવ જોષી હતો માટે દિવસના

ચક્રવાક મારે હાક, હંસ રમે તટ સાથ,
કૃષ્ણાનાથ કરવા ત્યાં, ગયો જળપાનને;
જળકેરી સોઇ જોઇ, દુઃખની ઘડીને ખોઇ,
કોઇને તો કોઇ મળી, આવે શુદ્ધ સાનને;
એવું થયું આજ મારે, જળ મળ્યું જોવા જેવું,
દુઃખ દિન ખોવા જેવું, પામ્યો ભૂલ્યા ભાનને;
એમ આનંદને પામી, ગોવિંદને સ્મરી ઘણા,
પીવા લાગ્યો પાણી એવે, કટુ લાગ્યું કાનને. ૧૭૨

## યક્ષવચન.

પીશ નહિ પીશ અલ્યા, પાણી હ્યાંનું પીશ નહિ,
આ તડાગ છે અમારૂં, પાણી દઉં ક્યાહ રે;

---

સારા યોગમાં બાણુને શોધીને રાખ્યું ! ધર્મમણિ—ધર્મરૂપી મણિને. લાગ્યે (ક્ષુધા તૃષા) લાગવાથી. એ ઇ૦—ભૂખ તરસ ધર્મને વીસરાવે છે અને તેથી કર્મની કૂડી ગતિ થાયછે, એવો જગતમાં પ્રવૃત્ત થયેલો ન્યાય સહદેવે સ્વીકાર્યો—અર્થાત તરસ ભાગવાના લોભથી ધર્મને વીસારી દીધો. ધ્યાન ઇ૦—એ ધર્મને મનમાં દૃઢ ધાર્યો અને પછી મત્યુરૂપ હવનમાં હોમાયો. મત્યુ તો પાણી પીધા પછી થવાનું છે, તેમ છતાં કવિએ પાણી પીધા પેહેલાંજ મત્યુ થયેલું વર્ણવ્યું છે માટે અત્યંતાતિશયોક્તિ અલંકાર.

૧૭૨. કૃષ્ણાનાથ—દ્રૌપદીનો પતિ સહદેવ. આગળ ઉપર કવિ પાંડવોના મરણ નિમિત્ત દ્રૌપદીનો શોક વર્ણવવાનો છે માટે અહીં બીજભૂત કૃષ્ણા શબ્દ મુકયો છે. કોઇને ઈ૦—સહદેવ પાણીને જોઇને વિચારે છે કે શુધ્ધ સાનને (શુદ્ધસાન—સમજણવાળાને) "કોઇને કોઈ પણ મળી આવે છે" એ કહેવત પ્રમાણે મને આ તળાવ મળ્યું. લોકોક્તિ. પામ્યો ઇ૦—ભૂલી ગયેલા ભાનને ફરીને પામ્યો. કટુ ઇ૦—એવામાં કાનને કડવું લાગ્યું—કાને અણુગમતાં વચન સંભળાયાં.

આપે મારા પ્રશ્નતણા, ઉત્તર જે પેરવીથી,
પીએ પાણી તેહ હ્યાંનું, કહ્યું કરે જ્યાહરે;
અમારૂં ન માને કદી, મારી નાખું મર્ણ વિના,
સગાં રે'શે રડી તારાં, વિમાશીશ ત્યાહરે;
પાણી દેખ્યું સારૂં પણ, પરભાર્યું જાણ્યું નહિ।
પીવા આવ્યા લેવા આવ્યા, શા છે અર્થી વાહ રે ।। ૧૭૩
સહદેવ દંગ થઇ, જંગ કરવાને ઊભો,
ભંગ કરૂં ભુંડા તારો, મને નથી જાણતો ।
યક્ષ કહે જાણું અલ્યા, પક્ષ તારે મોટ હશે,
લક્ષ હશે રક્ષવાળ, ભય નથી આણતો;
સહદેવ કહે શેણે, ધણીઆપું કરી ધાય,
અરણ્યમાં છે તડાગ, નથી ખોદી ખાણ તો;
ધર્મયક્ષ ધીરજથી, કહે મારૂં પોતિકું છે,
પાણી પીતાં થશે મર્ણ, તદા તાણ્યું બાણ તો. ૧૭૪

## સહદેવમરણ.

માર્યાં દશ વીશ બાણ, થઇ નહિ કોની હાણ,
તલપેછે પ્રાણ અતિ, પાણી વિના શૂરના;

---

૧૭૩ શાં કડવાં વચન સંભળાયાં તે કહેછેઃ પીશ ઇ૦—ઉપરા ઉપરના 'દીવાની પેઠે 'નહિ' અવ્યયનો બન્ને તરફ અન્વય કરવો. હ્યાંનું—અહિંઆનું તડાગ—તળાવ. મર્ણવિના—વગર મોતે. અથવા ખેરેખરૂં. મરણ કર્યા વિના મારી નાખું—મૂર્છિત કરૂં. અર્થી—ગરજુ.

૧૭૪ દંગ—આશ્ચર્યભરિત. જંગ—લડાઇ. ધણીઆપું—ધણીપણું. નથી ઇ૦—તેં તો ખાણ નથી ખોદી ! ધર્મયક્ષ—યક્ષનું રૂપ ધરેલું એવો ધર્મ. તાણ્યું—( સહદેવે ).

પછે કરી નિર્ણયને, સાચું ખરું કરમાંય,
ફરવે ઉઘાડું કરી, પઠા ખેલી પૂરના;
બીજા કરે લેઇ જળ, પીધું રક્ષો અંગ સર્વ,
ભય નવ દીઠો તવ, તજ્યા સંશે દૂરના;
પીધું પાણી પોશ ભરી, ભરી લીધુ હાથે કરી,
ઊતર્યો ન ઊંડો તેહ, બોલ સુણી ક્રૂરના. ૧૭૫
જ્યાં સારા કિનારા પર, પૈ સુત આવ્યો વર,
કે નિમિત્ત વિના કર, સાહી લીધો કાળ રે;
કે'વાય છે દુનિયામાં, કાળ ઘણો ક્રૂર પણ,
નિમિત્ત વિના ન મારે, ફોગટ તો ફાળ રે;
માથું દુખ્યું આવ્યો તાવ, સાવ રહ્યું ખાવાનું તો,
ભાવ હતો એવું જમ્યો, તેણે તૂટયો તાળ રે;
ઠોકર વાગી ને મુઓ, વાઘ વરૂએ વિડાર્યો,
માર્યો એમ મારે વળી, સંસાર સંભાળ રે. ૧૭૬
,એમાંનું ન કાંઇ કર્યું, નિમિત્ત આગે ન ધર્યું,
હર્યું શૂરકેરું નૂર, પાડિયો પલકમાં;
પાણી ઢળી ગયુ અને, રહ્યું હર્ણું મારવુ તો,

---

૧૭૫ રક્ષી—રખેને મને પાણી પીતો જોઇને પાછળથી બાણ મારીને હણે, એવા વિચારથી પોતાનું રક્ષણ કરીને. સંશે-સંશય દૂરના-લાંબા લાંબા તર્ક કરવાથી ઉપજેલા. પોશ-( સં. 'પ્રસૃતિ' ઉપરથી ). ઊંડો—( જળમાં ) ક્રૂરના-ક્રૂર યક્ષના.

૧૭૬ નિમિત્ત ઇ૦—કાંઇ પણ બાહાના વગર તે ફોગટ ( અમરતોજ ) ફાળ મારતો નથી. તે નિમિત્ત કહેછેઃ માથું ઇ૦. સાવ-સમૂળગુ. માર્યો ઇ૦—તેને માર મારીને મારી નાખ્યો, એમ કહેવાયછે. આખા સંસારને સભાળી જો, બધે એનું ને એવુંજ જણાશે.

ડારવું રહ્યું રે મુખ, ઝાઝેરી ઝલકમાં;
મારતા જે યક્ષને તે, ભક્ષ થઇ તેના પડયા,
ધર્મ કર્મ ધારતા આ, ખોયું છે ખલકમાં;
જેહ અંગે અવનવા, તેલને ફૂલેલ લાગ્યાં,
આવે દોડી દાસ દાસી, હાં કેશ હલકમાં. ૧૭૭
પડયા પૃથ્વીમાંહી તેહ, નથી કોઇ જન પાસે,
માત ભ્રાત સુત દારા, નથી નથી કોઇ રે;
આગળીથી નખ ઘણા, જેમ વેગળા અપાર,
તેમ કરે વડોઓ તો, સામે માની સોઇ રે।
પડયા અગને તપાવે, વર્મથકી ચર્મ બાળે,
ધર્મ કર્મ ધ્યાને ધરો, આચરજો જોઇ રે;
વજ્રનું હૃદય કરી, ભરીએ આગળ પગ,
રડે રગે રગ પણ, હોનારૂ તે હોઇ રે।। ૧૭૮

---

૧૬૭ ડારવુ—( યક્ષને ). જેહ ઇ૦—આ છેલ્લી બે લીટીનો સબંધ ૧૭૮ મા છંદ સાથે છે

૧૭૮ આગળીથી ઇ૦—"આગળીથી નખ વેગળા તેટલા વેગળા" એ કહેવત પ્રમાણે સહદેવનો વડોઓ સૂર્ય ( અશ્વિનીકુમારનો બાપ હોવાથી ) તેની સામેમાથી સોઇ કરે છે। અર્થાત્ તાપ પણ અતિશય પડે છે લૌકિક બાપ પણ પોતાના પ્રત્યક્ષ દીકરા કરતા દીકરાના દીકરાપર ઓછો ભાવ રાખે છે, તેમ સૂર્ય પણ પોતાના પ્રત્યક્ષ પુત્ર કર્ણાદિક કરતા તે કર્ણાદિકના શત્રુ પાડવો ઉપર ઓછો પ્રેમ રાખે એ સ્પષ્ટજ છે વર્મથકી ઇ૦—કવચને તપાવીને તેવડે શરીરની ચામડીને બાળે છે. કવિ કહે છે હે ભાઇઓ। ધર્મ આચરવાને આવેલા આ સહદેવની ગતિ જોઇને હવે તમે ધર્મ કર્મ આચરો તો જોઇ તપાસીને આચરજો। વજ્રનુ ઇ૦—સહદેવનુ મરણ કહેવા પછી બીજા ત્રણ પાંડવોનુ મરણુ કહેવાનુ છે, તે કહેવું બહુ દુઃખદ છે, તથાપિ વજ્રનુ હૃદય કરીને હવે અમે આગળ

## સહદેવશોચ.

યુધિષ્ઠિર કહે ભાઇ, નવ સહદેવ આવ્યો,
લાવ્યો નવ પાણી અને, વાર તો ઘણી થઇ;
નકુલ કે' હશે દૂર, ઊંચેથી જણાય કને,
આવશે અધુના એહ, જળ જાળવી લઇ;
બોલાય ન મુજથકી, પણ પૂછું પ્રશ્ન એક,
ઉત્તર દેજો દયાળ, જુગતી જાણી જઇ;
યુધિષ્ઠિર કહે વારૂ, પવિત્ર મનેથી પૂછો,
કાળક્ષેપ થાય અને, ભ્રાત તો આવે સહી. ૧૭૯
તૃષાતુર તેણે કરી, ક્રોધ આણી મન મધ્ય,
યુધિષ્ઠિરને નકુલે, પૂછિયું તેણી ઘડી;
ધર્મ તથા અર્થકેરો, લોપ કદા થતો નથી,
આપણા કુળની માંય, વાત નથી એ વડી;
જાણે કે અજાણે આવે, ભૂતમાણી કાર્ય માટ,
વાટે ઘાટે ફરી તેની, ટાળીએ પીડા પડી;
મર્ણે થાય તે સ્વીકારી, નકાર ન કહ્યો કોને,

---

ડગલું ભરીએ છીએ; અમારી રગેરગ રડે છે, પણ શું કરીએ? જે થવાનું છે, તે થશેજ!

૧૭૯ સહદેવશોચ—સહદેવ સંબંધી શોચના. યુધિષ્ઠિર ઇ૦—ચિંતા નામે ભાવવર્ણના. કાળક્ષેપ ઇ૦—સહદેવની વાટ જોતા બેઠેલા પાંડવોનો સમય કેમ વીતતો હતો તે બતાવવાને તથા સંકટમાં પડેલા મનુષ્યો ધર્મના વચનની કેવી અવગણના કરેછે તે બતાવવાને હવે પછી ત્રણ છંદથી આ પ્રસંગ વર્ણ્યો છે.

તોય કેમ બ્રહ્મકર્મ, લોપની દશા અડી ? ૧૮૦
યુધિષ્ઠિર કહે તદા, થાય આપત્તિ જો પ્રાપ્ત,
મર્યાદા નિમિત્ત નવ, કારણ ગણે કંઇ;
માત્ર પુણ્ય પાપકેરા, કર્મફળનો વિભાગ,
દૈવ કરે ડરે નહિ, પ્રાપ્તિ એથી છે સહી;
ભીમ કહે ભલું નહિ, આપનું કે'વું મનાય,
સુયોધને સતી તેડી, સ્વનારી રૂપે કહી;
પ્રાતિકામી કૃષ્ણા લાવ્યો, સુયોધનના કે'વાથી,
માર્યા નવ બેય મેં તો, આ ઘડી એણે લહી ! ૧૮૧

---

૧૮૦ તૃષાતુર—( નકુલ ). ભૂત પ્રાણી—હરકોઈ મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ, વગેરે તોય ઇ૦—એટલી એટલી રીતે ધર્મ સાચવીએ છીએ તથાપિ બ્રહ્મકર્મનો લોપ થવાની દશા કેમ આવી પડી ? અરણીકાષ્ઠ હાથમાં ન આવવાથી બ્રાહ્મણનું અગ્નિહોત્રકર્મ અટકશે, તેથી કર્મનો લોપ થશે, એ દશા શામાટે આવી ? શામાટે અરણીકાષ્ઠ હાથમા ન આવ્યુ ? આ છંદમાં ધ્વનિ એ છે કે યુધિષ્ઠિરે ધર્મ સાચવવાને માટે મૃગને ન મારતાં અરણી કાઢી લેવાની આજ્ઞા કરી તથા એવીજ રીતે બીજી જગોએ પણ ધર્મ સાચવવાને કષ્ટ સહેવાનું કબૂલ કર્યું, માટેજ અમારી આજ પાણી વગર પ્રાણ જવાની દશા આવીછે—તમેજ અમને દુઃખ દેનારા છો.

૧૮૧ આપણને આવી આપત્તિ કેમ પ્રાપ્ત થઇ ? એવો નકુલનો પૂછવાનો આશય છે એમ સમજીને તે વિષે યુધિષ્ઠિર ટુંકામાં—ગંભીર અને શાસ્ત્રોએ પ્રમાણ કરેલો ઉત્તર આપે છે: યુધિષ્ઠિર ઇ૦—યુધિષ્ઠિર કહે છે કે જો આપત્તિ પ્રાપ્ત થાય તો તે પ્રાપ્ત થવાનું કાંઇ મર્યાદા રૂપ કારણ નથી કે નિમિત્ત રૂપ કારણ પણ નથી. અર્થાત્ પડેલી આપત્તિ આટલે સુધીજ પડવી જોઇએ એવો કાંઇ ઠરાવ કરી મૂકેલો નથી; તેમ અમુક નિમિત્તને લીધેજ અમુક આપત્તિ આવી પડી એમ પણ કંઈ નિશ્ચય નથી. ત્યારે શું કારણ છે ? માત્ર ઇ૦—માત્ર પૂર્વે કરેલા પુણ્ય કે પાપના કર્મ ફળનો વિભાગ દૈવ કરેછે—પુણ્ય

પાર્થ કહે પાણી ગયું, કર્ણે જ્યારે કથ્યાં વેણ,
તીવ્ર અતિ હતાં તે તો, અંગ હાડ ભેદકાં;
રહ્યો હું તે સાંભળીને, નીચેથી ઉંચું ન જોયું,
કારણ એ કષ્ટકેરાં, સુખમૂળ છેદકાં;
નકુલ કે' જાણ્યું અમે, જાણ્યું જગપતિ સર્વે,
શકુનિને પૂછ્યું નહિ, અલ્યા તારૂં મેદ ક્યાં ?
ધૂતશાળામાંહી ભાળ્યા, પાસા આશાવાળા એના,
હણ્યો નહિ એજ કષ્ટ, ખોટું કહે વેદ કાં? ૧૮૨

---

કર્મને લીધે દૈવ ( પ્રારબ્ધ ) સુખ રૂપ થાયછે અને પાપ કર્મને લીધે દૈવ દુઃખ રૂપ થાયછે. એવો પુણ્ય પાપનો સુખદુઃખાત્મક વિભાગ કરવામાં દૈવને કોઇનો ડર લાગતો નથી. આ છેલ્લા વાક્યથી નકુલને એમ સૂચવ્યું કે ગમે તો તું ક્રોધી થા કે ન થા, પણ ધર્મનું ફળ સુખ અને અધર્મનું ફળ દુઃખ એ તો નિશ્ચય છેજ; તાત્કાલિક દુઃખનો પ્રતીકાર તે સહન કરવાવડે ન કરતાં અધર્મ કરીને તું કરીશ તો પરભવના દુઃખથી તું બચવાનો નથી. ભીમને પણ ક્રોધના આવેશમાં ધર્મનું આ વચન ન રૂચવાથી તે બોલી ઊઠ્યો: ભીમ કહે ઇ૦. સુયોધને—દુર્યોધને. સતી—દ્રૌપદી. પ્રાતિકામી—દુર્યોધનનો દૂત જે દ્રૌપદીને સભામા લાવ્યો હતો તે.

૧૮૨ અર્જુન પણ ભીમ અને નકુલના મતમાં મળી જાય છે: પાર્થ ઈ૦. પાણી ગયું—શૂરત્વ નાશ પામ્યું ! કારણ—યુધિષ્ઠિરના કહેવા પ્રમાણે ધર્મરક્ષણ કર્યું તે. નકુલ દૈવનો અર્થ પરમેશ્વર માનીને યુધિષ્ઠિરના ઉત્તરનો પ્રત્યુત્તર આપેછેઃ નકુલ કહેછે કે જગપતિએ સર્વ જાણ્યું તે અમે નાણ્યું—અનુભવ્યું ! અર્થાત્ ધર્મે ચાલનારને તે કેવું સુખ આપે છે તે અમે અનુભવ્યું છે ! ( વક્રોક્તિ ). અમે શકુનિને પાસા રમતી વખતે એમ ન પૂછ્યું કે, અલ્યા શકુનિ ! તારૂં મેદ ( ચરબી ) ક્યાં છે? એજ અમારી ભૂલ છે ! ખોટું ઇ૦— આ વાત ખોટી છે એમ વેદ પણ કાં ( શામાટે ) કહે ! અર્થાત્ હું કહું છું તે પ્રમાણ છે, અને યુધિષ્ઠિર સરળ મનના ભોળા તથા સમજણ વગરના છો એ ધ્વનિ. ધૂતશાળા—પાસા રમવાની જગા.

## નકુલગમન.

એમ ત્રણ તપી જઇ, ધર્મથી વિરૂદ્ધ બોલ્યા,
ધર્મસૂનુ વધ્યા ત્યારે, ભાઇ તો આવ્યો નહિ !
દુ ખમાંહી દુ ખ વળી, અવનવુ આજ જાગ્યું,
વાર કેમ લાગી એને, કોઇ જુઓને જઇ;
દશા સહુની નરખી, પરખી પૃથ્વીશ કહે,
નકુલ તુ જો ને જઇ, રહ્યા તે એવું કહી;
તરી ઉતર્યા જો હોયે, તરીલા તાણીને ભને,
તોય મરવુ ન રૂચે, વૈતરૂં મરે વહી                ૧૮૩
આ તો આશા ભર્યો હુતો, તેને રૂચે કેમ જવું,
તોય ગયો ધર્મકાજ, જાણતો અજાણતો;
સહદેવકેરી જેવી, શુકનાદિ મધ્ય દશા,
તેવી તેની થઇ ત્યાંહી, (તોય)નથી ખોટું જાણતો;
જ્યા ત્યા કરી ગયો ચાલી, શીતળ સનીર ભાળી,
તટ પાસ આવી પો'ચ્યો, વચન પ્રમાણતો;
જોયો એવે તેણે મૃગ, આર્ણી સહ કાષ્ઠવાળો,

---

૧૮૩ ધર્મ ત્રણેને ક્રોધી થયેલા જોઇને પ્રસગ બદલવાને કહે છે ભાઈ ઇ૦—હજી આપણો ભાઇ સહદેવ તો આવ્યો નહિ। "તમે બધા ધર્મની અવજ્ઞા કરો છો તેનુજ આ ફળ છે કે હજી સહદેવ આવ્યો નહિ" એ ધ્વનિ છે પૃથ્વીશ—રાજા—યુધિષ્ઠિર. તરી ઇ૦—તરીના તાણીને તરી ઉતર્યા હોય—ઘરડા થઇ ગયા હોય, તથાપિ મરવુ કોઇને રૂચે નહિ અને વૈતરૂ વહી મરે, એવો સસારનો મારગ છે અર્થાંતરન્યાસ. નકુલ જોશી હોવાથી ત્યા જતા મરણ થશે એમ જાણતો હતો માટે જવાને ઝટ તત્પર ન થયો, એ ધ્વનિ.

મારવા વિચાર કરી, તીર તર્ત,તાણતો. ૧૮૪
વળી જોઇ જળ પાસ, પાન કરવા વિચાર્યું,
ધાર્યું ધ્યાન માંહી એવુ, પછે મારૂં મૃગને;
એવે બીજી પાસ જોતાં, લઘુભ્રાત પડ્યો દીઠો,
હાય ! કરી ગયો પાસે, થઇ હગબગને;
જોયું અંગોઅંગ માંહી, ક્ષત નવ દીઠું કાંઇ,
હાંકો મારી પછે ઘણી, ઉંચી કરી દગને;
બોલ્યો નહિ તોય જ્યારે, ત્યારે દુઃખ ટાળવાને,
પાણી પી સંભાળવાને, ચલાવતો પગને. ૧૮૫

## નકુલમરણ.

પાણી પીને આવું વે'લો, પછે કારણ વિચારૂં,
ભ્રાત મુઓ કયી વિધિ, એકાએક આજ રે;
ગયો પાણી પાસ ચાલી, અરૂપરૂ જોતો ન્યાળી,
કંપે ઘણી વાર કાય, આવી પો'ચ્યો પાજ રે;
ખખડે જો પાતું છાનું, આવો કોઇ સા'ય મુને,
ઉચું કરી અસ્ત્ર અને, ભય કરે તાજ રે;
ઘરમાં જો પડ્યું હોય, શબ થઇ સ્નેહી કોઇ,
જોઇ ભય લાગે અતિ, કેવુ વનકાજ રે ! ! ૧૮૬

---

૧૮૪ જાણતો છ૦—જાણતો છતાં અજાણતો થઇને. નથી ઘ૦—(દુ:ખને લીધે). સમીર—પવન. વચન પ્રમાણતો—ધર્મનું વચન માન્ય કરીને. ૧૮૫ હગબગ—જડરૂપ—કર્તવ્યશૂન્ય. ક્ષત—ઘા.

૧૮૬ પાજ—પાળ (ઉપર). આ છંદમાં નકુલની શંકાતુર અવસ્થા વર્ણીને ભયસ્થાયિનું વર્ણન કર્યુંછે.

જ્યાં ત્યાં કરી પાણી મધ્ય, ઉતરીને પીએ પાણી,
સારૂં થવાકેરૂં જાણી, ભરતો તે પોશ રે;
શબ્દ થયો પીશ નહિ, પીશ નહિ પાણી અલ્યા !
આ તળાવ છે અમારૂં, રખે ટાળે શોષ રે;
પૂછું અમે પ્રશ્ન તેના, ઉત્તર જે આપી જાય,
પીએ પાણી તેહ, કરૂં, બીજા પર રોષ રે;
અચંબો થયો અપાર, કહ્યું ધરચ ધીરજ તું,
પ્રશ્નના ઉત્તર આપું, વીંધી તારો કોશ રે.　　　　૧૮૭
પાણી તું પીવા દે મુને, પછી સમજાવું તુંને,
ઓળખે ન અલ્યા હુંને, આજ ઓળખાવુ છું;
એમ કહી પીધું પાણી, ધનુ લીધું પછે તાણી,
વાણી બોલી ક્રૂર અને, કહ્યું અલ્યા આવું છું;
દીધો મરણે જવાબ, હરી લેઉં તારૂ આબ,
સા'બ આજ રૂઠયા તેણે, અતિ મને ભાવું છું;
તકાવીને માર્યું તીર, એવે પડ્યો ધીર વીર,
નકુલનું જે શરીર, કાળ કહે ખાઉં છું.　　　　૧૮૮
પાણી લેતાં પીતાં પડ્યો, નકુલ પડાવ્યો જેહ,
ભલા એકથકી બેય, સુખ જ્યારે પામવું;.

---

૧૮૭ શબ્દ થયો—( યક્ષનો ). વીંધી ઇ૦-તારો અન્નમયકોશ—દેહ વીંધીને તને ઉત્તર આપુ છું—અર્થાત્ તેં મારા ભાઇને માર્યો છે માટે હું પાણી પીને પછી તને હણ્યાવિના રહેવાનો નથી.

૧૮૮ દીધો ઇ૦—પણ એટલામાં તો તે મરી ગયો, એ ભાવાર્થ છે. આબ—પાણી—તેજ. સા'બ—સાહેબ—ઇશ્વર. તને પરમેશ્વર રૂઠયા છે તેથી તું મને અતિશય પસંદ પડી ગયો છે ( મરણ વાકય ). તીર—( મૃત્યુ રૂપી ).

આ તો વિપરીત થયું, એ મળે ન દુઃખ ગયુ,
કાળની ગતિ છે કૂડી, શીર્ષ તેને નામવું ! !
નકુલને ગયે જ્યારે, વધુ વાર થઇ ગઇ,
ત્યારે ધર્મસૂનુએ તો, વારૂ કર્યું વામવું !
નકુલ ન આવ્યો માટે, અર્જુન તું જાને જોવા,
હોવાનું તે હશે ભાઇ, સારૂં લાગ્યું શામવું ! ! ૧૮૯

## ગાંડિવધરગમન.

ઊઠતામાં છીંક થાતી. હૃદયની હામ જાતી,
ધબકતી ધબ છાતી, કોઇ દિન ના થયું !
લખલખે પગ અને, ઢગ થઇ બેસું એવું,
રગેરગ કહે જાણે. શૂરત્વ નાશી ગયું ! !
તોય ખરા શૂરવીર, ગણે ન એવું શરીર,
ધીર ધરી ચાલતા તે, થયું એમ તો રયું !
શીતલ ને મંદ આવ્યો, સુગંધિને સાથ લાવ્યો,
(શું) મર્ણું માટે તેહ ભાવ્યો, કવિએ સાચું કયું. ૧૯૦
જાયે જોવે જળપાસ, લહ્યો દુઃખનો પ્રકાશ,

---

૧૮૯ શીર્ષ—માથું. ત્યારે ઇ૦— યુધિષ્ઠિરે જે વારૂ ( સારૂં—શુભ ) હતું તેને વામવું ( તજવું ) કર્યું અર્થાત્ શુભ આશાનો ત્યાગ કર્યો. સારૂં ઇ૦—ધર્મને પણ આ કષ્ટ જોઇને શામવું—શમી જવું અર્થાત્ ગરવુ સારૂં લાગ્યું ! !

૧૯૦ થયું ઇ૦—એમ ( પગ લખલખવા—છાતી ધબકવી વગેરે ચિન્હ ) તો જે થયુ હતુ તે તો રહ્યુ—ચાલુ રહ્યુ. શું મર્ણું ઇ૦—કવિએ જે એમ કહ્યુ કે "શીતળ, મંદ, અને સુગંધીવાળો વાયુ અર્જુનને સારો લાગ્યો, તે મરવાને માટેજ" એ વાત સાચી છે ? સંદેહાલંકાર.

આશ તજી હાશ કે, એવું ત્યાં જણાયું છે;
નકુલને સહદેવ, સેર સાથી મર્ણકેરી,
મર્ણમાં તો પડ્યા જોયા, દુ:ખ ન ગણાયું છે,
અરે ધીર વીર તમે કઇ પેર મુઆ અહીં,
મારનાર દીસે નહિ, તાણતે તણાયું છે,
અરે પ્રભુ હાય હાય ! એમ કે'તાં કંપી કાય,
સાવધ ત્યાં પાર્થ થાય, મન એ ભરાયું છે. ૧૯૧
તાણ્યાં ત્યારે તીર તર્ત, ધનુષ્ય ને સજ કરી,
કર ધરી સમશેર, ઉધાડી ધાડી ઘડી,
પછે ફર્યો આમ તેમ, વે'મ કેમે ગયો નહિ,
તેમ તેમ તર્ફડ્યો તે, ઉપાડો પાડી પડી,
બોલાવે છે વાર વાર, ડોલાવે સ્મરાવી દાર,
તોલાવે તુલાની ધાર, ઉનાડી નાડી નડી;
તાય બેસે નવ તાલ, કૂટે હા ! કહી કપાળ,
ઝાળ તો જાગી તે કાળ, ઊખાડી ખાડી ખડી ૧૯૨

---

૧૯૧ હાશ—દુ:ખના નિસાસાનો લાંબો ઉચ્ચાર દુ:ખ ઇ૦—એ દુ:ખ ન ગણાય એવું છે તાણતે તણાયું છે—દુ:ખમાં દુ:ખ ભડે છે બે-ભય.

૧૯૨ ઉધાડી ઇ૦—જે સમશેર ધાડી (જાડી) ઘડી હતી (ભાગે યવાને માટે) તેને ઉધાડી. ઉપાડો ઇ૦—એ ભાઇઓના શબને ઉપાડીને, તેમને નીચે પાડીને અને તેની પાસે આડા પડીને (કાનમાં બૂમ પાડીને કહેવા માટે) દાર—દ્રૌપદી દ્રૌપદીનું સ્મરણ આપીને તેમને ધંધોળે છે. તોલાવે ઇ૦—તેમને પોતાના હાથ ઉપર ત્રાજવાની પેઠે સેર્હને તોલાવે છે—તોળે છે (એવા વિચારથી કે કદાપિ મૂર્છિત થયા હોય તો એમ કરતાંય જાગે છે !) ધાર—માફક—પેઠે ઉનાડી તેમને ઉનાડીને—જાગ્રત કરવાનો યત્ન કર્યાને પણ તે જાગ્રત કેમ ન થયા ? નાડી ઇ૦—તેમની નાડી નડી (અટકી ગઇ) હતી. ઉખાડી ઇ૦—તે ઝાળ દેહ રૂપી ખાડોને ઉખાડીને ખડી (દુ:ખાગ્નિરૂપે) મોઢા આગળ ઊભી રહી ! અથવા ખડો (સીધો) ખાડો (નાડારૂપી)ને ઉખાડી (ઉંડો ખોદી—ઉંડી ઉતારી દીધી) અર્થાત્ નાશ કરી.

એવે કાષ્ઠવાળો મૃગ, જોયો અરજુને ઝટ,
કે સાંચું ત્યાં બાણુ કટ, ફટ ફટ કે'મુખે;
મારૂં તને તો આ વાગ, એમ કહી નાખ્યું તીર,
ધીર ધરી નાઠો તેહ, રજ આવ્યો ના દુ:ખે;
ધાયો તેની પૂઠ પાર્થ, તેમ તેમ પળે તેહ,
તડાગથી દૂર ગયા, મૃગ નાસતો સુખે;
જ્યારે એવું જોયું ત્યારે, અર્જુને વિચારી મત,
ગત આ ગાંડી મેં ધરી, તૃષાતુર છું ભૂખે! ૧૯૩
વળી મર્ણ પામી પડ્યા, ધર્ણ વિષે લઘુ બંધુ,
સંધુ ધર્મકાજ થશે, પ્રથમે તૃષા હણું;
એમ તે વિચાર કરી, આવ્યો પડ્યા જ્યાંહી બંધુ,
પાણી પીવા ગયો પછે, બનતું શું તેતણું;
યક્ષે ત્યાં કર્યો વિચાર, યક્ષ ગંધર્વ કે દેવ,
ન એવું કે'વાય હું'થી, જાય પાણી આપણું;
દિવ્યાસ્ત્ર સાંધીને મારે, દેવાદિક જાણે જ્યારે,
પછે કે'વું કશું તે તો, ચિત્તમાં રાખી ચણ્યું. ૧૯૪
પાણીકેરા સ્થળ માંય, પેશી જેવે પાણી પાએ;
પીશ નહિ પીશ નહિ, એવી સુણી વાણને;
"પાણી આણી વાર પીશ, તો ચઢશે મુને રીસ,

---

૧૯૩ ધર્મ ભાઈઓની પાસેથી અર્જુનને દૂર ખસેડી પાણી પાવાની લાલચ ઉત્પન્ન કરેછે' એવે ૪૦— સ્પષ્ટાર્થ.

૧૯૪ ધર્મકાજ— અરણીકાષ્ઠ આણવા વગેરે. પાણી—નર—તેજ. પાણી જવાનું કારણ કહે છે: દિવ્યાસ્ત્ર ઇ૦. ચણ્યુ —અર્થાત્ વિચારી નક્કી કર્યું. કવિત્વના ઉત્તરાર્ધમાં અર્જુનની શૂરવીરતાનો ધ્વનિ રહેલો છે.

વીશ વમા શીશ હણી, કરૂં પૂગ માણને,
આ તડાગ છે અમારૂ, અમે એમ તો વિચાર્યું,
પ્રશ્ન સુખ લાગ્યું પ્યારૂ, કરૂ શુ વખાણને,
ઉત્તર જો આપો તમે, તો તો પાણી દઉં અમે,
અન્ય રીને નવ તરો, માણતણી હાણને. ૧૯૫

## માધવમિત્રમરણ.

**મારનાર** કોણ અલ્યા? **મારનાર** પડ્યાતણો,
**ઉગારનાર** તારો કો? **ઉગારનાર** અમે,
***દ્વિજજાતિ*** હોય બચે! ***દ્વિજજાતિ*** એ ન રૂચે,
**ભક્ષ** શુ કરેછે ભુડા? **ભક્ષ** તારૂં તો ગમે,
**માછલાં** શુ પ્રાણ પાણી? **માછલાં** નિત્યનો આ'ર,
**સેવા લક્ષ** શિર તીર! **શેવાલ** ચચુ શમે,
**બગલો** જાતિનો છે શુ? **બગલો**મા તુ શા વીર!
**વારિ** પી વવે કરૂ છુ! **વારી** તારી તો ભૂમે!! ૧૯૬

---

૧૯૫ પ્રશ્નસુખ ઇ૦—હુ બીજાને પ્રશ્ન પૂછુ અને તે મને ઉત્તર આપે તો હુ રાજી થાઉ એમ છ અન્ય ઇ૦—બીજી રીતે તમારા પ્રાણની હાણને તમે તરો—મટાડી શકો એમ નથી અર્થાત્ વગર ઉત્તર આપવે પાણી પીધાથી તમે મરશો

૧૯૬ માધવમિત્ર—અર્જુન અર્જુન યક્ષનો શબ્દ સાભળીને કવિતના એક વિરામથી તેને પ્રશ્ન કરે છે અને તેની જોડના વિરામથી તેજ શબ્દોમા ધર્મ તેને ઉત્તર આપે છે જેમ,–

**અર્જુન**—અલ્યા તું મને મારનાર કોણ?

**યક્ષ**—આ પડેલા તારા ભાઇઓનો જે મારનાર તેજ હુ.

પાર્થ કહે પ્રત્યક્ષ તુ, બોલ્ય બગલા આવીને,
ખાલી ઘટ જેવી કરે, ગર્જના શા કામની ?

---

અર્જુન—( પણુ તને હુ મારીશ ત્યારે ) તારો ઉગારનાર કોણુ છે ?
યક્ષ—તને પણુ ઉગારનાર અમેજ છીએ અર્થાત તને હું મારૂ તો પછી કાઇ બીજો તારો ઉગારનાર નથી ( ધર્મથીજ તારૂ રક્ષણુ થશે એ ધ્વનિ છે).
અર્જુન—જો તું દ્વિજજાતિ ( બ્રાહ્મણુ ) હોય તો મારાથી બચે ( હુ ક્ષાત્રધર્મને અનુવર્તનારો છુ, એ ધ્વનિ )
યક્ષ—દ્વિજજાતિ (ક્ષત્રિય ) તો છીએ, પણુ એ ( તારી દયાથી) બચવુ ) નથી રુચતુ અર્થાત તુ મને શુ કરનારો છે !
અર્જુન—( દ્વિજજાતિનો અર્થ પક્ષી સમજીને ) અરે ભુડા ! તું દ્વિજ છે ત્યારે અહીં ભક્ષ શો કરે છે! અથવા ભુડા ( પારધિ આદિક ) તારો ભક્ષ કરે છે શુ ? ( અર્થાત્ તુ પારધીઓને હાથે મરાય એવો અધમ છે તો મારા આગળ તુ શી વિસાતમા છે ! )
યક્ષ—મને તો તારૂ ભક્ષ ( કરવું ) પસદ છે
અર્જુન—મા ( એમ મા બોલ) તારા પ્રાણુ રૂપી પાણી છજા (છલ્યા) (ઉભરાઇ ચાલ્યા છે કે ) શુ !—મરવાનો થયો છે કે શું ?
યક્ષ—( અર્જુનના પેહેલા ત્રણુ અક્ષરને ઉદ્દેશીને ) માછલા તો મારો નિત્યનો આહાર છે. ( માછલા, માછલા, શુ કર્યા કરે છે ? )
અર્જુન—( ગમે તેમ બોલ પણુ ), મારા લક્ષ તીર તારે શિરપર સેહેવા પડશે,
યક્ષ—( પેહેના ત્રણુ અક્ષરને ઉદ્દેશીને ) એ શેવાળ તો મારી ચાચમા શમી જાય છે
અર્જુન—( તેને માછના ખાનાર, ચાચવાળો પક્ષી જાણીને ) જાતિનો બગતો છે કે શુ ?
યક્ષ—તારા જેવા વીર મારી બગનોમા ભરાઇ રહ્યા છે ?
અર્જુન—હવે હુ વારિ ( પાણી ) પીને પછી તારી વલે કરૂ છુ.
યક્ષ—તારી તો ( મોતની ) વારી ભમે છે ! !
પ્રશ્નોત્તરરૂપ વશ્લેષ-ચિત્રાલંકાર.

ભલે દેવ દાનવ કે, માનવ જાતિનો હોય,
પશુ હોય પક્ષી હોય, કીર્તિ કરચ નામની;
ચોર જેવો સંતાઇ શું, બેડશી મારીને બોલે,
શબ્દવેધી વિદ્યાવડે. રડે તારી કામની;
એમ કહી માર્યો બાણ, શબ્દ અનુલક્ષી જાણ,
ધરમે વિચારી હાણ, મારી ફાળ વામની ! ૧૯૭
એમ ત્યાં અનેક શર, મારી વિયત ને પૂર્યું,
વિચારતો પછે વાત, પક્ષીથકી આ મરે;—
એમ તો મનાય નહિ, દુષ્ટ પક્ષી કોક હશે,
વિષવાળું કર્યું જળ, વિષ શોધે તે તરે;
એમ ત્યાં વિચાર કરી, માર્યું વિષશોધ અસ્ત્ર,
સરીસૃપ વિષવાળા, જીવિત ગુણા ભરે;
દોષ હોય સુજ્જનનો, દબાઇ જાયે તે જેમ,
દુર્જનની દશા બેસે, એમ તો થયું ખરે ! ૧૯૮
એમ વિષશુધ્ધ જળ, કરી પાણી પીએ પાર્થ,

---

૧૯૭ ખાલી—ખાલી ધડા જેવી. શબ્દવેધી વિદ્યા—શબ્દ સાંભળીને નિશાન મારવાની વિદ્યા. તારી કામની રડે—અર્થાત્ તું મરી જાય. અતિશયોક્તિ અલંકાર. મારી ફાળ—અર્થાત્ કૂદીને આઘો પડ્યો.

૧૯૮ વિયત— આકાશ. પક્ષીથકી—તે એમ વિચારવા લાગ્યો કે પક્ષીથકી આ ( મારા એ ભાઇઓ ) મરે, એમ તો કાંઇ મનાય નહિ; પણ કોઈ દુષ્ટ પક્ષી હશે તેણે જળને વિષવાળું કર્યુંછે. માટે જે પુરૂષ એ જળનું વિષ શોધે ( શુધ્ધ કરે ) તે તરે ( બચે ). વિષશોધઅસ્ત્ર—ઝેરને મટાડનારૂં અસ્ત્ર. સરીસૃપ ઇ૦—( સરોવરમાં ) જે વિષવાળા સરીસૃપ ( સાપ વગેરે પેટે ચાલનારા પ્રાણી ) હતા તેમનું જીવિત ગુણા ભરેછે—અર્થાત્ તેઓ નાશ પામ્યા. દોષ ઇ૦— ધર્મના દોષથી સર્પાદિ દુર્જનની દુર્દશા થઇ. અર્થાંતરન્યાસ.

યક્ષવાણી થઇ એવે, શ્રમ આ શેણે કરે;
પ્રશ્નતણા ઉત્તર જો, અર્જુન આપીશ આજ,
કાજ થશે રે'શે રાજ, ધ્યાનમાં શે ના ધરે;
અર્જુન કે' ક્ષત્રિયને, પ્રશ્નને ઉત્તર હોય.
તે તો અમે આપ્યાં બાણ, વળી આપું ઉપરે;
પીવા દે તું પાણી મને, પછે ઉત્તર દેખાડું,
એમ કહી પીને પાણી, લેઇ કેતુ સંચરે. ૧૯૯
પાણી લઇ પડ્યા બંધુ, ઉપર હું છાંટું આજ,
મૂરછા મધ્યેથી ઊઠે, પાણી પાણી ઝંખતા;
પછે મારૂં પક્ષીને હું, ભલે દેવ દાનવ એ,
પચાવી પાવક પૂરૂં, ભુંડી એની ભંખતા;
હાથ મધ્ય લેઇ પાણી, જેવે છાંટે બંધુને તે,
એવે તો છંટાઇ ગઇ, સ્વજીવિત ખંખતા;
ગળ્યું ત્રાણ ત્રેખળ ત્યાં, હજીમેખળ ન હતું,
દૈવકેરી ગતિ ન્યારી, શ્રીભર્તાને શંખતા ! ૨૦૦

ગંધર્વને પાડનાર, મત્સ્યને વિડારનાર,
કૌરવને હારનાર, અર્જુન આહા મુઓ !
ખાંડવને બાળનાર, મયને ઊગારનાર,
ઇંદ્રને હરાવનાર, જીવ વિણ આ જુઓ !
શક્રસભા સ્થાપનાર, ઝૂડને ઉદ્ધારનાર,
યાદવ હંફાવનાર, હતો નો'તો આ હુઓ !
રાજસૂ કરાવનાર, ભીમભડ વારનાર,
હરશુ ઝંપાવનાર, મુઓ રડવું રૂઓ !! ૨૦૧
વાર લાગી ઘણી અને, અર્જુન તો આવ્યો નહિ,
ધર્મસુત ત્યારે વધ્યા, ભીમ આ કે'વાય શું !
જે જાય તે આવે નહિ, એ તે કેર કેવો કહું,
વેર દૈવ ઠીક લેછે, હવે તો જીવાય શું !!
ભીમ કહે પુણ્ય સહુ, આપના ચરણતણાં,
હવે હારો બેસવું ન, વેઠિયા વ'વાય શું ?
વાટ જોઇ બેશી રહે, તેને લાગે કાળ મોટો,

---

૨૦૧ અર્જુનનાં પરાક્રમ સંભારીને તેના મરણનો શોચ કરે છે: ગધર્વને—( ચિત્રરથ સાથેના યુધ્ધમાં). મત્સ્યને—( દ્રૌપદી સ્વયમ્વરમાં). કૌરવને —( પરણીને દ્રૌપદીને ઘેર લેઇ આવતાં ). ખાંડવને—( અગ્નિ તૃપ્ત કરવા માટે ). મયને—( ખાંડવદાહ વખતે ). ઇંદ્રને—( ખાંડવદાહ વખતે ). શક્રસભા—( ઇંદ્રપ્રસ્થમાં ). ઝૂડને—( પંચતીર્થ ફરતી વખતે ) યાદવ— ( સુભદ્રાહરણ વખતે ). રાજસૂ (રાજસૂય)—(દિગ્વિજય કરી ધન આણીને). ભીમભડ—( દ્રૌપદીવસ્ત્રાહરણ સમયે કૌરવને હણતાં ). હરશુ-( તપ કરવા ગયો ત્યારે ). એકમાં અનેક ક્રિયાઓનું અનુક્રમે કથન છે માટે કારકદીપક **લંકાર.**

પળતે મહર જાણે. એનામાં અવાય શું ? ૨૦૨
અજાતઅરિ મ્હે છે, દિલ મારૂં ડરી રે'છે,
જઇને તું જોઈ આવ્ય, લેઇ આવ્ય ભાઇને;
મળી આવ્યો મૃગ હોય, કાંઈ તો લઇને આવો,
વે'લા આવ્યે સહુ ભાવે, ભેટું જોઇ ધાઇને;
મૃગ જાય ડાચા ઘણા, પક્ષી કોલાહલ કરે,
ગભરાઉ ગીધ જોઇ, જા તું અસ્ત્ર સાઇને:
એવું કહ્યું કેતી વાર, મહાશ્રમે ત્યારે ઊઠ્યો,
બોલાવીને આવું વે'લો, બેસો થાક ખાઇને ! ૨૦૩
ધર્મસૂતુ વાર વાર, ધીરજ તજીને કહે,
વે'લો વે'લો વળજે તું, લઇ સહુ સાથને;
એક ઘડી મારે ભાઇ, જુગ સરખી તુ ધારે,
વારે વારે હુ શું વદું, કયારે સાહું હાથને !
ભીમ ભડ મા'દયાળુ, તેણે ભાઇ સામું ભાળ્યું,
ટાળું દુઃખ તતઘડી, આલિંગી લો બાથને;
જાઉં છું હું બેસો તમે, ભ્રાતપાણી લાવું સહુ,

---

૨૦૨ ભીમ કટાક્ષથી કહેછેઃ પુણ્ય ઈ૦—એ સહુ નથી આવતા તે આપના ચરણનાજ પુણ્ય છે ! (અર્થાત્ તમેજ ઓને નડતા આવ્યાહો ! ) વક્રોક્તિ. વેરીઓ—આપનો વેરીઓ બીગ શું છેતરાવાનો છે ? અર્થાત્ હું તેમની ભાળ જરૂર કાઢી લાવીશ. તેઓ ન આવ્યા તેના કારણની ભીમ કલ્પના કરેછે. વાટ ઈ૦.

૨૦૩ અજાતઅરિ—શત્રુ વિનાના—યુધિષ્ઠિર બોલાવીને ઈ૦—ભીમ કહે છે કે હુ બોલાવીને વેહેલો આવું છું, તમે થાક ખાઇને બેસો વક્રોક્તિ. અર્થાત્ તમે તમારે નિરાંતે બેશી રહોની !

કરશો ન આવો ધર્મ, પીડા પડે માથને. ૨૦૪

## ભીમગમન.

આગળ આગળ મૂકે, પગ પડે પાછા તોય,
હોનારૂં તે હોય ભલે ભીમ કાંઇ તે ગણે !
ભીમથી અપાર મોટો, ભીમ જેવા ખાધા ઘણા,
તોય લઘુ ભીમથકી, કાળને ટાળ્યો ભણે !!
એવાની જો એમ વાત, ભીમની ભાગ્યાય કેવી,
લાંબે પગે ગયો ચાલી, ઘાટમાં આવ્યો ઘણે;
વાયુએ વિચારી સોઇ, રાગે નવ રાચો જોઇ,
કોઇ કરે કંઇ પણ, કાળ તો ગણે કણે ! ૨૦૫
આવ્યો વેગે વાયુસૂનુ, નિરખ્યું તેણે ત્યાં સૂનું,
પડ્યા મર્ણ પામી ભાઇ– વિના નથી કોઇ ત્યાં !
આંખ ફાડી અરૂપરૂ, જુએ સંશે ખુએ નહિ,
મારનાર કોણ આનો ? ખોટ નાખી ખોઇ જ્યાં;
આ શું અરજુન પડ્યો ! હોય નહિ ખરી વાત !
ખ્યાત જેની સ્વર્ગમાંહી, ઘડી આવી જોઇ ઉંયા !!

---

૨૦૪ ભાતપાણી-ભાઇને અને પાણીને. જતા જતા ભીમ વળી ઠપકો આપે છે ! કરશો ઇ૦—હવે તમે એવો ધર્મ ન કરશો કે જેથી પોતાનેજ માથે પીડા આવી પડે !

૨૦૫ ભીમથી ઇ૦—કાળ ભીમથી અપાર મોટો છે અને તેણે ભીમ જેવા ઘણાને ખાધા છે તોય જે પુરૂષો ભીમથી લઘુ ( નાના—હલકા ) હોય છે તે એમ ભણે છે કે અમે કાળને ટાળ્યો છે ! એવાની ઇ૦—સ્પષ્ટાર્થ છે. ઘાટમાં ઇ૦—રસ્તે જતાં ઘણા ઘણા વિચાર થયા ! વાયુએ ઇ૦—( તેનો બાપ વાયુ હોવાથી તેને ચેતાવવાને ). ગણે કણે-દાણે દાણે ગણે છે ! અર્થાત પળ પળની ખબર રાખે છે.

ભ્રમ થતો હશે મુને, તૃષ્ણાતુર તેણે એમ,
કેમ થાય આવું કદી ? સાચી નથી સોઇ હ્યા ૨૦૬
નકુલ ને સહદેવ, અસુહીણ થઇ પડચા,
નોય નોય નોય માટે, જોકે હું કને જઇ,
જઇ ફેરવે છે હાથ, પાર્થ લઇ હૃદે સાથ,
બાથમાં નકુલ સાહી, ત્રાસતો ખરૂં લહી,
સહદેવને હલાવ્યો, મીઠડા કરી મલાવ્યો,
આવ્યો શોણે આહી ભાઇ ! મુઝાયો એવું કહી;
કાષ્ઠવત કાયા દીઠી, માઠી થઇ દશા ત્યારે,
વલ્લભ કે' થયું કેવું, તેમાનું કહું કંઇ. ૨૦૭

---

૨૦૬ વાયુસૂનુ—ભીમ પડયા ઇ૦—મરણ પામીને પડેલા ભાઇ વિના ત્યા બીજુ કોઇ નથી ! અરૂપરૂ જુએ—મ રનારને શોધવાને ખોટ ઇ૦—આ મરી ગયેલા મારા ભાઇજ છે એવી ખોટ ( ભૂલ ) જ્યા તેણે ખોઇ નાખી—એ વાતનો જ્યારે નિર્ણય થયો ત્યારે ભીમ વિચારવા લાગ્યો કે આનો ( આ મારા ભાઈઓનો ) મારનાર કોણ છે ? આ શુ ઇ૦—અંદ્દેહાલંકાર. ભ્રમ—ભ્રાંતિ હુ તરસ્યો છુ માટે મને એવો ભ્રમ થતો હશે સાચી ઇ૦—આ મારા ભાઇને મારવાની સાચી સોઈ ( સગવડ ) અહી નથી ! અથવા આ જગો ખરેખર અગવડવાળી છે ! આ છદમા પ્રથમ ભાઈઓને મરેલા પડેલા દેખીને આસપાસ જોવા રૂપ વિતર્ક ભાવ વર્ણુગ્યો છે, અને પછી ખોટ ઇ૦ શબ્દોથી તે ભાવની શાંતિ કરી છે, વળી આ શુ અર્જુન પડયો એ વાકયથી વિતર્ક વર્ણીને 'હોય નહિ' એ વાકયથી તેની શાંતિ કરીછે, વળી ભ્રમ ઇ૦ થી વિભ્રમ ભાવ વર્ણીને સાચી ઇ૦ થી તેની શાંતિ કરીછે એવી રીતે વારંવાર ભાવોદય અને ભાવશાંત એકજ સ્થળમા વર્ણીને ભાવશબળતા બતાવીછે

૨૦૭ અસુહીણ—પ્રાણ રહિત નોય ઇ૦—( ત્રણ જણા મરેલા પડેલા છે માટે ત્રણ વાર 'નોય' કહ્યા છે ) પાર્થ—અર્જુનને ખરૂ—ખરૂ મરવુ

અભ્રે આવી ઢાકયો હર્ષ, વે'વા લાગ્યું વારિ વળી,
ચંદ્ર જેવી કાયા થઇ, અર્ક કર્ક ઘરમાં;
વાત ન મનાય એવી, કવિ કહે કહી તેવી,
ભીમ તો ઢંકાઇ ગયો, દુખકેરા દરમાં,
અસુગનો ખાય માર, મારતો અપાર તેને,
મરણ જેવી મૂર્છાને, સાહી રાખે કરમાં;
તેના તાણી આંખમાથી, પાણી તો અપાર વહે,
શીત આવ્યા, ક્રોધતપ્ત, અંગ રગ વરમાં. ૨૦૮

---

થયેલુ જોઇને મીઠડા ઇ૦—લાડની નિશાનીઓ કરીને મીઠા વચન કહ્યા મૂઝાયો–વાણી બધ થવાથી આ કવિતામા ભીમનો શોક એ સ્થાયીભાવ છે. બાધવોનુ મરણ એ આલબન છે, તેમના પરાક્રમનુ સ્મરણ એ ઉદ્દીપન વિભાવ છે, ભીમનુ મૂઝાવું, માઠી દશા થવી, વગેરે અનુભાવ છે, ત્રાસ એ વ્યભિચારી ભાવ છે, એ સર્વથી કરુણરસ પ્રગટ થાય છે એવીજ રીતે આગળ ઉપર પણ જ્યા જ્યા કરુણ આદિક રસની વ્યજના કરી હોય ત્યા ત્યાં વાચક રસને એ સમજી લેવું. ગ્રથવિસ્તારભયથી એ રીતે એજ, બાબત વારવાર કહેવાનુ બની શકે નહિ

૨૦૮ કરુણના અનુભાવ વર્ણે છે અભ્રે ઇ૦—અભ્રે ( વાદળાએ ) આવીને સૂર્ય ઢાકયો હોય, તેમ ભીમ શોકથી છવાઈ ગયો, જેમ વાદળામાથી વારિ વહેવા લગ્યુ હોય તેમ તેના નેત્રમાથી આસુ ચાલવા લાગ્યા, જેવો ચદ્ર શીતળ હોય તેવી તેની કાયા શીત આવવાથી ઠંડી થઇ ગઇ; અને કર્કના ઘરમા ( કર્ક સક્રાતિમા ) આવેલો અર્ક જેમ તપે છે તેમ ભીમનુ મન ક્રોધથી તપી ગયુ અથવા કર્કનો અર્ક જેમ વાદળાથી મલિન હોય તેમ ભીમ દુ ખથી મલિન થઇ ગયો ! ( કર્ક સક્રાતિ બહુધા જેઠ કે આષાઢ માસમા આવે છે તે વખતે સૂર્ય ઘણો તપે છે તેમ વાદળાથી મલિન પણ હોય છે એ પ્રસિધ્ધ છે ) વાત ઇ૦—કવિ કહે છે કે જેમ આ ઉનાળાના વખતમા એકાએક ચોમાસુ બની જાય એ વાત ન મનાય એવી છે તેમ ભીમ સરખા સાહસિક અને ધીર વીરની શોકથી આ દશા થવી, એ

પછે ધરી ધીર ઉડ્યો. વિચાર તો ઊભો રહી,
દાનવ કે યક્ષ કોઈ, મારનાર આમનો;
હોય નવ બીજો કોઇ, દાનવે આ સોઇ જોઇ,
ખોઇ ઘડી સુખની ને, થશે આજ આમનો;
એમ કરીને વિચાર, પૂર પાણી મધ્ય પેઠો,
(કે') એવે પેલો મૃગ દીઠો, હાલ નથી કામનો;
લાવ્ય પી લેઉં હું પાણી, એમ ધારી પોશ ભરી,
એવે બોલી ઊઠ્યો યક્ષ, માગતો શું રામનો! ૨૦૯

## ભીમમરણ.

પરભાર્યું પાણી છે આ, પાન ન કરાય તું થી,
પ્રશ્નોત્તર કહે જેહ, તેહ પાણી પી શકે;
અવિચારે ભરી હામ, કામ કરવા વિચારે,
નામ જશે પાંડુતણું, ટેક તારો ના ટકે!
જો અર્જુન ભાઈ તારો, નકુલાદિકેરો વારો,
ધારો છે નાધારો મારો, બોલવું એકે હકે;

---

પણ ન મનાય એવી વાત છે. અથવા એકજ ભીમ ચંદ્ર જેવો શીતળ અને કર્કના સૂર્ય જેવો તપેલો હોવો એ વાત પણ ન મનાય એવી છે. ભીમ કેવો છે તે વર્ણે છે: અસુરનો ૯૦—તે અસુર ( દૈત્યોનો ) માર પણ ખાય ( સહન કરી શકે એવો છે ) તથા તેમને પણ અપાર મારતો. અંગ ૯૦—વર (ઉત્તમ) અંગના રંગમાં (શીત આવ્યા વગેરે) **વિરોધાભાસ અલંકાર.**

૨૦૯ સામનો—લડાઇ. માગતો—( યક્ષનું વિશેષણ ). જાણે કરજ ધારીને વ્યાજ માગતો હોયની શું ?

ભીમ ભડ કહે ભૂર, ઉડે આકતૂરવત,
ક્રૂર નથી ભાળ્યા તેણે, બાપલા જેવું બકે ! ! ૨૧૦
એમ કહી પીધું પાણી, પછે બોલ્યો મુખ વાણી,
ફરી બોલ્ય તાણી હવે, સ્મરાવું હું મા'વને;
ફૂટયા ઢોલવત વદ, ભ્યય મદે આવી મૂઢ,
રૂંઢમુંડ કરી નાખું, રોળ્યા તારા રાવને !
બોલતો નથી શું બેલ ! મેલ ચઢયો ગદાને જો,
વેલતંતુ પેર તોડું, અંગ તારા સાવને;
બોલે નહિ તોય મારૂં, ડોલે નહિ તોય તારૂં—
તોલે તોલ ગદા સારૂં, ભૂલે નહિ ભાવને. ૨૧૧
એમ ગરજીને ઘણો, સરોવર રહ્યો બોલે,
પ્રતિધ્વનિ થાય તેણે, કંપે ધમ કાય તો;
મારે ગદા અહીં રહ્યો, તદા કરવું શું મારે,
પાડી દઉં પાણીમાં એ, ગદા જ્યારે સા'ય તો;
પડ્યા ભાઇકેરા ઘાવ, ઘણા લાગ્યા તેણે કરી,
બોલ્યો બા'ર આવી મારૂં, ગદા લેઈ ધાય તો;

---

૨૧૦ યક્ષ ભીમને કહે છેઃ પરભાર્યું ઇ૦. નામ ઇ૦—તમારા બધાના મરી જવાથી પાંહનું નામ જશે. ધારો ઇ૦—મારો ધારો ( નિયમ ) નો-ધારો ( કોઇ જૂદાજ પ્રકારનો ) છે.

૨૧૧ મા'વને—પરમેશ્વરને ( યાદ કરાવું ). મદે આવી—મદોન્મત્ત થઇને. રોળ્યા ઇ૦—( તેને દૈત્ય જાણીને ) તારા રાવ( રાજા )ને પણ રોળ્યા, ( એમ જાણ ). બેલ—બળધિયા ! વેલતંતુ— વેલાના તાંતણા. તોલે ઇ૦—તું ડોલે નહિ તોય આ મારી ગદા તારૂં સારૂં તોલ તોલે—ગદા ઉપર ચઢાવીને તને ફેંકી દેઉં ! ભાવને ઇ૦—ગદા પોતાના મારવા રૂપ ભાવને ( સ્વભાવને ) નહિ ભૂલે.

કરે કશું શૂરવીર, શરીર આ કાળતણું,
કર્યું ઘણું ઘણું તોય, થઈ હાય હાય તો!! ૨૧૨
લીધો જોરાળાને ઝાલી, સોડ ભાઇની ન ભાળી,
તટ પાસે દેહ ટાળો, રમી ગયા રામ રે;
મુઆ હોત એકડા તો. ત્યાં ચારે પૂરાત ચોક,
લોક એવું લવે પણ, કાળ કરે કામે રે;
ફાટી પડયો પાટ્ડાશો, તેણે પાર્થના પાષાણ,
ચગદાઇ ચૂર થયા. પડયો! પડયો! આમ રે;
ધર્મરાજતણી ધૃતિ, થશે ત્યાં ચલિત કેવી,
કેમ કરી કે'વું મારે, હબકી છે હામ રે!! ૨૧૩

## અજાતઅરિશોચન.

ભીમ થાય ટાઢો હિમ, નીમ એ અનીમે જોવો,
રીમ સમઝાય નહિ, આજ મારા દુઃખની;
ચાર દિશા મધ્ય ગયા, ચાર મૃગ શોધ કાજ,
આવી મળ્યા તોય મને, એવી આશ સુખની;
આજ ગયા ચાર ચાલી, એક તો દિશની માંય,

---

૨૧૨ *સરોવર—સરોવરમાં. પ્રતિધ્વનિ—પડઘા. ધર્મ—યક્ષ રૂપધારી ધર્મ દેવ. કવિ કહે છેઃ શૂરવીર ભીમ દોડયો તો ખરો, પણ જ્યા આ શરીર-જ કાળનું છે ત્યા તે શુ કરે ? થઈ ઇ૦—અર્થાત્ તે પણ મરી ગયો'!!.

૨૧૩ સોડ ઇ૦—અર્થાત્ મરી ગયેલા ભાઇની પાસે પણ પડવા ન પામ્યો! એકડા—એક જગોએ. ચારે ચોક પૂરાત—એટલે 'પછી પાંચમો મરવા ન પામત!' એ લોકોકિતમાં રહેલો ધ્વનિ છે. કાળ ઇ૦—પણ કાળ તો તેનું કામ ગમે તે જગાએ કર્યાજ કરે છે. ધર્મરાજ—યુધિષ્ઠિર. ધૃતિ—ધીરજ.

એક નથી આવતો એ, વાત કોના મુખની !
દૈવ તારૂં ડા'પણ આ, ઠાકરપણ કરી લે,
અર્પણ આ દેહ કરૂં, રીત જોઇ રૂખની. ૨૧૪

(શું) ભીમે કહ્યું તેમ થાય, થોડાની ઘણી જણાય,
વેળા કવેળા ગણાય, નથી નથી સાચ એ;
સવિતા હતો જે શિર, એક હાથ ગયો આઘો,
એહ ડાઘો પડ્યો દિલ, સહુ સાચમાચ એ;
હવે કરવું શું મારે, વાર વાર એ વિચારે,
હરભડે હૈયું ત્યારે, થાય બંધ વાચ એ;
જાઉં શોધવાને જ્યારે, ઉદિશેથી આવે ત્યારે,
મન એવું શે વિચારે, કથીર ને કાચ એ! ૨૧૫

---

૨૧૪ અજાતઅરિ-યુધિષ્ઠિર. શોચન-શોક. વૃક્ષ નીચે રહેલા યુધિષ્ઠિર ભીમની વાટ જોતાં જોતા વિચારે છેઃ ભીમ ઇ૦. ટાઢો હિમ-વાર લગાડે એવો નીમ ઇ૦-એવો જો નિયમ હોય તો તે નિયમ એ નિયમ નથી. અર્થાત્ એ તો ન બનવા જેવી વાત છે સીમ-સીમા—મર્યાદા. ચાર ઇ૦—મારા ચાર ભાઇઓ જૂદી જૂદી ચાર દિશાઓમાં હરણને શોધવાને ગયા હતા તોપણ તે મને આવી મળ્યા હતા, તો, આજ તો એકજ દિશામાં ચાર ગયા છે તે કેમ ન આવે ? એવી રીતે વિતર્ક ભાવનો ઉદય વર્ણ્યા પછી તેની શાંતિ કરે છેઃ દૈવ ઇ૦—હે દૈવ ! આ બધું તારૂંજ ડહાપણ છે ! અર્થાત્ તારૂંજ કાંઈ કાવતરૂં છેઃ તારે જે ઠાકરપણ કરવું હોય તે કરી લે. રીત ઇ૦-તારી રૂખ( ઇચ્છા )ની આ રીત જોઇને—તારી આવી રીતની ઇચ્છા જોઇને.

૨૧૫ ભીમે પાછળ કહ્યું હતું કે એક જગોએ વાટ જોઇને બેશી રહેનારને વખત લાંબો જણાયછે, તે ઉપર યુધિષ્ઠિર તર્ક કરેછેઃ શું ઇ૦-થોડાની ઘણી—થોડા વખતની ઘણી વખત. પણ એ સાચું નથી; કેમકે વેળાની કવેળા ગણાય ( થઇછે ). કવેળા બતાવેછેઃ સવિતા ઈ૦. સહુ ઈ૦—કાંઇક વિઘ્ન છે એ સહુ સાચેસાચી વાત છે. બંધ વાચ—અર્થાત્ તેનાથી બોલી-

'જાવું શોધવાને કાજ,' દઢ મન રાજ કરી,
વૃક્ષને તો ત્યાજ કરી, ચાલવાને લાગિયા;
ડાબા ઉતરે કુરંગ, દક્ષિણથી વળે કોઇ,
એમ શુભ ને અશુભ, શુકન તો ત્યાગિયા;
બે ક્રિયાઓ એક સ્થળે, જોઇ રાય અતિ બળે,
કળે ન કશું જ ત્યાંહી, પગ તેણે ભાગિયા;'
ચાલે તો ચલાય નહિ, હાલે તો હલાય નહિ,
મા'લે તો મલાય નહિ, હાય! શા અભાગિયા!! ૨૧૬
નરકેરો શબ્દ કંઇ, શ્રવણે સુણાય નહિ,
એવા વન મધ્ય રાય, સુખિયારો ક્યાં થકી?
વરાહ ન આપે રાહ, પક્ષી અક્ષિ કાઢવા કે',
રૂરૂ સામા થાય ઘણા, તોય રે' દુઃખે ટકી;
સેવેલું અમારૂં વન, સામાં ધસે એમ કહી,
યુધિષ્ઠિર પૂછે તેને, ભાઇની લહો વકી!
કાળાં ભમરશાં પાન, ભ્રમર કરે ત્યાં રવ,

---

શકાય નહિ, ઉદિશેથી ઇ૦—હું કોઇક દિશામા જાઉં અને તેઓ કોઇ બીજી દિશામાંથી આવે તો ? મન ઇ૦—પણ અરે મન! હવે એવો વિચાર શું કરવા કરેછે? એ સર્વે વિચાર કથીર અને કાચ રૂપ છે! અર્થાત્ માલ-વિનાના છે.

૨૧૬ રાજ–રાજા. ત્યાજ–ત્યાગ. ડાબા ઇ૦–પ્રયાણ કરતી વખતે સ્હરણ ડાબા હોય તો સારા નહિ અને જમણા હોય તો સારા, એવું શાકુન-શાસ્ત્રનું વચન છે; પણ યુધિષ્ઠિરને તો ભ્રાતૃમરણ રૂપ અશુભ અને તેમના પુનરૂજ્જિવન રૂપ શુભ, બન્ને ફળ થવાનાં હોવાથી બન્ને પ્રકારના શકુન થયા. ત્યાગિયા—પછવાડે મૂકયા.

એક નથી આવતો એ, વાત કોના મુખની !
દેવ તારૂં ડા'પણ આ, ડાકરપણ કરી લે,
અર્પણ આ દેહ કરૂં, રીત જોઇ રૂખની. ૨૧૪

(શું) ભીમે કહ્યું તેમ થાય, થોડાની ઘણી જણાય,
વેળા કવેળા ગણાય, નથી નથી સાચ એ;
સવિતા હતો જે શિર, એક હાથ ગયો આઘો,
એહ ડાઘો પડ્યો દિલ, સહુ સાચમાચ એ;
હવે કરવું શું મારે, વાર વાર એ વિચારે,
હરભડે હૈયું ત્યારે, થાય બંધ વાચ એ;
જાઉં શોધવાને જ્યારે, ઉદિશેથી આવે ત્યારે,
મન એવું શે વિચારે, કથીર ને કાચ એ! ૨૧૫

---

૨૧૪ અજાતઅરિ-યુધિષ્ઠિર. શોચન-શોક. વૃક્ષ નીચે રહેલા યુધિષ્ઠિર ભીમની વાટ જોતાં જોતા વિચારે છે: ભીમ ઇ૦. ટાઢો ડિમ-વાર લગાડે એવો નીમ ઇ૦-એવો જો નિયમ હોય તો તે નિયમ એ નિયમ નથી. અર્થાત્ એ તો ન બનવા જેવી વાત છે સીમ-સીમા—મર્યાદા. ચાર ઇ૦—મારા ચાર ભાઇઓ જૂદી જૂદી ચાર દિશાઓમાં હરણને શોધવાને ગયા હતા તોપણ તે મને આવી મળ્યા હતા, તો, આજ તો એકજ દિશામાં ચાર ગયા છે તે કેમ ન આવે ? એવી રીતે વિતર્ક ભાવનો ઉદય વર્ણવ્યા પછી તેની શાંતિ કરે છે: દૈવ ઇ૦—હે દૈવ ! આ બધું તારૂંજ ડહાપણ છે ! અર્થાત્ તારૂંજ કાંઇ કાવતરૂં છે: તારે જે ઠાકરપણ કરવું હોય તે કરી લે. રીત ઇ૦-તારી રૂખ( ઇચ્છા )ની આ રીત જોઇને—તારી આવી રીતની ઇચ્છા જોઇને.

૨૧૫ ભીમે પાછળ કહ્યું હતું કે એક જગોએ વાટ જોઇને બેશી રહેનારને વખત લાંબો જણાયછે, તે ઉપર યુધિષ્ઠિર તર્ક કરેછે: શું ઇ૦-થોડાની ઘણી—થોડા વખતની ઘણી વખત. પણ એ સાચું નથી; કેમકે વેળાની કવેળા ગણાય ( થઇછે ). કવેળા બતાવેછે: સવિતા ઇ૦. સહુ ઇ૦—કાંઇક વિઘ્ન છે એ સહુ સાચેસાચી વાત છે. બંધવાચ—અર્થાત્ તેનાથી બોલી-

'જાવું શોધવાને કાજ,' દઢ મન રાજ કરી,
વૃક્ષને તો ત્યાજ કરી, ચાલવાને લાગિયા;
ડાબા ઉતરે કુરંગ, દક્ષિણથી વળે કોઇ,
એમ શુભ ને અશુભ, શુકન તો ત્યાગિયા;
બે ક્રિયાઓ એક સ્થળે, જોઇ રાય અતિ બળે,
કળે ન કશું જ ત્યાંહી, પગ તેણે ભાગિયા;
ચાલે તો ચલાય નહિ, હાલે તો હલાય નહિ,
મા'લે તો મલાય નહિ, હાય! શા અભાગિયા!! ૨૧૬
નરકેરો શબ્દ કંઇ, શ્રવણે સુણાય નહિ,
એવા વન મધ્ય રાય, સુખિયારો ક્યાં થકી!
વરાહ ન આપે રાહ, પક્ષી અક્ષિ કાઢવા કે',
રૂરૂ સામા થાય ઘણા, તોય રે' દુઃખે ટકી;
સેવેલું અમારૂં વન, સામાં ધસે એમ કહી,
યુધિષ્ઠિર પૂછે તેને, ભાઇની લહો વકી?
કાળાં ભમરશાં પાન, ભ્રમર કરે ત્યાં રવ,

---

શકાય નહિ, ઉદિશેથી ઇ૦—હું કોઇક દિશામાં જાઉં અને તેઓ કોઇ બીજી દિશામાથી આવે તો ? મન ઇ૦—પણ અરે મન! હવે એવો વિચાર શું કરવા કરેછે? એ સર્વ વિચાર કથીર અને કાચ રૂપ છે! અર્થાત્ માલવિનાના છે.

૨૧૬ રાજ–રાજા. ત્યાજ–ત્યાગ. ડાબા ઇ૦–પ્રયાણ કરતી વખતે હરણ ડાબા હોય તો સારા નહિ અને જમણા હોય તો સારા, એવું શાકુનશાસ્ત્રનું વચન છે, પણ યુધિષ્ઠિરને તો ભ્રાતૃમરણ રૂપ અશુભ અને તેમના પુનરૂજ્જિવન રૂપ શુભ, બન્ને ફળ થવાનાં હોવાથી બન્ને પ્રકારના શકુન થયા ત્યાગિયા—પછવાડે મૂક્યા

એવાં દ્રૂમ જોઇ રોઇ, છળથી મરે છકી ।। ૨૧૭
સુવર્ણશા વર્ણવાળા, તંતુએ શોભાયમાન,
એવા ઘણા વેલા ત્યાંહી, જોતામાં જણાય છે;
વિશ્વકરમાએ કરી, રચના આ વનકેરી,
એમ કદી કદી મન, ગયનું તણાયછે;
પદ્મિની સમૂહવડે, યુક્ત જોઇ સરોવર,
દ્રણ દુઃખ થઇ આવે, ભવિષ્ય ભણાય છે;
કરવીર કેતકી ને, તણાંકુર દીપે ઘણા,
અશ્વત્થ અપાર ઊગ્યા, વટ કૈં ગણાય છે ! ૨૧૮
એવું ત્યાં તડાગ લહી, નાગ ભાળી નીચું જુએ,
પાગમાંથી લાગે લાય, જોઇ કંપે કાય રે !
પૂરા હોત પાંચ અહીં, કાઇ આવ્યું હોત કર,
ઘાત કેમ આવું મને, એમ શોચે રાય રે;
ચાર ભાઇ ગયા કંઇ, તૃષ્ણા ધરી કૃષ્ણા રહી,
રખડું હું અહી તહીં, વ્યાઘ્ર શે ન ખાય રે ?
એમ કરે શોચન ને, મોચન કરે છે કાંઇ,

શોચનનો ચઢે દિન, કવિ એમ ગાય રે. ૨૧૯

## શબદર્શન.

ધીમે ધીમે ચાલતાં તો, લાંબો પંથ થાય ટુંકો,
ઢુંકો આવ્યો રાય તેમ, મુઆ પડ્યા ભાઇ જ્યાં;
અરૂપરૂ જુએ અને, શોચ કરે મન અતિ,
ભાઇને તો ભાળે નહિ, કહો મરે ધાઇ ક્યાં !
એવે તટ ભાળી જોયું, ઝટપટ સહુ ખોયું,
અટપટું આ તો અહીં, જોઇ ગયો રોઇ ત્યાં;
જુએ તો પડ્યા છે બંધુ, સંધુ જેણે ત્યાગ કર્યું,
યુગાંતિ શું લોકપાળ, પડ્યાતણી સોઇ હ્યાં ! ૨૨૦

---

૨૧૯ નાગ ઇ૦—તડાગ ( તળાવ ) જોઇને પછી નાગ( સાપ )ને ભાળીને નીચું જુએ છે. અર્થાત્ તળાવ તરફ જતાં સાપ આડો ઉતરે છે. આ દુઃખને બદલે સુખ ક્યારે થાત તે વિચારે છેઃ પૂરા ઇ૦—જો અમે પૂરે પૂરા પાંચે જણ અહીં હોત, અને બ્રાહ્મણનું અરણીકાષ્ઠ અમારા હાથમાં આવ્યું હોત, તો મારા મનમાં આ જગોએ ઠેવું ( સારૂં ) થાત ! તૃષ્ણા—મળવાની ઈચ્છા. કૃષ્ણા—દ્રૌપદી. રહી–ઘેર ( મુકામ પર ). મોચન—મુક્ત, આશા ભર્યા વિચારથી મનને કાંઇક દુઃખમાંથી મુક્ત કરે છે; પણ શોચન( શોક )નો દિવસ ચઢે છે—ચઢતો છે.

૨૨૦ સહુ ખોયું—સર્વસ્વ નાશ પામ્યું ! અથવા સઘળા સંશય, તર્ક, વિતર્ક, સમાધાન પામી ગયા ! ( ભાઈઓ મરેલા પડેલા જોવાથી ). સંધુ ઈ૦—જે ભાઇઓએ સંધુ ( સકળ—વિશ્વ ) ત્યાગ કર્યું છે—તમામ સુખ દુઃખ, આશા તૃષ્ણા, વગેરે તજ્યું છે. યુગાંતે ઇ૦—યુગને અંતે ( પ્રલયસમયે ) શું લોકપાળ( ચાર દિશાના ચાર દેવો )ને પડવાની સોઈ અહીંઆંજ છે ! પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરદિશાના રક્ષણકર્ત્તા દેવો અનુક્રમે ઇંદ્ર, યમ, વરૂણ અને કુબેર છે, તે તો અહીં ભીમાદિ રૂપ ધારીને નથી પડ્યા શું ?

ગૌર વર્ણે ચારકેરો, તેથી જાણે ઈંદ્ર પડ્યા,
વાસવ તો એક અને, આ તો ચાર જણ છે;
વિષ્ણુનાં અપાર રૂપ, ભાઇ ઈંદ્ર તેનો ભલો,
તેણે કરી ચાર રૂપ-ધર ઈંદ્ર પણ છે;
ઈંદ્ર નવ સૂતા હોય, આ તો સૂતા સોડ તાણી,
ઉપમા ઘટે ન એવી, યોગ્યપણા વણ છે,
ભૂમિશચી સાથ સૂતા, ઉંઘતાં જણાય એવા,
ઘટે એમ ઘટાવું તો,(પણ) ઘટાવાનું પણ છે. ૨૨૧

વાસવ વાયુને વન્હિ, કાર્તિકેય સ્વામી જેમ,
દાનવના યુદ્ધ માંહી, મૂરછા ખાઇ પડે;
અસ્ત્ર ને વેરાય શસ્ત્ર, એમ વેરાઇ પડ્યાં છે,
અમરને મૂરછા શી, અવળું એ તો અડે !
એમ યુધિષ્ઠિર મન, તર્ક ને વિતર્ક કરે,
હાથ ચાર પર ધરે, હાય ! હતો આવડે ! !
શીત ઋતુ જેવી સોઇ, સર્વ અંગકેરી જોઇ,
ચેષ્ટા પડ્યા સર્વ ખોઇ, નિશ્ચય મને ઘડે. ૨૨૨

---

૨૨૧ ચાર ભાઇઓને મરેલા પડેલા જોઇને તથા તેમનાં તેજસ્વી રૂપ જોઇને યુધિષ્ઠિર તર્ક કરેછેઃ ગૌર ઇ૦. વાસવ-ઈંદ્ર. ચાર રૂપ ધર—ચાર રૂપ ધરી શકે એવો. ભૂમિશચી—પૃથ્વી રૂપી ઈંદ્રાણી. ઘટે ઇ૦—એવી ઉપમા ઘટાવું તો પણ ઘટી શકે એમ છે; પણ અહીં તો પણ ( પાણી—નૂર ) ઘટાવવાનું—ઓછું કરવાનું છે. ( યુધિષ્ઠિરના શોકના વર્ણનમાં આ વાણી વિલાસ છાજતો નથી માટે ). કારણમાળા અને અપન્હુતિનો સંકર.

૨૨૨ બીજી ઉપમા ઘટાવે છે વાસવ ઇ૦. વન્હિ—અગ્નિદેવ. કાર્તિકેય-સ્વામી—કાર્તિકસ્વામી. અવળું ઇ૦—એ તર્ક અવળો હોવાથી અટકે છે.

એજ ભાઇ ! એજ મુઆ ! સંશયની વાત નથી,
પડ્યા પોળા થઇ ચાર, હાય હાય શું કરૂં ! !
મહાધીર ધર્મ ધારી, ઉપદેશ રીત સારી,
જાણે તોય તે વિસારી, રડવું માન્યું ખરૂં;
નેત્રમાંથી નીર ચાલી, અશ્રુ શ્મશ્રુને ભીંજાવે,
અંગોઅંગને સીઝાવે, પ્રાણ કે' અમો ડરૂં;
નિઃશ્વાસનો શ્વાસ કંઇ, ઉંચકીને નાખે હેઠે,
દુઃખમાંહી દુઃખ એક, સુખને કરે પરૂં. ૨૨૩

ચિંતા થકી ચાર ઘણી, કોઇ કહે લક્ષ ઘણી,
માની જણી બેનો બેય, એવી ચિંતા આવતી;
થાકને તો કાઢ્યો મારી, હાકને તો પેટી પૂરી,
વાક વાન હરી લેઇ, સ્વરૂપ ભજાવતી;
વ્યાપી ચાર દિશા મધ્ય, અવધ્ય ને વધ્ય કરી,
બદ્ધ કરી બાપડાને, શોકાબ્ધિમાં લાવતી;
ચતુરાઇ ચૂલે નાખી, પચવવા બેઠી ચિંતા,
હાય ! નથી લાજતી શે, ભુંડી કોને ભાવતી ! ૨૨૪

---

હાય ઇ૦—હાય ! આ ચારવડે હું હતો ! નિશ્ચય ઇ૦—મનમાં નિશ્ચય કરે છે ( કે એ મરી ગયા છે ! )

૨૨૩ તે—ઉપદેશની રીત. શ્મશ્રુ—દાઢી મૂછ. પ્રાણ ઇ૦—પ્રાણ કહેછે કે અશ્રુએ સીઝાવેલાં અંગમાં રહેતાં અમે ડરીએ છીએ—અર્થાત્ પ્રાણ નીકળી જવા તત્પર થાયછે. ઉંચકીને ઇ૦—અર્થાત્ એવા જોરથી નિઃશ્વાસ મૂકેછે કે જેથી યુધિષ્ઠિરનું શરીર પડી જાયછે ! કરૂણાના **અનુભાવ.**

૨૨૪ હાક—સાદ. અર્થાત્ ઘાંટો બંધ થયો. વાક ઇ૦—વાન(શરીર)-

વિલાપ જે ભાઇ એનો, તેને ઉશકેરી કહ્યું,
હવે બેઠી જોઉં હું ને, કરચ તુંથી થાય તે;
વ્યાપી વિલાપ ગયો ત્યાં, આગન્યા સુણી કે તર્ત,
ગર્તમાંહી ગાડી દઇ, જોતો ઊભો રાય એ;
સંતાપ જે ભાઇ તેનો, તેણે રાય શેકવાનું,
કામ લીધું માથે કરી, મારી નવ ખાય શે !
હાય હાય રે બિચારો, એક નિષ્ઠાવાન મરે !
વિલાપ ઊભો ત્યાં કરે, ગુમ થયો કાય જે.　　　૨૨૫

## પ્રતિજ્ઞાદિસ્મરણ.

અહો મહાબાહુ ભીમ ! વૃકોદર બળસીમ !
નીમ શો કર્યો તો ભાઈ, ભૂલી ગયો કેમ રે !
તે કહ્યું હતું મને જે, આજ હું સ્મરાવું તને,
ઊઠી બેઠો થજે પછે, પાળવાને નેમ રે;
સુયોધન સાથળને, ભેદવાને ભાઇ કહ્યું,
નિશ્ચિંત થયું'તું મારૂં, મન જાણી ક્ષેમ રે;

---

નો વાક (કસ) હરી લેઇને—ચિંતા (કર્ત્તા). અવધ્ય—(પાંડવો). બદ્ધ કરી—બાંધીને. શોકાબ્ધિમાં—શોકના સમુદ્રમાં. પચવવાને—રાંધવાને.

૨૨૫ વિલાપ ઇ૦—ચિંતાનો ભાઈ જે વિલાપ, તેને ઉશ્કેરીને ચિંતાએ કહ્યું કે હવે (મારૂં કાર્ય કરી રહીને) હું બેઠી બેઠી જોઉંછું માટે તારાથી જે થાય તે તું કર. ગર્ત ઇ૦—રાયને ગર્તે (દુ:ખરૂપી ખાડા)માં ગાડી દેઇને (દાટી દેઇને) તેને જોતો એ (વિલાપ) ઉભો રહ્યો, મારી ઇ૦—કવિ કહે છે કે હવે એ ચિંતાદિ ત્રણે રાજાને મારી પણ શામાટે ન ખાય ? વિલાપ ઇ૦— અત્યાર સુધી જે કાયામાં ગુમ થયો હતો તે ઊભો ઊભો ત્યાં વિલાપ કરે છે।

આજ તું પડયો ન ઊઠે, કાજ મારૂં વ્યર્થ થયું,
રાજ્ય ગયું રવડીને, હા ! એમને એમ રે !! ૨૨૬
મહાબાહો ! કુરૂકુળ–કેરી કીરતિની વૃદ્ધિ,
તું'થી થવાની હતી તે, પડતાં જતી રહી !
કે'તા તારા સંબંધી જે, વાક્ય જયકેરાં ઘણાં,
સંતને મહંત તેહ, જૂઠા રહ્યા શું થઈ !!
તારે વિષે સાંભળ્યું મેં, તે થાય અવળું આજ,
કયળેછે કાજ મારૂં, જુએ કૈંકને જઇ;
અરે દેવ દિવ્ય વાણી, ભીમના સંબંધી કરી,
ખોટા થયા તમે શુંય, વ્યાસજી ગયા કંઇ. ૨૨૭
ધનંજય સુતો શું તું, સોડમાં લઇ બે બંધુ,
સંધુ કરી ખોટું આમ, કરવું તને ઘટે !
દેવતા ! સ્મરાવું આજ, દેવતા ન લાગ્યો મને !
વાણી કરી કેવી તમે, આહા અંતરપટે;
થયું ન જનનાશૌચ, ધનંજય જન્મ થઇ,
કહી વાણી કેવી દેવ ! હૈયું તેણે ના હટે !!
માતા કુંતીને કહ્યું કે, આ સુત તમારો જેહ,
ઇંદ્ર જેવો થશે એહ, કો' કષ્ટ શેણે મટે ! ૨૨૮

---

૨૨૬ મહાબાહુ—બળવાન. બળસીમ—જેના બળથી હદ આવી રહી છે એવો. ક્ષેમ—કલ્યાણ—શુભ.

૨૨૭જુએ ઈ૦–એમ કહીને પાસે જઇને યુધિષ્ઠિર તેને જુએછે. ( મારૂં સાંભળીને ઉઠયો તો નથી શું? એવા વિચારથી ).

૨૨૮ ખોટું–મિથ્યા. આમ કરવું–મરવું. દેવતા !—હે દેવો ! સ્મરાવું—સંભારી આપું ( તમોએ કહેલી વાણી ). દેવતા ન લાગ્યો—બળી ગો

ઉત્તરપારિયાત્રમાં, ભૂત પ્રાણી માત્રે કહ્યું,
અર્જુન અડગ થશે, યુદ્ધમાંહી એકલો;
છતે નહિ એને કોઇ, એથી રહે સહુ રોઇ,
સમૃદ્ધિ બ્રાહ્મણતણી, લાવશે એ તો ભલો;
એવું દેવે મળી કહ્યું, મહંત માનવે લહ્યું,
દાનવે તો ખરૂં સહ્યું, સમરમાં જ્યાં મળ્યો;
ખોટું કરે તે શે આજ, કાજ મારૂં કથાળીને,
લાજ લાગે મોટાને એ, રાજ્ય કરવું કળો ! २२९
પાર્થ પૃથ્વી માંહી પોઢયે, આરાપારા છૂટે મારા,
મને થતાં એવું તને, ઉંઘ કેમ આવડી ?
બંધુ ! આશ્ચર્ય તારે, વનજન્ય કષ્ટ સહ્યાં,
સ્વર્ગમાંથી આવી મળી, રૂચિ તને આ ઘડી !!
યુદ્ધમાં મદોનમત્ત, મહાશૂરવીર સાચા,
કાચા કરે શત્રુને તુ, આવી દશા આ પડી !

---

ન ગયો ! અંતરપટે—આકાશમાં અદૃશ્ય રહીને. થયું ૦—ધનંજયનો જન્મ થયા પછી તેનું જનનાશૌચ ( જન્મ થવા સંબંધી સતક ) થયું ( પડયું ) નહોતું, તેટલામાંજ હે દેવ તમે કેવી વાણી કરી હતી ! ( જન્મ થયા પછી નાળછેદન થયું ન હોય ત્યાં સુધી વૃદ્ધિસૂતક લાગતું નથી, એ શાસ્ત્રને ઉદ્દેશીને એ વચન કહ્યું છે ) હટે—હઠે !! અર્થાત્ હઠેજ. દૈવ વાણી કહી બતાવે છે: માતા ૦. કાં ૦—એ વચન સત્ય થયું નહિ તો કહો કે હવે મારૂં કષ્ટ શાથી મટે ?

૨૨૯ ઉત્તરપારિયાત્રમાં—ઉત્તર દિશામાં દિગ્વિજય કરવા ગયો ત્યાં. ભૂત પ્રાણી માત્રે—સચરાચર વિશ્વે. સમૃદ્ધિ—બ્રાહ્મણોનું જે ધન વગેરે અસુરાદિ હરી ગયા હશે તે પાછું લાવીને આપશે. મહંત માનવે—દેવર્ષિ, રાજર્ષિ, અને બ્રહ્મર્ષિઓએ. સહ્યું—( સંગ્રામમાં ). રાજ ૦—હજી તો આપણે રાજ્ય કરવું છે તે સમજો !

શસ્ત્રાસ્ત્ર સફળ તારાં, તેણે હૈડાં વેધે મારા;
ઘણું થયું પડ્યાં ધારાં, પીડ આવી આ ઘડી!! ૨૩૦
અર્જુન ને ભીમ આ શું, પૃથ્વીમાં પડ્યા હું ભાળું!
અસ્ત્ર શસ્ત્ર હાથ નથી, સૂતા તેઓ શે લહું?
યાચકને વશ થાય, નથી એવા તેઓ આ તો,
કેમ શત્રુકેરે વશ, થયા હું કોને કહું?
પાષાણને વજ્રથકી, કઠિન છે હૃદે મારૂં,
તાપથી તૂટે છે એય, આ તૂટે ન શુ રહું!
તૃષા લાગી મૃષા મને, પાણી જમપુર પીઉં,
ચારકેરો સાથ કરી, વે'લો વાટમાં વહુ! ૨૩૧
માદ્રિસૂનુ નકુલ ને, સહદેવ પડ્યા જોઇ,

---

૨૩૦ આશાપાશ—આશા રૂપી બંધનો વનજન્ય—વનથી ઉત્પન્ન થયેલાં. સ્વર્ગમાથી ઈ૦—સ્વર્ગમાંથી આવીને તું અમને મળ્યો અને તે પછી હવે તને આ ઘડી (મરણ રૂપા) તને રૂચિ—પસંદ પડી? આવી ઇ૦—તેને આ દશા આવી પડી!! શસ્ત્રાસ્ત્ર ઇ૦—અર્થાત્ તારાં શસ્ત્ર અને અસ્ત્ર સફળ હોવાથી તારો વધ કોઈથી બની શકે નહિ; એમ છતા તું મરણ પામ્યો છે તેથી મારૂં હૈયું વેધાયછે. ધારા—છિદ્રો.

૨૩૧ અસ્ત્ર ઈ૦—તેમના હાથમાં અસ્ત્ર કે શસ્ત્ર નથી (દૂર પડી ગયેલા હોવાથી), અથવા તેમના ઉપર કોઇએ અસ્ત્ર કે શસ્ત્રનો હાથ કરેલો જણાતો નથી, એમ છતાં એ તેઓ ઘોડા જેવા સૂતા છે એમ હું શાથી જાણું છું! અર્થાત્ એ મરે એ તે અસભવ જેવું છે! કોઈએ શસ્ત્રથી સુવાડી દીધા હશે એમ કલ્પના કરીને તેનો પરિહાર કરે છેઃ યાચકને ઇ૦—એ તેઓ એવા નથી કે યાચકને વશ થાય! એય—પાષાણ અને વજ્ર. મૃષા—મિથ્યા. તાત્પર્ય કે ભાઇઓના મરણની વેદના આગળ તરસની વેદના પણ યુધિષ્ઠિરને મોટી લાગતી નથી! વાટમાં—જમપુરીના રસ્તામાં અર્થાત્ હું પણ મરણ પામુ.

હૃદય ફાટી ન જાય, ઉપરનો પ્રેમ એ !
અરે હા ! નકુલ કરી, હાંક મારે વારવાર,
સહદેવને પોકારે, કહે સુણ કેમ એ ?
હોઠ માંહી બબડે તે, ચારમાંનો એક કરે,
ચારથી ન એક બોલે, દૈવકેરો રે'મ એ ! !
ઉભયને કહે ભાઇ, દેશકાળશાસ્ત્રતણા,
જાણનાર સૂઈ રહ્યા, નઠારો છે નેમ એ. ૨૩૨
ક્રિયાવાન ધર્માચારી, પુરૂષમાં શ્રેષ્ઠ તમે;
કરવા જોગ ન કર્યું, પરાક્રમ પૂર તો;
પછે સૂવાય ન ભાઇ, રાજ રહે સ્વર્ગ માંહી,
રડીમરે કુંતીમાઇ, કૃત્ય છે આ ક્રૂર તો;
માદ્રિમર્ણ થયું જ્યારે, કુંતીને સોંપ્યા'તા ત્યારે,
માતાએ મારે હવાલે, કર્યા સાચા શૂર તો;
તેને વનમાં સૂવાર્યા ! બેઠા અમે થાકયા હાર્યા !
પ્રભુ ! ત્યારે શે છંડાડ્યા ! થાય છે અસૂર તો !! ૨૩૩

---

૨૩૨ માદ્રિસૂનુ—માદ્રિના પુત્ર—નકુલ અને સહદેવ. હોઠ ઇ૦-યુધિષ્ઠિર જો કદાપિ હોઠમાં બરબડ—ઘણે ધીમેથી કાંઇ આજ્ઞા કરે, તો તે ચારમાંનો ગમે તે એક જણ કરે, પણ જ્યારે ચારમાંથી એક જણ બાણુ આટલું આટલું કહેતાય બોલે નહિ, ત્યારે એ દૈવનીજ રે'મ (કૃપા) સમજવો ! (વક્રોક્તિ). અર્થાત્ દૈવનીજ અવકૃપા જાણવી ! ઉભયને—નકુલ ,સહદેવને. દેશ ઇ૦-તમે દેશ, કાળ, અને શાસ્ત્રને જાણનારા છો (જોશી હોવાથી), તો આ નિર્જન દેશમાં, આપત્કાળમાં અને શાસ્ત્રે નિષિદ્ધ કરેલા દિવસના સમયમાં અહીં કેમ સૂઇ રહ્યા છો ?

૨૩૩ પછે—( પરાક્રમ કર્યા વિના ). થાકયા હાર્યા—અર્થાત અમારાથી તેમને છંડાડવાનું કાંઇ પરાક્રમ બની શકતું નથી અને એમ છે તો હે પ્રભુ!

અંગોઅંગ જોઇ કહે, રંગના રૂપાળા રાજ!
ક્ષત કંઇ થયો નથી, કેમ તજ્યા પ્રાણ રે!
કોઇથી પરાજય ન, પામ્યા પૂર સમરમાં,
આબરૂ છે અમરમાં, ત્રિલોકીમાં જાણ રે;
પર્વતનાં શિખર જે, પડ્યા પછી દીસે આમ,
એવી હામ ઉપમાની, ભરે કયી વાણ રે;
નિદ્રિત થયા છો ભાઇ. ઠગવા મને ન બોલો,
ડોલાવ્યા ન ડોલો એથી, થશે મારી હાણ રે!! ૨૩૪
તોય નવ બોલ્યા ત્યારે, મારે એવો ખોળવાને,
ધર્મસૂનુ ધ્યાન ધરે, કષ્ટ આવી સા'ય રે;
ધ્યાનને ભમાવે અને, જુક્તિ ન જમાવે કદી,
જ્ઞાનને શમાવે વળી, નમાવે કે' નાય રે;
બેસાડે જો બેહક તો, ઉઠવાનું મન કદી,
થાય કે ઉઠાય નહિ, ઘાણી કંપે કાય રે;
હાય ! દૈવ હાય ! ભુંડા, રૂડા રાયને શું કીધું,

---

અમને એકલાને જીવતા શું કરવા રાખ્યા ? હવે જલદી અમારો અંત આણો! કેમકે ભાઇઓને મળવા જવાને અસૂર થાયછે!

૨૩૪ રંગના રૂપાળા રાજ !-(નકુળ સહદેવનું સંબોધન). ક્ષત થયાં નથી-ઘાવાંગ્યા નથી. સમરમાં—સગ્રામમા. અમરમા—દેવ લોકોમાં. પર્વતનાં ઇ૦—પર્વતનાં શિખરો પડ્યા પછી આમ (તમારા જેવાં) દીસે છે, એવી ઉપમા આપવાની કયી વાણી હામ ભરે! અર્થાત્ તમે પર્વતના શિખરની પેઠે પડીને જડ પથરા થઇ ગયા છો એમ મારી જીભથી શો. રીતે કહેવાય ? ત્યારે શું કહી શકાય! નિદ્રિત ઈ૦ નિદ્રિત—ઉઘેલા મારી હાણ હશે—હું મૃત્યુ પામીશ.

ન્યાય ને અન્યાય અલ્યા, એક આરે પાય રે !! ૨૩૫
એમ મહાક્રૂર વીર, થઈ રણધીર નડ્યો,
વિલાપે વગોવ્યો રાય, ધીરજના ધામમાં;
મારમાર કરો આવે, તેને મારવા દે જ્યારે,
ત્યારે તે મારે ન કાંઇ, વાર્યે વહે હામમાં;
તેમ સહ્યું ધર્મરાજ, વિલાપે કર્યું જે કૃત્ય,
પછે ગયો થાકી હારી, રહ્યો વરી દામમાં;
ચિતા થઇ રહી નારી, નર વિલાપાદિ સહુ,
હાર્યા ધર્મસૂનુથકી, મોટાઇની મામમા. ૨૩૬

---

૨૩૫ મારે એવો—ચાર ભાઇઓને. મારનારને ધ્યાન ધરે—એકાગ્રચિત્ત કરીને જુએ — વિચારે. પણ તે ધ્યાન જામતુ નથી તેનુ કારણ કહે છે કષ્ટ ઇ૦—કષ્ટ આવીને તેમને પકડે છે—દુઃખથી મન વ્યગ્ર થઈ જાય છે. નમાવે પ્ર૦—જો ધ્યાનમાથી વ્યગ્ર કરવાના કષ્ટના આ પ્રયત્નની યુધિષ્ઠિર ના કહે—તે ન માનતા પણ ધ્યાન કરે, તો તેને નમાવે —હરવી દે. અથવા યુધિષ્ઠિરને મન એકાગ્ર કરવાના પ્રયત્નમા નમાવે—હરાવે અને તેને ના કહે—ધ્યાન થવા નહિ દેઉ એમ કહે યુધિષ્ઠિરને નમાવે એટલુ તેનુ શુ બળ છે તે વર્ણું છે બેસાડે ઇ૦ થાય—( ઉઠવાનુ મન ) થાય નહિ કે ઉઠાય નહિ કવિ દૈવને ઠપકો આપે છે. હાય ઇ૦. ન્યાય ઇ૦— અલ્યા દૈવ ! તુ ન્યાય અને અન્યાય સર્વને એકજ આરે પાણી પાય છે ! અધર્મીને અને ધર્મશીળને—સૌને સરખુજ દુઃખ આપે છે !

૨૩૬ એમ ઇ૦—એવી રીતે મોટા ક્રૂર વીર જે વિલાપ તે રણધીર થઇને યુધિષ્ઠિરને નડ્યો—યુધિષ્ઠિર બહુ વિલાપ કર્યા વિલાપે ઇ૦—તે વિલાપે રાજાને ધીરજના ધામમા વગોવ્યો—તેની ધીરજ નાશ કરી. મારમાર ઇ૦—જેમ કોઇ માણુસ મારમાર કરતો આવતો હોય તેને મારવા દે—તેનો સામનો કરે નહિ, ત્યારે તે કાંઈ મારે નહિ, પણ તેને જો કોઇ વારે ( મારતા અટકાવે) તો તે પોતાની હામમા વહે—વધારે હીમ્મતવાળો થાય. એજ ન્યાયધર્મ-

કષ્ટ કહે નષ્ટ કરૂં, યુધિષ્ઠિર આજ હું તો,
વ્યાકુલતા નારી સાથ, વસું એના દેહમાં;
નપુંસક એ બિચારૂં, વ્યાકુલતા નારી તેની,
ટકી રહે કયીપેર, યુધિષ્ઠિર ગેહમાં;
તોય મૂઓ સાપ કંઇ, અપશુકનેથી જાય,
રાય કાય કષ્ટે દહે, નવાઇ શુ તેહમાં !
એમ સરવે મળીને, દુઃખી કર્યો રાય ઘણો,
હેવાલ જે તેહતણો, વરણું શું એહમાં ? ૨૩૭
એમ માનસી વિકારો, સર્વે મળી દુઃખ દેતા,
કે'તા નવ મારો કોઇ, મારો ચિત્ત ધારતા;
સર્વ હોય સરખું તો, વિશ્વ ચાલે કેઇ પેર ?
વેરફેર કરે કોઇ, કોઇ ભલી વારતા;
એમ રાહ દુનિઆનો, તેવું થયું રાયને ત્યાં,
જોયું એક વીરે ઝટ, શકે રાય હારતા;
વિચાર નામે તે હતો, નર મહારૂપધારી,

---

રાજાને લાગુ પાડે છે તેમ ઇ૦. દામમાં—બંધનમા—લગામમાં. ચિંતા પણ હારી ગઇ ને કહે છેઃ ચિતા ઇ૦-તે તો નારી થઇનેજ રહી. (નારીપણું પ્રાપ્ત થયે પરાક્રમ નાશ પામે છે એ ઉઘાડુંજ છે). આ છંદથી ધર્મરાજાની **સહનશીલતાની તથા ધૃતિ નામે ભાવની વ્યંજના કરી છે. અર્થાંતરન્યાસ.**

૨૩૭ નપુંસક—('કષ્ટ' શબ્દ નાન્યતર જાતિનો હોવાથી). નપુંસકથી તો યુધિષ્ઠિરનો નાશ કરવાને ન ટકી રહેવાય પણ વ્યાકુળતાએ નાશ કર્યો કે કેમ? તે કહેછે, નારી ઇ૦—તે તો નપુંસકની નારીછે; અર્થાત્ તેનાથી તો પરાક્રમ થઇ ન શકે! યુધિષ્ઠિર ગેહમાં—યુધિષ્ઠિરના શરીર રૂપી ઘરમાં. ત્યારે તો કષ્ટ અને વ્યાકુળતાથી યુધિષ્ઠિરને કાંઇ પીડા નહિ થઇ હોય! તો તેમ નથી; તોય મુઓ સાપ ઇ૦. **લોકોક્તિ અને રૂપકાલંકાર.**

આ'ય કરી આવી સારી, વિપત્ત વિમારતા. ૨૩૮
ધ્યાન મ'ય ધસી ગયો, જ્યારે તો વિચાર વીર,
ત્યારે તો ત્યાં ધર્મસૂનુ, વિચારવા લાગિયા;
દુનિઆની રીત આ તો, પસરી રહી છે પૂર્ણ,
આવે અને જાય જન, દેહ ગેહ ત્યાગિયા;
કરૂં હું વિચાર કોને, મારી ગતિ થશે એવી,
સેવા ધર્મની ન સેવી, હા ! એવા અભાગિયા !
હવે હું વિજય કરી, આ મૂઆ એમ હું મરી,
તરી જાઉં નિંદાથકી, એમ અનુરાગિયા. ૨૩૯
આપઘાત કરૂં કદી, સજ્જન કે' મૂઢ હતો,
માટે મૂઆ એહ જેમ, તેમ તોડું તનને;
વિચારતા વાર વાર, મહામતિમાન ધર્મ,
આ તે હશે કોનું કર્મ ! નિંદુ સુરજનને;
મહાબાહુ જાણતા તે, દેશ કાળના વિભાગ,
તોય નવ તેણી વાર નિશ્ચે થતું મનને;
આમ કદી થયું હોય, સમાધાન આમ તેનું,

---

૨૩૮ હજી રૂપક ચાલુ રાખે છે. એમ ઇ૦. કે'તા-ઇ૦—કેટલાક માનસી વિકારો એમ કહેતા કે યુધિષ્ઠિરના ચિત્તને ન મારશો અને કેટલાક કહેતા કે મારો. વે-કેર-વેર અને કેર કે વેરનો કેર. એક વીરે-'વિચાર' નામે વીરે. વિસારતા—વિસરાવનારી.

૨૩૯ આ ઇ૦—મરી ગયેલાના વિલાપ કરવા એ તો દુનિઆની રીત છે, કેમકે તેથી મરનારનું કાંઇ હિત થતું નથી ! દેહગેહ—દેહ અને ઘર અથવા દેહરૂપી ઘર વિજય કરી—મારા બન્ધુઓને મારનાર ઉપર જય મેળવીને.

થાયે ન વિચાર દઢ, નિદતા તે વનને. ૨૪૦
વળી સા'ય આવી પાછા, વિલાપ સંતાપ મળી,
વિચાર તો કાઢે તેને, શાતિના ઉપાયથી;
મારા ભાઇતણો કોણ, મારનાર હશે એમ,
વાર વાર તો વિચારે, જ'પીક'પી કાયથી,
શસ્ત્રક્ષત નથી અ'ગ, પાદ પડ્યો નથી કોના,
હરાયાં ન હોમાન તો, શૂરાફેરી સા'યથી;
આમ છે માટે મનાય, ચિત્તમાં એવું ચણાયું,
હશે કોઇ મહાપ્રાણી, જીત્યો આવા રાયહી. ૨૪૧

---

૨૪૦ માટે ઇ૦—માટે જેની રીતે મારા ભાઈઓ મરી ગયા છે તેવી રીતે હુ પણ તનને (શરીરને) તોડુ (નાશ કરુ) અર્થાત્ તેઓ કેમ મરી ગયા તે નક્કી કરીને પછી તે રીતે હુ મરૂ તે નક્કી કરવાને માટે, વિચારતા ઇ૦ નિદુ ઇ૦—હુ તે સુર(દેવ)ને નિદુ કે જન(મનુષ્ય)-ને નિદુ । સ'દેહ તથા વિતર્ક. મહાબાહુ ઇ૦—તે મહાબાહુ (યુધિષ્ઠિર) દેશ અને કાળના વિભાગને જાણતા હતા—અમુક દેશમા અને અમુક કાળમા આવુ' કૃત્ય બની શકે એમ જાણતા હતા. તોય તેણીવાર (આ પ્રસગ) મનમા નિશ્ચય થયો નહિ નિશ્ચય કેરી રીતે નથી, થતો તે મનના સકલ્પ વિકલ્પદ્વારા વર્ણે છે આમ ઇ૦—જો કદાપિ આમ થયુ હોય—આવી રીતે મુઆ હોય, તો તેનુ સમાધાન આ રીતે થાય છે—આવુ કારણ હોવાથી એ બનવા જોગ નથી, એવી રીતે તર્ક વિતર્ક થતા વિચાર દઢ થતો નથી

૨૪૧ સા'ય—પકડે. જ'પી ઇ૦—જ પેલી (શાત થયેલી) કાયથી (એકાએક) કપીને શસ્ત્રન—હથિયારનો ઘા પાદ ઇ૦—જો શત્રુએ આવીને માર્યા હોય તો તેના પગલાં પડવા જોઇએ, પરતુ તે પણ નથી. હરાયા ઇ૦—એમના હોસાન (હોસકોસ—મુખ ઉપરનુ' તેજ) હરાયાં (હરણ કરી લીધેલા) નથી શૂરફેરી-શૂરત્વની મહાપ્રાણી—મહાસત્વ—

સાંધ્ય કરી આવી સારી, વિપત્ત વિસારતા. ૨૩૮

ધ્યાન મધ્ય ધસી ગયો, જ્યારે તો વિચાર વીર,
ત્યારે તો ત્યાં ધર્મસૂનુ, વિચારવા લાગિયા;
દુનિઆની રીત આ તો, પસરી રહી છે પૂર્ણ,
આવે અને જાય જન, દેહ ગેહ ત્યાગિયા;
કરૂં હું વિચાર કોને, મારી ગતિ થશે એવી,
સેવા ધર્મની ન સેવી, હા ! એવા અભાગિયા !
હવે હું વિજય કરી, આ મૂઆ એમ હું મરી,
તરી જાઉં નિંદાથકી, એમ અનુરાગિયા. ૨૩૯

આપઘાત કરૂં કદી, સજ્જન કે' મૂઢ હતો,
માટે મૂઆ એહ જેમ, તેમ તોડું તનને;
વિચારતા વાર વાર, મહામતિમાન ધર્મ,
આ તે હશે કોનુ કર્મ ! નિંદુ સુરજનને;
મહાબાહુ જાણતા તે, દેશ કાળના વિભાગ,
તોય નવ તોણી વાર નિશ્ચે થતું મનને;
આમ કદી થયું હોય, સમાધાન આમ તેનું,

---

૨૩૮ હજી રૂપક ચાલુ રાખે છે. એમ ઇ૦. કે'તા ઇ૦—કેટલાક માનસી વિકારો એમ કહેતા કે યુધિષ્ઠિરના ચિત્તને ન મારશો અને કેટલાક કહેતા કે મારો. વે-કેર-વેર અને કેર કે વેરના કેર. એક વીરે-'વિચાર' નામે વીરે. વિસારતા—વિસરાવનારી

૨૩૯ આ ઇ૦—મરી ગયેલાના વિલાપ કરવા એ તો દુનિઆની રીત છે, કેમકે તેથી મરનારનું કાંઇ હિત થતું નથી ! દેહગેહ—દેહ અને ઘર અથવા દેહરૂપી ઘર વિજય કરી—મારા બંધુઓને મારનાર ઉપર જય મેળવીને.

થાયે ન વિચાર દૃઢ, નિંદતા તે વનને. ૨૪૦
વળી સાંધ આવી પાછા, વિલાપ સંતાપ ગળી,
વિચાર તો કાઢે તેને, શાંતિના ઉપાયથી;
મારા ભાઇતણો કોણ, મારનાર હશે એમ,
વાર વાર તો વિચારે, જંપીકંપી કાયથી;
શસ્ત્રક્ષત નથી અંગ, પાદ પડ્યાં નથી કોના,
હર્યાં ન હોસાન તો, શૂરાકેરી સાંધથી;
આમ છે માટે મનાય, ચિત્તમાં એવું ચણાય,
હશે કોઇ મહાપ્રાણી, જીત્યો આવા રાયથી. ૨૪૧

---

૨૪૦ માટે ઇ૦—માટે જેવી રીતે મારા ભાઈઓ મરી ગયા છે તેવી રીતે હું પણ તનને (શરીરને) તોડુ (નાશ કરું). અર્થાત્ તેઓ કેમ મરી ગયા તે નક્કી કરીને પછી તે રીતે હુ મરું. તે નક્કી કરવાને માટે, વિચારતા ઇ૦. નિંદું ઇ૦—હું તે સુર(દેવ)ને નિંદુ કે જન(મનુષ્ય)-ને નિંદું । સંદેહ તથા વિતર્ક. મહાબાહુ ઈ૦—તે મહાબાહુ (યુધિષ્ઠિર) દેશ અને કાળના વિભાગને જાણતા હતા—અમુક દેશમાં અને અમુક કાળમાં આવું કૃત્ય બની શકે એમ જાણતા હતા, તોય તેણીવાર (આ પ્રસંગ) મનમાં નિશ્ચય થયો નહિ. નિશ્ચય કેવી રીતે નથી, થતો તે મનના સંકલ્પ વિકલ્પદ્વારા વર્ણે છેઃ આમ ઇ૦—જો કદાપિ આમ થયું હોય—આવી રીતે મુઆ હોય, તો તેનુ સમાધાન આ રીતે થાય છે—આનુ કારણ હોવાથી એ બનવા જોગ નથી, એવી રીતે તર્ક વિતર્ક થતાં વિચાર દૃઢ થતો નથી.

૨૪૧ સાંધ—પકડે. જંપી ઇ૦—જંપેલી (શાંત થયેલી) કાયથી (એકાએક) કંપીને. શસ્ત્રક્ષત—હથિયારનો ઘા પાદ ઇ૦—જો શત્રુએ આવીને માર્યા હોય તો તેનાં પગલાં પડવાં જોઇએ, પરંતુ તે પણ નથી. હરાયાં ઇ૦—એમનાં હોસાન (હોંસકોંસ—મુખ ઉપરનું તેજ) હરાયાં (હરણ કરી લીધેલાં) નથી. શૂરકેરી-શૂરત્વની. મહાપ્રાણી—મહાસત્વ—

હૃદેમાં વિચાર થાય, કંઠ બા'ર આવે ન તે,
પાણી પી વિચાર કરૂં, એવે મન આવતું;
મને પાણી પાવા માટ, ચાર પડ્યા છતા પાટ,
બળો દેહ પાણી વિના, કેમ કરૂં ભાવતું!
તૃષ્ણા તજી એણી પેર, વિચારવા લાગ્યા વળી,
દુર્યોધન કરે આવું, ફંદીને એ ફાવતું;
શકુનિને શીખવે એ, વા શકુનિ શીખવે તો,
કૃત્ય કૂડું થાય આવું, નામને લજાવતુ!! ૨૪૨
શંકા આવે એવું એક, સ્થળ તો થાય છે નિશ્ચે,
કારણસહ એ લાગે, આગે કર્યું જોઇને;
કરવાને યોગ્ય અને, ન કરવા યોગ્ય કશું,
એવું શીખ્યા નથી એહ, ક્ષત્રીધર્મ ખોઇને;
દુષ્ટચતુષ્ટય મળી, કપટથી વાત કળી,
આવ્યા હોય સાંભળી એ, જોઇ રૂડી સોઇને;
ચારને પડાવી કર્યા, સંયોગથી પ્રયોગને,
વિયોગથી વાટમાંહી, હણો કહ્યું કોઇને. ૨૪૩

---

મોટા બળવાળું અલૌકિક પ્રાણી. છત્યો ઇ૦—કે જે આવા રાયથી (રાયક્ષત્રિય સાથે યુદ્ધ કરીને) છત્યો.

૨૪૨. કંઠ બ૦—પણ તે કંઠની બાહાર ન આવે—બોલી બતાવાય નહિ. (તરસથી ગળું બેશી ગયેલું હોવાથી). આવું—(મારા ભાઇઓને મારવા રૂપ કૃત્ય). ફંદી—કપટ કરનારો. સ્મૃતિ નામે ભાવની વ્યંજના કરી છે.

૨૪૩ યુધિષ્ઠિરના મનમા દુર્યોધન સંબંધી વિચાર ઉત્પન્ન કરીને કવિ તેને પુષ્ટ કરે છેઃ શંકા ઈ૦-દુર્યોધન એ એક શંકા આવે એવું સ્થળ છે એ -

એમ તો વિચાર કરે, ધારે આવા મરે કેમ!
દૃઢ થાય એવે એક, મન મધ્ય વારતા;
શકુનિ પઠાવી અહીં, જળ માંહી નાખ્યું વિષ,
મૂઆ તેણે ભાઇ મારા, એમ ધર્મ ધારતા;
નક્કી નક્કી એમ હશે, ક્ષત વિણ મૂઆ તેણે,
હદે વારતા ન આવી, હવે લહ્યો મારતા;
નિશ્ચય થયો તે ઠીક, લાવ્ય મરું પાણી પી હું,
અરે હાય ! નથી કોઇ, ઉભયનો વારતા !! ૨૪૪
ઊઠી પછે ધર્મરાજ, નીરતીર કને ગયા,
ત્યાં વળી વિચાર થયા, વિચારીના જોગ એ !

---

મ નિશ્ચય થાય છે, અને તેમણે આગળ ( પૂર્વે ) જે ઝેર ખવરાવીને, જળમાં ડુબાડીને, લાક્ષાગૃહમાં બાળીને, અને એવાજ બીજા પ્રકારથી અમને મારવાના યત્ન કર્યા હતા તે જોઇને ( વિચારીને ) એ શંકા કારણસહ ( સકારણ ) લાગે છે. ક્ષત્રિય થઇને એ આવું અધમ કૃત્ય કેમ કરે ? તે વિષે કહે છેઃ કરવાને ઇ૦. વાર તેઓ આપણને અહીં શી રીતે જાણી શકે ? તે વિષે કહે છેઃ દુષ્ટચતુષ્ટય ઇ૦. દુષ્ટચતુષ્ટય—( દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને કર્ણ એ ) ચાર દુષ્ટોની ટોળી. કદાપિ આપણી ભાળ તો લાગે, પણ મારે શી રીતે ? ચારને ઇ૦—ચાર( દૂત )ને પઠાવી( મોકલી )ને તેમના સયોગથી ( તેમણે આવીને પાછી ખબર આપી જવાથી કોઇ પ્રયોગ ( યોજના ) કર્યો હોય તેથી અથવા આપણા પરસ્પરના વિયોગથી ( એકલા પડી જવાથી ) ઘાટમાં કોઇને કહ્યું હોય કે એમને હણો ! અથવા ચારને મોકલીને તેમના સંયોગથી કોઇ પ્રયોગ ( અભિચાર-મારણ ) વગેરે કર્યો હોય તેથી વાટમાં એકલા જોઇને મારો એમ કહ્યું હોય.

૨૪૪ આવા—આવા શૂરવીર. હદે ઇ૦—મને પ્રથમ એ વારતા મનમાં ન આવી ! મારતા— મારનારો અરે ઇ૦—કવિ કહે છે કે અરે હાય ! યુધિષ્ઠિર મરે કે જીવે એ બેમાંથી એકકે બાબતનો વારતા ( અટકાવનાર ) કોઇ નથી !!

નીર વિષવાળુ કઇ, દૂષિત લે'વાતુ નથી,<br>
કાઇ તો કે'વાતુ નથી, જૂઠો સહુ જોગ એ ।।<br>
મરણ પામીને પડ્યા, ધરણમા ભાઇ મારા,<br>
વરણમા વારૂ દિસે, ના'ય ના'ય રોગ એ;<br>
વિકૃતિ જણાય નહ, આકૃતિ કળાય રૂડી,<br>
રે કૃતિ આ કોની ત્યારે, વિચાર તો ફોગ એ ।। ૨૪૫

હસતા જણાય મુખ, દુખ ન ગણાય રજ,<br>
વિષવેરી કેમ ચૂકે, વિકૃતિના કામમા;<br>
ભીમ ભડને ન લાગે, વિષ મહાશોષકેરૂ,<br>
અર્જુન પડે ન એથી, ગયો ઇંદ્રધામમાં,<br>
નકુલ ને સહદેવ, જાણી જાય તતખેવ,<br>
ત્યારે હવે કેમ થયુ, રહ્યુ કિયા નામમા?<br>
પાળનારે પૂરા કર્યા । ધારનારે ધર્યા નહિ ।<br>
વારનારે વાર્યા નહિ, ગયા નહિ ગામમા ।। ૨૪૬

---

૨૪૫ વિચારી—વિચારવાળા વિચારવાળાના એ ભોગ છે કે જ્યાં જાય ત્યા તેને વિચાર થાય । જૂઠો ઇ૦—નીર વિષથી દૂષિત થયુ છે એવો જોગ જે મે માન્યો હતો તે સહુ જૂઠો છે । ઝેર નથી તેની સાબિતી આપે છે વરણ ઇ૦—એમનો વર્ણ (કાન્તિ) વારૂ (સુદર—સારી) દેખાય છે, માટે એ વિષરોગ તો નથીજ । વિકૃતિ—વિકાર (દેહાદિકમા) રે ઇ૦—અરે ત્યારે હવે આ કોની કૃતિ હશે'। એ (પાછળ જે કર્યો (તે) વિચાર તો ફોગ (મિથ્યા) છે

૨૪૬ વિષ ચઢવાથી ભાઇઓ મરી ગયા નથી તેના બીજા કારણ આપે છે હસતા ઇ૦ ભીમને વિષ ન ચઢવાનુ કારણ કહે છે ભીમ ઇ૦—દુર્યોધન વગેરેએ ભીમને ઝેરના લાડુ ખવડાવીને ગગાના પાણીમા નાખી દીધો હતો, ત્યાથી તે નાગલોકમા ગયો હતો નાગલોકોની કૃપાથી તેનુ વિષ ઉતરી ગયુ તથા હવે પછી તેને કોઇ પ્રકારનુ વિષ

આવા શૂરવીરને કો, મારનાર નથી નથી;
એક વિણુ એમનો ન, દાંડો આવે દાડ તો;
કાળ જે વિકાળ ખાય, ખલક ને ખોળી ખોળી,
મારનાર એ મરોડી, તંત બાજી તોડ તો;
મોટી માન મૂકી કરી, લઘુ સુત ખાઇ જાય,
પિતા રહે પડ્યા અને, બાળકાને ઓડ તો;
તેમ મૂકી મને અને, ગયો ગોટો વાળી ગામ,
ભુંડા ! થયું કામ તારૂં, હવે છાલ છોડ તો. ૨૪૭
માન્ય તું વિનતિ મારી, આ કાયાને કરચ તારી,
ખાતાં નહિ લાગે ખારી, ખાઇ જોને ખાંતથી;
રડે એવા ઘણા તેને, કાળ ન ગણે કદીએ,

---

ચઢે નહિ માટે અમૃતપાન પણ કરાવ્યું હતું. માટે યુધિષ્ઠિર કહે છે કે મોટા શેષ નાગ હોય તો તેનું પણ વિષ ભીમને ચઢે નહિ તો બીજા અલ્પ વિષને તો કોણ પૂછે છે ! અર્જુનને વિષ ન ચઢે તેનુ કારણુ કહે છે. ગયો ઇંદ્રધામમાં ઇ૦—અર્જુન સ્વર્ગ લોકમાં ગયો હતો ત્યા અમૃત પાન કરેલું હોવાથી તેને પણ વિષ ન ચઢે. નકુલ સહદેવને પણ વિષ ન ચઢવાનું કારણ કહે છે: જાણી જાય ઇ૦—તે જોષી હોવાથી તત્કાળ જાણી જાય કે આ પાણી વિષવાળુ છે માટે પીવા યોગ્ય નથી, ત્યારે હવે શું કારણુ હશે'તે નિર્વેદ પામીને કહે છે' પાળનારે ઈ૦—જે મનુષ્યનો પાળનાર ઈશ્વર છે તેણેજ એમને પૂરા કર્યા ! ધારનારે ઈ૦—જે આખા જગતનું ધારણુ કરનાર છે તેણે એમને ધારણ કર્યા નહિ તથા જે સૌ કોઇનો વારનાર છે તેણે એમને મરતાં વાર્યા નહિ ! અને તેથી તેઓ ગામમાં ( અર્થાત્ પોતાના સ્થળમાં ) ગયા નહિ ! !

૨૪૭ તંત ઇ૦—જે તંત બાઝી હોય ( જે એક બીજાના અવલંબનથી ટકી રહેલાપણું હોય ) તેને કાળ તોડનો. ઓડનો—ખેંચતો. ગામ—પોતાને ગામ ( યમપુરીમાં ). છાલ—કેડો.

ગણતાં ન કાજ થાય, (જો) ભમે એવી ભ્રાંતથી;
એવા માંહી એક નવું, હવું જોયું રાયે ઝટ,
કાઇવાળો મૃગ પીએ, સલિલ તે શાંતથી;
જોતાં માંહી ઝાલ્યું ઝટ, તીર રણધીર થઈ,
કાષ્ટ હરી લઇ આજ, છૂટું પે'લા દાંતથી. २४८
એવો જ્યાં વિચાર કરે, પાણી પી રહ્યો તે મૃગ,
ગઈ દગ ભાઇ ભણી, અરે હાય શું કરૂં !
મૂઆ મૂકી જાઉં કેમ, વાઘ વરૂ જાય ખેંચી,
અરે પ્રભુ ! કેમ કરૂં, ધ્યાનમાં કયુ ધરૂં ?
બંધુ ન છોડાય હુંથી, દ્વિજ કાજ કેમ છોડું,
અરે પ્રભુ હાથ જોડું, વખોડતાં હું ડરૂં।
શિવ ! શિવ ! કહી પડ્યો, ઉડ્યો ઝટપટ કરી,
હાય ! નાશી જશે મૃગ, કાષ્ટ ન શોધે હરૂં ! ! २४८
પાછા પડ્યા જોઈ ભાઇ, રોઇ ગયો રાય ઘણું,
કરૂ શું કરૂં શુ કહી, કૂટ્યું અતિ ભાળને !
મૃગ ધીમે ધીમે ચાલે, વાર વાર જુએ'વળી,
આવ્ય આવ્ય કાષ્ટ આપું, એવા કરો તાલને !
જોઈ એવું ધર્મસૂનુ ધ્યાનને દૃઢાવે ઝટ,

---

२४८ તારી કરય–અર્થાત્ મારી નાખ. ગણતાં ૪૦—જો એવી ભ્રાંતથી ભમે–જે કાળને બોલાવે તેને આવીને લેઇ જાય, તો તેનું કાજ થાય નહિ–તેના ધારવા પ્રમાણે નિયમ રહે નહિ. સલિલ–પાણી. પે'લા ૪૦—પેહેલાં તો તે દાંત( ઇંદ્રિય દમન કરવાવાળા બ્રાહ્મણ )ના ઋણથી છૂટું !

२४૯ દગ—દૃષ્ટિ. કયું—અરણીકાષ્ઠ લાવવાનું કે ભાઇના મરણનો શોક કરવાનું ? વખોડતો ૪૦—હે પ્રભુ ! તને વખોડતાં મને ડર લાગેછે. ( અન્યથા તારાં કામ તો વખોડવા જેવાંજ છે ! )

ઉભયથી એક ધારે, શાંત કરી આળને;
પારકાનું જોવું પેલું, સ્વારથની સોઇ તજી,
રાયકેરો ધર્મ એવો, વીસરાવે બાળને. ૨૫૦
મારે મરવાનું નિશ્ચે, મરી પડયા બંધુ સાથ,
ત્યારે ધર્મ શેણે તજું, છેલવેલો હુંય તો;
જીવતા રક્ષાયા નહિ, મૂઆ ત્યારે પાસ નહિ,
કેમ મૂઆ જાણું નહિ, રહી કરૂં શુંય તો ?
જયારે આવી રહે કાળ, ત્યારે મરવાનું મારે,
પ્રભુ કરૂં વિનતિ હું, જાળવજે તુંય તો;
મૂઆ મારે નિમિત્ત તે, મૂકી જાઉં ધર્મકાજ,
આહા ! દૈવ આ કરવા, એક તુંજ છુંય તો ! ૨૫૧
કાંઇ ધર્મ પાળ્યો હોય, મેં કદી આ જીવિતમાં,
તો તો પ્રભુ રક્ષજે એ, જઇ આવું જ્યાં સુધી;

---

૨૫૦ પાછા—ફરીને. પડયા—(ભૂમિ ઉપર). વીસરાવે ઇ૦—રાજાનો એવો ધર્મ છે, તે તો જે બાળક (મૂર્ખ) હોય તેજ ભૂલી જાય! અથવા એ ધર્મ એવો છે કે પોતાના બાળ(પુત્ર)ને ભૂલાવે (પારકાનું ભલું કરવાના ધર્મવડે).

૨૫૧ કેમ ઇ૦—હું ધર્મનેઅર્થે મૃગની પાછળ પડી અરણી કાષ્ટ લેવાને જાઉં તો ખરો પણ આ મારા ભાઇ મરેલા એકલા પડયા છે તેમને હું કેમ જાણું નહિ ? અર્થાત્ તેમને હું એકલા મૂકીને કેમ જઇ શકું ? કદાચિત્ હું અહીં રહું તો રહીને પણ શું કરૂં ? અર્થાત્ ધર્મકાર્ય કરવા માટે જવું જોઇએ. જ્યારે ઇ૦—જ્યારે મારો કાળ આવી પોહોચશે (ધર્મકાર્ય પૂરૂં કરી રહીશ) ત્યારે મારે પણ મારા ભાઇઓની સાથે મરવાનું છેજ; પણ ત્યાં સુધી, હે પ્રભુ ! તુ તેમને જાળવજે, એવી હું તારી વિનતિ કરૂં છું. આહા ! ઇ૦—હે દૈવ ! મરેલા ભાઇને પડયા મૂકીને ધર્મ સંભાળવા જવાની મને ફરજ પાડનાર તું એકજ છે !

બીજું ન બોલાય હુંથી, નમું દૈવ તને આજ,
કાજ એટલું કરે તો, કહું તને મા'સુધી;
નથી જાણતો હું ધર્મ, કર્મ મારા કૂડ અતિ,
જાણે દૈવ તોય સામું, વિનવું થઇ કુશ્રી;
સંપ ત્યાંહાં જંપ ખરો, સંપે સુખી થાય સર્વ,
સાંપ એવો શવને હું, કરાવા કરૂ બુદ્ધિ. ૨૫૨

ભીમભડ મારાથકી, ઉંચલી રાખ્ય નવ
માટે પડ્યા ત્રણને હું, લાવુ એની પાસ રે,
અગ્નિથી બચાવ્યા જેણે, તેડી ફર્યો વનમાય,
સાચવશે સૂતો તેહ, એની ધરૂ આશ રે,
નિર્ણય એવો કરી ત્યાં, જઇ સાંચો સહદેવ,
હળવે હેઠો મૂકે તે, કેવો માથા પાશ રે !
નકુલને લાવી એમ, ભીમ પાસે તો સૂવાડ્યો,
આહા ! દૈવ કેવી ઘડી, કાઇ કરચ કયાસ રે !! ૨૫૩

કાષ્ઠવાળો મૃગ જેહ, જાણે રહ્યો ઊભો જોવા,
લાગે નાયને શું રોતા, એમ સ્થિર થૈ રહ્યો.
નૃપાળ કે' ધન્ય પ્રભુ, દુ ખમાં આ સુખ લહુ,
પરમાર્થે કાજ કરી, વારિમા જઉં વહ્યો !

---

૨૫૨ ભાઇઓનુ રક્ષણ કરવાને હરિની પ્રાર્થના કરી આણુ દે છે કાઇ ઇ૰ એ—ચાર ભાઇઓને મા'સુધી—મોટા બુદ્ધિમાન કુશ્રી—નઠારી બુદ્ધિવાળો શવને— મડદાને અર્થાત્ ભાઇઓના મડદાને એક જગોએ લાવીને મૂકુ

૨૫૩ ત્રણને—અર્જુનાદિ ત્રણને. ભીમની મહાવીરતા વખાણેછે અગ્નિથી ૦ કાઇ ઇ૰—યુધિષ્ઠિરના દુ ખનો કાઇક તો કયાસ ( તર્ક ) કર.

અર્જુન તું ઉઠય ઉઠય, ભાઇ જો આ ઊભો મૃગ,
દ્વિજકેરૂં થાય કાજ, આપું બોલ મેં કહ્યો;
નથી ઊઠતો નરેશ, નોરા કરે નામ લઇ,
હા ! કહીને સાંચો પછે, ગુડાકેશ તો ગ્રહ્યો. ૨૫૪
ઇંદ્ર પડ્યો અવનિમાં, તેને મ્હામતિ ગુરૂ,
બૃહસ્પતિ ઉંચલે શું, એવું ત્યાં લેખાય છે;
જાળવે છે શણ ઘણું, વાગે એમ મૂકે નહિ,
ગાંડિવને ચૂકે નહિ, લક્ષણુ લેખાય છે;
લથડિયાં આવે તોય, જાળવી જાળવી ચાલે,
દેવ બેઠા સહુ ભાળે, શી રૂડી રેખાય છે !
ધર્મ ધ્યાન ચૂકે નહિ, મારા કહ્યા મૂકે નહિ,
અધર્મમાં ઢુંકે નહિ, પૂર્ણ આ પેખાય છે ! ! ૨૫૫

---

૨૫૪ પરમાર્થ કાજ—( બ્રાહ્મણનુ અરણીકાષ્ટ આણી આપવા રૂપ ). વારિમાં ઇ૦—અર્થાત્ ડૂબી મરૂં. આપું ઇ૦—મેં બ્રાહ્મણને અરણી કાષ્ઠ ' આણી આપું ' એમ બોલ કહ્યોછે તે પાળવો જોઇએ. નોરા—કાલાવાલા. નામ લઇ—હે અર્જુન ! એમ હાકો મારીને. ગુડાકેશ— અર્જુન( ને ). ગ્રહ્યો-ઉચક્યો (ભીમની પાસે સૂવાડવાને.)

૨૫૫ અર્જુનને ઉપાડતા ધર્મ વિષે કવિ કલ્પના કરે છેઃ ઇંદ્ર ઇ૦. ગાંડિવ—અર્જુનનું ધનુષ્ય. શામાટે ચૂકે 'નહિ ? લક્ષણુ ઇ૦—એ તો 'ક્ષત્રિયનું' અને ખાસ કરીને અર્જુનનું લક્ષણુ ગણાય છે માટે. ગાંડિવધારી નામે અર્જુનનેજ લાગુ પડે છે. એ પ્રસિદ્ધ છે. લથડિયાં આવે --( તરસ થાક, ભૂખ, શોક, અને ઉપાડેલા ભારને લીધે ). દેવલોકો સ્વર્ગમાં રહીને યુધિષ્ઠિરનું આ કૃત્ય જોઇ તેની પ્રશસા કરે છેઃ દેવ ઇ૦. શી ઇ૦-યુધિષ્ઠિરની ભાગ્યની રેખા શી રૂડી છે ! ( ધર્મ રક્ષણુ કરવા તરફ દૃઢ મનોવૃત્તિ હોવી એ મોટા ભાગ્યની નિશાની છે ). અથવા, વક્રોક્તિ અર્થાત્ આટલો બધો ધર્મશીલ છતાં એને આવું દુઃખ ભોગવવું ..

સ્ત્રીઓ કહે પુરૂષનાં, હૈયાં વજ્રકેરાં કર્યાં,
એ તો વાત ખરી કરી, ધર્મનંદને અહીં;
રાય ધર્મ પાળવાને, ગાજણુચા મૂકીને બંધુ,
ચાલવા ચતુર લાગ્યો, બાકી શું રહ્યું તહીં ! !
નકુલ ને સહદેવ, પછે પાર્થને સૂવાડી,
ધનુબાણુ હાથ લઇ, ચાલતો થયો સહી;
નિશાન જે મૃગ તેને, જુએ ધારી રાય તેવે,
સ્મરી આવે ભાઇ પડ્યા, ત્યારે જુએ હા ! કહી. ૨૫૬
એમ જુએ આમ અને, વળી જુએ આમ તેણે,
ધાર્યું કે નિશાન પડે, આશા કરવી કશી;
દમયંતી ત્યાગ અને, નાસવાનો રાગ જેમ,
નળ મહાભાગ ધારે, વૃત્તિ ત્યાં એવી વશી;
તોય કર્યું નળે જેમ, તેમ આ અનળ કરે,
કળિ તેની પૂઠ અને, ધર્મ જુએ આ કશી;
નળથી અધિક આ તો, મૂઆ મૂકી જાય ચાલ્યો,

---

છે માટે એનું ભાગ્ય શું દુઃખદ છે ! વળી પ્રશંસા કરે છેઃ ધર્મધ્યાન ઇ૦—ધર્મનું રક્ષણ કરવાનું ધ્યાન ચૂકતો નથી; જેમને મારા કહ્યા, તેમને મરણાંતે છોડતો નથી; અને અધર્મ તરફ જોતો નથી; માટે આ તો પૂર્ણ ( ધર્માચરણમાં ) પેખાય છે ! !

૨૫૬ યુધિષ્ઠિરે જે ધર્મ આચર્યો તે અત્યંત કઠણ હતો. એમ લોકોક્તિથી કહી બતાવેછેઃ રાય ઇ૦. સ્ત્રીઓ ઇ૦. એ વાત શી રીતે ખરી કરી તે વર્ણવે છેઃ રાય ઇ૦. નકુળ ઇ૦—નકુળ, સહદેવ અને પછી પાર્થ ( અર્જુન ) એ ત્રણેને ભીમની પાસે સુવાડીને આ છ દમા સ્ત્રીઓ પુરૂષનાં હૈયાંને વજ્ર જેવાં કહેછે, એ વાત ખરી, પણ તેનો પ્રથમ વક્તા જણાતો નથી માટે **ઐતિહ્યાલંકાર.**

કળિ કયાં ને ધર્મ કયહાં, ધ્યાનમાં જુઓ ધરી. ૨૫૭
મૃગ ધીમે ધીમે ચાલે, મર્ણની ન બીક ભાળે,
રાય મન વાળે તોય, જાય તે પાછું ચરી;
કાષ્ટ મારે લેવું એ કે, સંભાળવા પડયા બંધુ,
અરે હા ! આ ગીધ આવ્યો ! કેમ જાઉં હું ખશી !
ખોતરી ખાશે જો આંખ, પાંખ મારી તૂટી જશે,
આંખ બેઠી ઘણી મુખ, સમડી તડે તરી !
અરે દૈવ આવું દુઃખ, મારા કર્મમાં લખ્યું શું,
મૃગ લાવ્ય દયા કંઇ, સર્પણી શે ના ડશી ! ! ૨૫૮

---

૨૫૭ યુધિષ્ઠિરની દ્વિધા ચિત્તવૃત્તિ વર્ણે છેઃ એમ ઈ૦. દૃષ્ટાંત આપે છેઃ દમયતી ત્યાગ ઈ૦. રાગ–પ્રીતિ મહાભાગ–મોટા ભાગ્યવાળો. તોય ઈ૦—તથાપિ જેમ નળે કર્યું ( છેવટે દમયંતીને એકલી પડી મૂકીને ચાલતો થયો ), તે આ અનળ ( નળ નથી તે પણ—યુધિષ્ઠિર ). પણ કરે છે ( ભાઇઓને પડયા મૂકીને ચાલતો થાય છે ). બન્નેની સમાનતા વર્ણે છેઃ કળિ ઈ૦—નળની પૂઠે કળિ પડેલો હતો અને યુધિષ્ઠિરની પછવાડે ધર્મ પડયો હતો ! કળિ અધર્મરૂપ છે, માટે અધર્મ કરતાં, ધર્મ પૂઠે પડે ત્યારે કાંઇક વિશેષતા થવી જોઇએ, તે વિશેષતા વર્ણે છેઃ નળથી ઈ૦–નળ તો જીવતી દમયંતીને મૂકીને ચાલ્યો ગયો હતો, પણ આ તો મૂએલા ભાઇને મૂકીને ચાલ્યો જાય છે ! શામાટે એમ ? કળિ ઈ૦–કળિ કયાં અને ધર્મ કયાં ? અર્થાત કળિ ધર્મ કરતાં ઉતરતો હોવાથી થોડુ પરાક્રમ કરે અને ધર્મ તો તેનાથી શ્રેષ્ઠ માટે ભારે પરાક્રમ કરે ! ! છંદના પેહેલા પાદમા ધર્મકાર્ય કરવાની ઉત્સુકતા વર્ણીને ઐાત્સુકય નામે ભાવ વર્ણ્યો છે તથા ભાઇઓ તરફની પ્રીતિ વર્ણીને ' ભ્રાતૃવિષયારતિ ' ભાવ વર્ણ્યો છે. આ બન્ને ભાવોની સ્પર્દ્ધા કરૂણના અંગરૂપે વર્ણી છે માટે ભાવસંધિ અલંકાર. બીજા પાદમાં નળનું દૃષ્ટાંત આપ્યું છે માટે દૃષ્ટાંતાલંકાર. છેલ્લા પાદમાં નળથી યુધિષ્ઠિરની અને કળીથી ધર્મની અધિકતા વર્ણી છે માટે વિષમાલંકાર.

મૃગ ! રહો પે'લાં ઊભો, તેમ રહે જરા ઊભો,
ઓ'રાડી આવું હું વસ્ત્ર, વાએ જે પરૂં કર્યું;
એવે ગીધ અર્જુનને, ચાંચ મારવાને ધાય,
હો ! હો ! કરે ધર્મરાય, ઓસાન એણે હર્યું !!
મૃગ ઉતાવળો ચાલે, આગે આવે ઝાડી ઘણી;
ચૂકે ચોટ વારવાર, દ્વિધા મને શું સર્યું ?
કવિ અલ્યા ! કહી દે તુ, શીદ શ્રોતાને રડાવે,
રડાવશે બાપ તારો, પણ જેણે એ ધર્યું !! ૨૫૯
કહો કવિરાજ ! તમે, રાબ રક્ષ્યાં ભાઇકેરાં,
કે હરણ પૂઠે ગયા, નૃપ ધર્મરાજ તો;
કવિમણિ કવીશ્વર, કહે મહાધર્મધારી,
મૃગ પૂઠે ગયો દોડી, છોડી સ્વપકાજ તો;
પડચો ધીમો મૃગ એવે, પાછું વાળી જોયું જેવે,
તેવે પક્ષી જોયા ઘણા, મહાક્રૂર બાજ તો;
મહાપવનથી જેમ, પતંગ પડે ને ચડે,

---

કરીછે-જેમ, જો આખ ખોતરી ખાશે તો મારી પાખ (સહાય) તૂટી જશે ઇ૦. એ સંભવાના અલંકાર છે.

૨૫૯ પરૂં—દૂર. ઓસાન ઇ૦—એણે ( ગીધના એ કર્મે ) યુધિષ્ઠિરનું ઓસાન ( હોસકોસ ) હર્યું ! કવિ ઇ૦—શ્રોતા જાણે કવિને કહેછે કે, અલ્યા કવિ ! હવે શું થયું ?–મૃગ પકડાયો કે નહિ ? તે જલદી કહી દે. તું શ્રોતાઓને શું કરવા રડાવેછે? એ તો તારો બાપ ( પ્રેમાનંદ ) જેણે એ (રડાવાનું) પણ ધર્યું છે તે ઘણાય રડાવશે ! અર્થાત્ કરૂણા રસનું યથાવત્ વર્ણન તો પ્રેમાનંદજ કરેછે અને વલ્લભને એ રસ જમાવવો દુષ્કર લાગેછે, એ ધ્વનિ દ્વિધા—બે તરફ રહેલું.

તેમ પડે ઉડે બાજ, લેવા નૃપ લાજ તો. ૨૬૦
એવે જોઇ પર્વણીને, ઉડે સાગરતરંગ,
એમ મૃગ ઉછળીને, પેઠો ઝાડી માંહી તો;
ગીધ બાજ કાગ કૂડા, શૃગાલ ને વરૂ જાતા,
જુએ રાય બંધુ સાંતા, કશું કરે ત્યાંહી તો;
રાંડ જેવાં રોદણાં ન, રડી જાણ્યાં કહે અરિ,
માટે ડરી કવિ કહે, કથાભાગ આંહી તો;
માજણ્યા મૂકીને બંધુ, સધુ સુખતજી નૃપ,
ધશી ગયો મૃગ પૂઠે, જોઇ ઝાડી જ્યાંહી તો. ૨૬૧
આણ દીધેલી વિચારી, પછે ધર્મરાજ ધરી,
મનને અતિશે મારી, પડ્યો મૃગ પૂઠળે;
તોય જે સગાઇ તેને, વીસરે ન રાઇ રજ,
ભાઇ જુએ પાછા ભાળી, મૃગ જાય ! શું વળે !
શકે દેવ ઉંચાં કરે, શબ ભૂમિમાં પડ્યાં જે,

---

૨૬૦ શ્રોતાઓનો પ્રશ્ન કહે છે. કહો ઇ૦. કવિરાજ—વલ્લભ. નૃપલાજ–યુધિષ્ઠિરની પ્રતિજ્ઞા ( ભાઇઓનું રક્ષણ ન થયું માટે ).

૨૬૧ પર્વણી— પૂર્ણિમા અને અમાવાસ્યા. એ દિવસે સમુદ્રમાં મોટી ભરતી આવે છે તેથી મોજાં પણ મોટાં મોટા થાય છે હરણની છલગોને એ મોજાં સાથે સરખાવી છે. ઉપમાલંકાર. શૃગાળ–શિયાળ. સાંતા–પકડતા ( મૂએલા ભાઇઓને ). કવિ કહે છે કે હવે પછીનો કથાભાગ એટલો કરૂણામય છે કે તે મારાથી તો વર્ણવાય એમ પણ નથી, પરંતુ મારા અરિઓ એમ કહેશે કે વલ્લભ રાડ જેવાં રોદણાં રડી જાણતો નથી–કરૂણ વર્ણવી શકતો નથી તેથી તેમની નિંદાથી ડરીને બાકીનો કથાભાગ અહીં કહું છું. તે કથાભાગ કહે છેઃ માજણ્યા ઇ૦.

રાય ને જણાય જ્યાં ત્યાં, મૃગલો ઊભો કળે;
આવું આવું થાય તહીં, કવિ કહો કશું કરે !!
રડવું હોયે તે રડે, કવીશ્વર શું ખળે !! ૨૬૨
ગયા ઝાડી મધ્ય એય, મૃગ ને નૃપાળ પોતે,
મારે ઘણાં બાણ તાણી, મૃગને ન વાગતું;
મારવો ન મૃગ એમ, નૃપમનમાં વિચારે,
પિતા જેમ દુષ્ટ પાળે, તેમ આને લાગતું;
કવિમણિ કરે કશું, ત્યારે કહે થયું તશું,
રંગ્યુ રસ્યું દેતાં મૂકી, ભૂપ ભાગ્ય ભાગતું;
ખાડામાંહી આડા પડે, ટેકરા ટીંબામાં અડે,
ઘાટ કર્મે લખ્યા ઘડે, ભોગવવું માગતું ! ૨૬૩

---

૨૬૨ બાઇ—બાણને. મૃગ જાય—મૃગ તો દોડયોજ જાય છે ! રાજા દૂર જાય છે તથાપિ તેની દૃષ્ટિએ બાણનાં શબ જણાય છે તે વિષે કહે છેઃ રાકે ઇ૦. વલ્લભ કહે છે કે મારે તો કરૂણરસમય વર્ણન નથી કરવાનું તથાપિ કરૂણાજનક બનાવ બન્યાજ કરે છે ત્યારે હું ( કવિ ) શું કરૂં ! અર્થાત્ એની મેળે કરૂણા વર્ણાઇજ જાય છે—અને એમ છે ત્યારે જેને રડવું હોય તે રડે ! કવીશ્વર શું એવો ભય રાખીને વર્ણન કરતા અટકવાનો છે !

૨૬૩ પિતા ઇ૦—જેમ પિતા પોતાના દુષ્ટ છોકરાને પણ પાળેછે, તેમ આ યુધિષ્ઠિર પણ દુષ્ટ ( પોતાને દુઃખ દેનારો હોવાથી ) મૃગને પાળે ( રક્ષે ) છે. ( તેને ન મારતાં અરણીકાષ્ટ મેળવવાનો યત્ન કરતો હતો માટે ). કવિ મણિ ઇ૦—કવિ કહેછે કે કવિઓમાં મણિરૂપ વલ્લભ હવે શું કરે ! અર્થાત્ આ દુઃખનું વર્ણન શી રીતે કરે ! અને તેથી તે થયું તશું ( જેવું થયુંછે તેવુંજ છે ) કહેછે. હવે તે રંગ્યું રસ્યું મૂકી દેતાં—અલંકાર વગરની સાદી વાણીનો ઉપયોગ કરતાં કહેછે કે, ભૂપ( યુધિષ્ઠિર )નું ભાગ્ય ભાગતું ( નબળું ) જણાયું. શી રીતે ? ખાડા ઇ૦. ભોગવવું ઇ૦—પૂર્વ જન્મનું માગતું ( દેવું ) હોય તે ભોગવવુંજ પડે !

ઝાડ મૂળમાં ભરાય, ધનુ ઉંચું લે તણાય,
મૃગ જોતાં ન જણાય, કરે હાય હાય રે।
કાંટા લાગ્યા ન ગણાય, કેશ તૂટયા ન ભણાય,
કે'વાં કષ્ટ શું ઘણાંય, કંપે કાય કાય રે;
ભુંડા ભાગ્યને જરાય, તું'થી સારૂં ન કરાય?
મૃગ દયાળું વદાય, આવું થાય થાય રે;
દૈવે દયા ન ધરાય, તેમ અસુ ન હરાય,
એતો ઘણેરો અન્યાય, કવિ ગાય ગાય રે. ૨૬૪
મૃગ આવે નવ હાથ, કૃષ્ણાનાથ અકળાય,
કૂટાઇ કે વારવાર, અરે કષ્ટ આ વડું।
ધરી વળી ધીર મન, સ્મરી કષ્ટ અન્ય કેરાં,
એવે આવ્યા યાદ વીર, ડૂબ્યું મારૂં નાવડું।।

---

૨૬૪ મૃગની પાછળ જતાં યુધિષ્ઠિરની શી દુર્દશા થઇ તે વર્ણે છેઃ ઝાડ ઇ૦. ધનુ—ધનુષ્ય. ધનુષ્ય નીચું રાખે તો ઝાડના મૂળમાં ભરાઇ જાય છે માટે ખેંચી શકાતું નથી; જો તેને ઉંચું લે તો તે તણાય (ખેંચાય). આવા કષ્ટથી કાયર થઇને યુધિષ્ઠિર દૈવને પ્રાર્થના કરે છેઃ ભુંડા ઇ૦—હે ભુંડા! (દૈવ!) લગાર તો સામું જો; તારાથી શું કાંઇ સારૂં કામ બને એમ નથી? અથવા તારાથી કોઇનું સારૂં તો નજ થાય! તું કહેશે કે એ તો મૃગ દુઃખ દે છે તેમ છતાં મને કાં ઠપકો આપો છો? તો, મૃગ ઇ૦—મૃગજાતિ તો દયાળુ કહેવાય છે. માટે તેનાથી કાંઇ આવું થાય? અર્થાત્ નજ થાય; પરંતુ આ તો એવું થાય છેજ થાય છે, માટે આ દૈવનુંજ કૃત્ય છે. અથવા, ભુંડા! (હે મૃગ!) જરાક તો મારા દુઃખ સામું જોઃ શું તારાથી નારૂં સારૂં નથી કરી શકાતું? લોકોમાં મૃગ તો દયાળુ વદાય છે એમ છતાં તારાથી આવું થાય? અર્થાત્ એ અત્યંત અઘટિત છે. કવિ દૈવને ઉદ્દેશીને કહે છેઃ દૈવે ઇ૦—દૈવથી દયા ન ધરાય અને તેનાથી પ્રાણ પણ ન લેવાય એ તો મોટો અન્યાય છે! ધર્મશીલ યુધિષ્ઠિરને પ્રાણાંત કષ્ટ થયું હતું એ ધ્વનિ છે.

ક્ષત્રીધર્મ કેમ કહું, ધિઃકાર છે આજ તને,
મૂઆ ભાઇ મૂકી આણ્યો, એહ પણ ના વડું !!
એમ દુઃખ આણી કરી, ક્ષત્રીધર્મ ધારી કરી,
સમજ ને સારી કરી, કહ્યું વદુ ચાવડુ ! ૨૬૫
પછે ધરી ધીર અને, વીર વડહથ્થ થતો,
ધનુ માંહી બાણ ધારી, બોલિયો એવુ મુખે;
જો કદી મે ધર્મકર્મ, કાઇ આચર્યાજ હોય,
તો આ શર હરે કાષ્ઠ, ક્યારનો આવું દુઃખે !
આચર્યા ન કર્મ રૂડાં, ધર્યો નહિ ધર્મ કદી,
તો તો જજો બાણ વ્યર્થ, હવે આશા શી સુખે !
ક્ષુધાતુર તૃષાતુર, કષ્ટાતુર શૂર અતિ,
તેણે તેવી પ્રતિજ્ઞા ત્યાં, કરી આવીને રૂખે ૨૬૬
મૃગ પણ દેવી હતો, તેણે વાત જાણી ઝટ,

---

૨૬૫ કૃષ્ણાનાથ—દ્રૌપદીનાસ્વામી ( યુધિષ્ઠિર ). વડું—મોટું. અન્ય-નળ વગેરે. નળ વગેરેના કષ્ટને સભારીને ધીરજ ધરી વીર—ભાઇઓ નાવડુ—નાવ. મારૂ સસારરૂપી નાવ ડૂબ્યું સ્મૃતિ અલકાર. ક્ષત્રીધર્મ ઇ૦—હે ક્ષત્રીધર્મ ! તને ધિઃકકાર છે એમ હુ આજ કેમ કહુ ? એ ક્ષત્રિયધર્મ એવો છે કે જેણે મારા મૂએલા ભાઇને મૂકીને ( પડયા મૂકીને ) અહીં ( તેમનાથી દૂર ) આણ્યો છે ! એહ ઇ૦—ક્ષત્રિય ધર્મનુ એ કૃત્ય પણ શું વડું નથી ! અર્થાત્ છેજ. કહ્યું ઇ૦—યુધિષ્ઠિરે પોતે પોતાની મેળે કહ્યુ કે હું જે આ બોલુ છુ તે ચાવડુ ( ચાવળુ—વગર વિચાર્યું અને ઘણુ ) વદુ છું. અર્થાત્ ક્ષત્રિયધર્મ સબધી હુ જે આક્ષેપ કરૂ છુ તે ઠીક નથી

૨૬૬ વડહથ્થ—મહાબાહુ ( મોટા હાથવાળો, અર્થાત્ બળવાન ) મતલબ કે ધીરજ ધરીને હોશિયાર થયો. કાષ્ઠ—મૃગના માથામાથી ક્યારનો ઇ૦—ક્યારનો દુખી થાઉ છુ. હવે ઇ૦—હવે સુખને વિષે શી આશા રાખવી ! રૂખે આવીને—હઠ ધારીને

કે નાઠો નૃપાળથકી, તીર જોઇ તાણિયું;
મારે શર જેવે શૂર, તેવે સાગરને પૂર,
ગ્રુસી રજકણ થાય, તેમ મૃગે માણિયું;
નહિ ઘાડી ઝાડી કંઇ, પાંડી આવી આડી નહિ,
તડી તોય નાશી ગયો, નામ ન પ્રમાણિયું!
કરે શું બિચારો એહ, દેહ અવશેષ એક,
તેવડે કરેછે ધર્મ, દૈવે કષ્ટ આણિયું!! ૨૬૭
આગળ જોયો અપાર, પાછળનો પાર નહિ,
આજુબાજુ વાર વાર, જોઇને દુઃખી થયો;
મૃગલો ન દીઠો કાંઇ, ત્યારે તો નિરાશ થયો,
હા ગયો ગયો શુ મૃગ, એમ કહી તે રહ્યો;
કાર્યકેરી સિદ્ધિ જોઇ, આવે અંગમાંહી બળ,
અસિદ્ધિએ અબળ તો, ઇંદ્ર સરખો લહ્યો;
પછે યુધિષ્ઠિરતણી, દશા કે'વી થઇ રહી,
ગઇ ગઇ સહુ શક્તિ, હા! બોલ મુખે કહ્યો!! ૨૬૮
પડ્યો પૃથ્વીપાળ પૃથ્વી, કોઇ નથી પાસ જેને,
ઘસે હાથ પગ અતિ, બેશુધ્ધ થાયે વળી;
નિશ્ચે યમરાજ કૂડો, પુત્રને દે આવું દુઃખ,

---

૨૬૭ દૈવી—દિવ્ય ( દેવે મૃગનું સ્વરૂપ લીધેલું હોવાથી ). શર—બાણ. તેવે ઇ૦—જેમ સાગરના પૂરમાં રજકણ ગ્રાસ થઈ જાય તેમ મૃગે માણિયું—આચર્યું. અર્થાત્ મૃગ અદર્શ થઇ ગયો ? નહિ ઇ૦. પાંડી—પહાડની હારો. નામ ઇ૦—યુધિષ્ઠિરે પોતાનું નામ પ્રમાણ કર્યું નહિ કે મૃગે યુધિષ્ઠિરનું નામ ન પ્રમાણ્યુ ! અવશેષ—બાકી.

રૂડો એને કહે કોણ, બાપ મરો એ બળી !!
ઘટિકા થઇ બે ચાર, તોય શુદ્ધિ આવી નહિ,
પડકો થયો પો'ર ત્યારે, આવી મૂરછા વળી;
આંખને ઊઘાડી કરી, સૂતાં સૂતાં સહુ જોયું,
કોઇ નથી હવે મારૂં, હોય તો આવે મળી. ૨૬૯
લાવ્ય તારે જાઉં ઊઠી, ભાઇ ભેગો થાઉં તહીં,
અહીં આવી હણે કોઇ, ત્યારે મળે ભાઇ ક્યાં ?
એમ કરી ઊઠ્યો રાય, ચાલતાં કંપે છે કાય,
હાય ક્ષત્રીધર્મ જાય ! (એ) કષ્ટ મનમાંહી જ્યાં;
નમતો નૃપાળ દિન, નમતો થયો છે દિન,
ન મતા રહીજ અંગ, કોણ કરે સાહી ત્યાં ?
ચિંતા પ્રકટી છે પૂર, રખે પડી જાય રાત,
ભ્રાતતણી કોણ વલે, શુભ નથી કાંઇ ત્યાં !! ૨૭૦
એવી ચિંતા ધરી ચાલે, ચાલતાં ન પંથ ખૂટે,
વેગે ચાલે કેમ કરી, વિચારી જુઓ મને;
મેર બેઠો દિન એમ, જણાયે નૃપાળને તે,
ઝાંઝવાના પાણી જેવું, દવ કરતા વને;
અતિ દુખી જુએ રાય, ત્યારે સૂર્ય તપે ઓછો,
અલ્પ દુખી જુએ જ્યારે, પ્રખર તાપે તને;
(એમ) પાળનાર જો પ્રજાળે, તેનો કર કોણ ઝાલે,
કરૂણને કેમ ટાળે, કશું કવિની કને ? ૨૭૧

---

૨૬૯ આવી—જે મૂર્છા આવી હતી તે વળી. ૨૭૦ નમતો—દુઃખથી નીચો વળી જતો. ન ૬૦—અંગમાં મતા ( માલ—શક્તિ ) રહી નથી. સાહી—સાહ્ય.

૨૭૧ મેર બેઠો—આથમ્યો. ઝાંઝવાના પાણી જેવું—ઝાંઝવાંનાં પાણી જેમ પાણી ન હોય ત્યાં દેખાય છે તેવોજ ભ્રમ સૂર્ય આથમ્યા સંબંધી પણ

માથે પડ્યું સેવું કષ્ટ, નષ્ટ થતા સુધી નડે,<br>
સૃષ્ટતણી સીધી રીત, સ્પષ્ટ કરી જાણ જો;<br>
એમ એ બિચારો સારો, સહે કષ્ટ કહે કેને,<br>
દહે અંગ, રહે દુઃખી લહે કશું લાણ જો !<br>
સેવાનું જો દુઃખ હોય, દોડી જે લઇએ ઝટ,<br>
સેવાતું નથી કંઇ એ, તપે તેણે પ્રાણ જો;<br>
દુઃખ કહી કહી કંઇ, વિચારીએ ઓછું થવા,<br>
બીજું કશું કરોએ કો', મન મધ્ય આણ જો. ૨૭૨<br>
આવ્યો જેણે રાહ નૃપ, તે ચૂકી ગયો ચતુર,<br>
ક્ષુધાતુર તૃષાતુર, ધરે કેમ ભાનને !<br>
નગરમાં ફર્યો નહિ, નગરપતિ કે'વાયો,<br>
નગ રતિ રૂઠયે જુએ, સુણે કૂર ગાનને;<br>
ચાલતાં ચાલે ન પગ, એવે અટપટું આવે,<br>
રાહ તે બે ચાર જુએ, ખુએ તવ સાનને;<br>
તર્ક ને વિતર્ક જેના, મંદ થઇ ગયા અતિ,

---

દેવોએ યુધિષ્ઠિરને ઉપ્રશ્ન કર્યાં. પ્રખર—અત્યંત તીવ્ર કશું ઇ૦—કવિની કને કશું છે બાર ? અર્થાત્ કરણ થતોજ હોય ત્યાં તેને ન થવાને કવિની પાસે કાઇ સાધન નથી, નહિ તો શ્રોતા ઉપર દયા લાવીને તે કરણ થવા દેત નહિ !

૨૭૨ નષ્ટ ઇ૦—એ કષ્ટ દેહ નષ્ટ થાય ત્યાં સુધી નડેછે. સુઆ પછી કષ્ટ રહેતું નથી. સૃષ્ટતણી—સરજેલા પદાર્થોની અથવા સૃષ્ટિની. રહે ઇ૦—જો કશું લાણ તે લહે ( જુએ ) તો તે દુઃખી રહે વાર ? અર્થાત્ નજ રહે. દુઃખ ઓછું થવાનો માર્ગ વર્ણેછેઃ દુઃખ ઇ૦—દુ.ખ કહી કહીને કંઇક ઓછું થવાનો વિચાર કરીએ છીએ.

ઉનમાર્ગે જાય તેણ, લહે મહારાનને. ૨૭૩
કોક પથે જઈ કરી, ફરી પાછો આવે તહીં,
એમ ન ઉકલે પંથ, રાય રડે છે અતિ!
અહો મારા ભાઈકેરાં, શવ મૂકી આવ્યો કહીં,
હવે ન જવાય હુથી, રૂંધાઈ મારી ગતિ;
પાપ કરયાં કર્યાં પ્રભુ, સામું ન જુએ તું વિભુ!
શંભુ ભજ્યા નવ રજ, વિલપે મહામતિ!
પ્રભુ પંથ દ્દ બતાવી, મળું મારા ભાઇને હું,
બાળુ ભેગો જાઇને હું, પીડા શી કરૂં છતી! ૨૭૪
પછે બેસી એક સ્થળ, કર્યો કયાં સુધી વિચાર,
વળી ઉઠી ચાલ્યો વીર, વીર પડ્યા ખોળતો;
વાટે ચાલતાં વિચાર, એવો આવ્યો તેણી વાર,
કપટ આ હશે કોનું, ઘાલ્યું ઘરાબોળ તો!
મેં પણ કરી છે ભૂલ્ય, પડ્યા આધા ભાઇ આણી,
તટપર ધર્યા મેં એ, તોલ્યો નહિ તોલ તો;
હાય! જળચર કોઇ, ખેંચી જશે જળ માંહી,

---

૨૭૩ માર્ગ કેમ ભૂલ્યો તેનું કારણ કહે છે: ક્ષુધાતુર ઇ૦. નગરમાં ઇ૦—યુધિષ્ઠિર જો કે નગરપતિ ( રાજા ) કહેવાયો છે તથાપિ તે હમણા નગરમાં ફર્યો નહિ. ત્યારે કયાં ફર્યો? નગ ઇ૦—જ્યારે તેની રતિ ( ભાગ્યની ) રહી ત્યારે ( હમણા ) તે નગ( પર્વત )ને જુએ છે અને પશુઓના ક્રૂર ગાનને સુણે છે! 'નગર' એ અક્ષરોની જૂદા જૂદા અર્થે આવૃત્તિ છે માટે યમકાનુપ્રાસ. ઉનમાર્ગે ( ઉન્માર્ગે )ઉવાટે.

૨૭૪ કોક—કોઇક. પથે—માર્ગે. મહામતિ—મોટી બુદ્ધિવાળો. છતી—પ્રકારા.

કરીશ હું કહ્યું ત્યારે, વાળ્યો મેં જ રોળ તો ! ! ૨૭૫
મકર ગળી જશે કો, મકર મારશે કોઇ,
મ કર પ્રભુ તું એવું, વિનવું વળી વળી;
હાય ! મૂઆ ભાઇતણાં, શબ કદી જોઉં નહિ,
તો તો જીવ જાય તર્ત, ઉછર્યા હળી મળી ! !
આટલાથી થયું પૂરૂં, દૈવ ન દઇશ દુઃખ,
સુખ લીધું સાંભરી તેં, મરૂં હું બળી બળી ! ;
ભૂલો પડી અફળાઉં, મૂઆ ભાઇકેરૂં મુખ,
વિમુખ થાયછે મુને, જાઉં હું છળી છળી ! ! ૨૭૬
એમ વાતો યાદ કરી, હા ! હા ! કહી કૂટે શિર,
પડે પૃથ્વી પર પોતે, રોતે રોતે ઊઠતો;
ભૂલો પડે ત્યારે કાંઇ, ભાનને ઠેકાણે લાવે,
અરે થાય આમ કેમ, કહી કર્મ કૂટતો ! !
મહાક્રૂર દૈવ તેને, કોઇની દયા ન આવે,
રડતાં ને એ રડાવે, રંગ જોઇ રૂઠતો;

---

૨૭૫ કયાં સુધી—ઘણી વાર સુધી. કપટ ઇ૦—જો આ કોઇનું કપટ હશે તો તો મેં ઘરાબોળ ઘાલ્યું !—મોટો અનર્થ કર્યો ! શો અનર્થ કર્યો તે બતાવે છેઃ મેં પણ ઇ૦—મારા ભાઇ પાણીથી આઘા પડેલા હતા તેમને મે પાણીના તટપર લાવીને ધર્યા પણ લગાર તોલ તોલ્યો નહિ !—વિચાર કરી જોયો નહિ ! શો વિચાર તે કહે છેઃ હાય ! ઇ૦. રોળ—ગજબ.

૨૭૬ શો રોળ વાળ્યો તે કહે છે. મકર ઇ૦—કોઇ મકર ( મગર ) ગળી જશે અથવા કોઈ મકર ( મક્કર—મુકરર )—તક્કી મારશે; હે પ્રભુ ! હું તને વળી વળી વિનવું છુ કે તું એવું મ કર ( મા કર )—ન કર. તર્ત જીવ જવાનું કારણ કહે છેઃ ઉછર્યા ઇ૦. મુઆ ભાઇ ઇ૦—મારા મરી ગયેલા ભાઇઓનાં મુખ મને વિમુખ ( ઉલટાં ) થાય છે—( નહિ મળવાથી ).

એમ મહાદુઃખે પાપે, ચાલતા ચાલતાં ભૂપે,
આડા જતા નાગ જોયા, થયો દિગમૂઢ તો. ૨૭૭
અપશુકન શમાવી, વળી આગે ચાલ્યો ભૂપ,
રૂપરંગ ગયા જેના, ભાઇ ભાઇ ઝંખ તો;
એવે થયુ સુખ જાણું, ઉડતા દેખાય પક્ષી,
નિશ્ચે સરતટ આવ્યો, તૂટયો દુઃખ દખ તો;
એવા સુખ માહી દુઃખ, વિચાર વડેરો લાવ્યો,
હાય! શુ જે ઉડે પક્ષી, કરી ખાલી ખખ તો;
સુણી છે મે એવી વાત, ગીધાદિક પક્ષી જેહ;
મૂઓ હસ્તી એકદિને, ખાય ધારી ધખ તો! ૨૭૮
તો આ ચાર માનવીનાં, મૃતક ખાતા શી વાર,
હાય હાય ધિક મુને, ગયો મૂકી શેય તો!
હવે વિચાર્યેથી કશુ, અમુ હીણુ પડયા બધુ,
સધુ સૂઇ ગયું મારે, કોણુ મારો કે'ય તો;
એમ કષ્ટ કરતો તે, દિલ દુઃખ ધરતો તે,
વાર વાર રડતો તે, દુઃખ કશુ લે'ય તો;
જોયા આઘેથકી તેણે, પડયા બધુ પાધરમા,
અડયા પક્ષી માસ ખાવા, ધર્મ જુએ તેય તો. ૨૭૯
ધનુષ્યને બાણ ઠોકી, ઉરાડવા લાગ્યો ભૂપ,
જોયા કેરૂ ઝેર કેવુ, જો જો સહુ આજ તો;

---

૨૭૭ દિગમૂઢ—દિગ્મૂઢ ૨૭૮ સરતટ—તળાવનો કિનારો ખાલી ખખ—(ભાઇઓના મડદાને) ગીધાદિક—ગીધ વગેરે માંસાહારી પક્ષી. ધખ—ધખના—વિચાર (ખાવાના)

૨૭૯ મૃતક—મડા અસુહીણુ—પ્રાણુ વિનાના કોણુ ઇ૦—હવે મને 'મારો' એ પ્રમાણે કોણુ કહેશે!

જેણે મેઘના ભડાકા, સુણ્યા ઘણી વાર મોટા,
ધનુષ્યના ઠોકા તેને, લાગે કે'તાં લાજ તો;
તો પણ બે આંખતણી, શરમ ધરે છે બહુ,
તેવું કર્યું પક્ષીએ ત્યાં, ઊડી નાઠા બાજ તો;
પડતો આખડતો તે, આવી પોંચ્યો વેગે કરી,
મૂઆ ભાઇને આલિંગ્યો, જાણે થયું કાજ તો । ૨૮૦
નૃપ કે'તો ધન્ય ધન્ય, પ્રભુ! જોયું પાછું વાળી,
રાખ્યા રક્ષી બંધુ મારા, દુઃખમાં આ સુખ છે।
એવે પાર્થહાથ ભાળી, નજર ગઇ તે ઘડી,
હાય! કોચી ખાધો શુંએ, હજી મોટું દુઃખ છે।।
એવે વૃકોદરકેરા, ઉદરને જુએ રાય,
હાય હાય કોચી ખાધું, કાળને શી ભૂખ છે।
નકુલ ને સહદેવ, સામું ન જોવાય હું થી,
અરે કર્યું આવું દેવ।કાળું મારૂં મુખ છે।। ૨૮૧
કરૂં શું પ્રભુ પોકાર, બતાવું શું કરે કરી,
શ્રવણ ને નેત્ર તારાં, જુએ સશે ખુએછે।
મારા પર કેર કર્યો, વેર આવું લેઇ પ્રભુ!
મે'ર તારી મૂલગી ન, આવી દૃષ્ટે જુએ છે!
તને ગમ્યુ તેજ ખરૂ, કરશ હજુ કાંઈ વધું।
બધુ કર્યા પૂઠે પ્રભુ! તુજ મુખે સૂએછે।।

---

૨૮૦ જેણે—જે પક્ષીઓએ. તેને લાગે ઇ૦—તેને અમર કરે, એમ કહેતાં મને લાજ લાગેછે! અર્થાત્ ધનુષ્યનો અવાજ સાંભળીને તે પક્ષીઓ કાંઇ બીહે એવા નહોતા ત્યારે કેમ ઉડી ગયા? તોપણ ઇ૦. ૨૮૧ પાછું વાળી જોયું—કરૂણા કરી. વૃકોદર—ભીમ.

એમ પ્રભુ દૈવને તે, કે'તાં કે'તાં ડરી જાય,
ડરી જાય ઠંડ વિના, ગાઢે સ્વર રૂએ છે। ૨૮૨
તૃષાતણું દુઃખ અતિ, તેણે પૂરું રહાય ન,
ઉભરો શમે ન તેથી, અમુઝાએ મનમાં;
પાણી પાસે હતું પણ, ભાઈ વિના પીએ કેમ,
નેમધર નેમ તજે, કોણ કહે જનમાં?
દુઃખીઓ બિચારો રાય, મરે તોય સારૂં થાય।
જાય દુઃખ દૂર અને, આવે શુભ દનમાં;
પણ કૂડો કાળ ઘણો, ન મારવા તેને મારે,
પુત્રશ્રાદ્ધ પિતા સારે, તૂટી મરે તનમાં. ૨૮૩
તેવું થયું આને અહીં, દુઃખ દુઃખ જહીં તહીં,
મૂઆ ભાઇ બૂરે હાલ, જોઇને રે'વું ટકી;

---

૨૮૨ શ્રવણ ઇ૦—હે પ્રભુ! તારા શ્રવણ સર્વત્ર સાંભળે છે તેથી હું પોકાર શું કરૂં અને તારાં નેત્ર સર્વત્ર જુએછે તો હું કરે કરીને (હાથવડે) શું બતાવું? એ જોઇને તથા સાંભળીને તું સંશે (સંશય) ખુએ છે—તને નિશ્ચય થાય છે. આવી ઇ૦—હે પ્રભુ! તું મને આવી દૃષ્ટિથીજ જુએ છે!! બધું ઇ૦—મારૂં બધુંય અનિષ્ટ કર્યા પૂઠે હે પ્રભુ! તું પણ હવે સુખે સૂએ છે? ડરી જાય—દુઃખના ભયથી—હવે મારૂં શું થશે એ ભયથી. ડરી જાય—તેનાં ગાત્ર ટાઢાં થઈ જાય.

૨૮૩ નેમધર ઇ૦—ભાઇઓને મૂકીને પાણી પીવું નહિ એવા નિયમને ધરનારો નિયમ તજે એમ કોણ કહેશે? કવિ કહે છેઃ દુઃખિયો ઇ૦—દનમાં—દિનમાં. શુભ દિનમાં આવે— તેના દિવસ સારા થાય. (મૂઆ પછી દુઃખ થતું નથી માટે). ન મારવા ઇ૦—જેને ન મારવા જોઇએ તેને. પુત્રશ્રાધ્ધ ઇ૦—પિતા પુત્રનું શ્રાધ્ધ સારે અર્થાત્ પિતા પહેલાં પુત્ર મરી જાય અને તેથી પિતા પોતાના શરીરમાં તૂટી મરે—પિતાનું શરીર દુઃખી થાય, એવું કૃત્ય પણ કાળ કરે છે।

વિચાવંત છે પોતે, આપઘાત કરે કેમ,
દુઃખ દારકેરૂં કેવું, માતે સુણી ના વકી !
અરે પ્રભુ હાય હાય ! કવિ કેઇ પેર ગાય !
કૃષ્ણ ! કૃપા કરચ કંઇ, (કેમ) સૅવાય તારાથકી !
દુઃખીઓ બિચારો ધર્મ, સુખ નથી જોયું લેશ,
નરેશ એ નામતણો, કષ્ટ શકટી ધકી. ૨૮૪
ન્યાય કરતારે જ્યારે, અન્યાય તો ઉર આણ્યો,
ત્યારે કવિતણું કોણ, સાચે સાચું સાંભળે !
પણ કવિ આખરને, જોયા વિના કહે નહિ,
રાય બેઠો રહે નહિ, અગની વિના બળે;
રડી થાકયો કૂટી થાકયો, ત્યાર પછે પડયો પૃથ્વી,
હવે ઊઠવું ન મારે, પ્રભુ ! કષ્ટ ના કળે;
મૂરછા લગાડી મીઠી, આંખ બંધ સુરે દીઠી,
લાગી યમને અંગીઠી, પોઢી ગયો તે પળે. ૨૮૫

---

૨૮૪ આતે—ધર્મને. દુઃખ ઇ૦—દાર( દ્રૌપદી )નું દુઃખ કેવું હશે તથા પોતાની વકી ( અર્થાત્ સમાચાર ) માતે સુણી નથી તે વિષે વિચાર કરનારો રાજા આપઘાત કેમ કરે ? કષ્ટશકટી ઇ૦-તેના ઉપર કષ્ટની શગડી ધકી રહી છે !

૨૮૫ ન્યાય ઈ૦—ન્યાય કરનાર જે ધર્મ દેવ તેણે જ્યારે આવો અન્યાય કરવાનો ( વિચાર ) ઉરમાં આણ્યો ( ધર્મવાન્‌ને દુઃખદેવા રૂપ ) ત્યારે કવિનું કથન સાચેસાચું હશે તથાપિ કોણ સાંભળે ? અર્થાત્ ધર્મસરખો યુધિષ્ઠિરને અન્યાય આપે છે ત્યારે શ્રોતાઓ મારી વાત ખોટી ઠરાવીને મને પણ અન્યાય આપે એમાં નવાઇ નથી ! પણ કવિ તો તેની આખર અવસ્થાને જોયાવિના કહે નહિ—આવું વર્ણવે નહિ. બેઠો રહે નહિ—તેનાથી બેશી શકાતું નથી (.અતિ દુઃખને ) લીધે. પ્રભુ ઇ૦—હે પ્રભુ ! તું જો મારું કષ્ટ નથી

## નિર્ઝરવિચાર.

એવું દેવે જોયું જ્યદા, તદા તરશ્યા તે ઘણા,
હરખ્યા ધર્માળું મન, ધર્મધારી જોઇને;
થયું એનું ઉલટ ત્યાં. યુકતિ સૂઝયાથકી તો,
તરશ્યા તે હરખ્યા સૌ, રહ્યા હર્ષ્યા રોઇને,
રોયાનું કારણ કહે, કવિમણિ કવીશ્વર,
ધર્મ ધારે તેને દુઃખ, નહિ પાપી કોઇને;
આગળ આવી કે' ઇંદ્ર, હજી ન પરીક્ષા થઇ,
એટલું તો કરે સહુ, નાખો સર્વ ખોઇને. ૨૮૬
મારો સુત અર્જુન જે, ચળ્યો નવ ઉર્વશીથી,
ઋષિ મુનિ ચળે જેણે, ભાઇકાજે એ ખળ્યો!
એમાંનું આને ન કાંઇ, હજી થયું નથી ભાઇ,

---

કળતો( સમજતો ) તો લગાડી મીઠી—મીઠી માની. અર્થાત્ મૂર્છા થઇ! યમને—ધર્મદેવને ( રખેને ખરેખર પ્રાણત્યાગ કરે નહિ, એવા ભયથી ) કયી વખતે યમને અ ગીઠી લાગી? પોઢી ગયો ઇ૦—જ્યારે તે મૂર્છિત થઇને પડ્યો ત્યારે. અ ગીઠી–શગડી ( બળતરા ).

૨૮૬ દેવે—ઇદ્ર પક્ષના દેવોએ. તરશ્યા—ત્રાસ પામ્યા. ધર્માળુ—ધર્મ દેવની પક્ષના દેવો—શું જોઇને હર્ષ્યા? ધર્મધારી ઇ૦—યુધિષ્ઠિરને ધર્મ ધારણ કરનારો જોઇને. થયું ઇ૦—પણ ધર્મની હજી વધારે પરીક્ષા. કરવાની યુક્તિ ઇદ્રને સૂઝી આવવાથી એનુ ઉલટ થયુ, તે કહે છે તરશ્યા ઇ૦ ધર્મ ઇ૦—જે કોઇ ધર્મને ધારણ કરે છે તેને દુઃખ થાય છે અને કોઇ. પાપીને દુઃખ થતું નથી, એમ જાણીને ધર્માળુ દેવો ત્રાસ પામ્યા અને યુધિષ્ઠિરને ધર્મથી ચળાવવાની યુક્તિ ઇંદ્રે શોધી કાઢી તેથી પોતાના પક્ષનો જય માનીને ઇંદ્રપક્ષી દેવો હર્ષ્યા. એટલું તો—યુધિષ્ઠિરે કર્યું તેટલુ.

દ્રૌપદીને લાવો આંહી, સુણતાં યમ છળ્યો !!
હાય ! હજી મારે રહ્યું, બાકી કરવાનું આજ,
ધિઃક ધર્મકાજ આવાં, પાવકે શે ના બળ્યો !
ઇંદ્ર કહે જઇ ધર્મ ! દ્રૌપદીને તેડી લાવો,
ત્યારે તો પરીક્ષા થાય, અર્થ આથી ના વળ્યો !! ૨૮૭
લાગ્યું અતિ દુઃખ તેણે, બોલી શકયા નવ ધર્મ,
ત્યારે વાસવ કે' ઊડચ, વાયુ થઇ ઉતાવળો;
જઇ કહે દ્રૌપદીને, તારા પતિ ચાર માર્યા,
બાંધવાને ધર્મકર્મ, રહ્યો રાજા એકલો;
વાર શી વાયુ કહેછે, એમ કહી લાગ્યો વાવા,
વાયુ વાત લેઇ જાય, તેમ લેઇને વળ્યો;
હા ! સતી બિચારી રોશે, નિર્ઝર નાકેથી જોશે,
હોનારૂં તે નિશ્ચે હોશે, પડો ટાઢા કે બળો ! ૨૮૮

---

૨૮૭ ઇંદ્રની યુક્તિ કહે છેઃ મારો ઇ૦—ઇંદ્ર કહે છે કે જેનાગો ઋષિ અને મુનિઓ ચળે એવી ઉર્વશીથી મારો સુત (અર્જુન) ચળ્યો નથી પણ ભાઇને કાજે ખજ્યો હતો. (સ્વર્ગમાંથી પાછા આવી ભાઈઓને મળ્યા પછીજ ભોગ ભોગવવા એવો તેનો નિશ્ચય હોવાથી) એમાંનું ઇ૦—અર્થાત્ એવી રીતે યુધિષ્ઠિરની પરીક્ષા થઇ નથી ! યમ છળ્યો—યમને ભય લાગ્યો (દ્રૌપદીને સંકટમાં નાખવા રૂપ કર્મ મારે કરવું પડશે ! એવા વિચારથી). આથી—આટલું કરવાથી.

૨૮૮ બાંધવાને ઇ૦—ધર્મ રૂપી કર્મનો ગાંસડો બાધવાને રાજા-(યુધિષ્ઠિર) એકલો રહ્યો છે ! નિર્ઝર-દેવ. નાકેથી-સ્વર્ગમાંથી. કવિ શ્રોતાને કહેછેઃ હોનારૂં ઇ૦—ગમે તો તમે ટાઢા પડો કે બળો (દુઃખી થાઓ), પણ જે હોનારૂં છે તે નો નિશ્ચય હોશે—થશેજ.

## દ્રૌપદીશોચ.

પળ વિપળમાં આવે, હરિ વ્યાઘ્ર હણી કરી,
અસુર જે શૂર મોટા, જોતાં જોતાં મારિયા;
તે શું એક મૃગ હણી, કાઇ લાવતાં લગાડે,
વાર શે આટલી આજ, વે'મ કૈંક ધારિયા !
હાય ! દૈવ તેં કરાવ્યું, હરણ મારૂં તો અલ્યા !
હરાવે હવે શું પતિ, ઘા રૂઝ્યા ન કારી આ;
ફરકેછે ડાબી આંખ, ધરકેછે છાતી મારી,
ઉધરકે ઉદર શે, દૈવ ગતિ તારી આ !! ૨૮૯
કંપે કેમ અંગ મારૂં, ચંપે કેમ સહુ સારૂં,
અશુભ પતિને ધારૂં, હાય ! હાય ! શું હશે !
વાર વાર શું વિચારૂં, લાગે સહુ શે અકારૂં,
મનને શી પેર વારૂં ! વસ્ત્ર મારૂં શે ખસે !
મુખ થઇ ગયું ખારૂં, લૂણ લાગ્યું પડ્યે ઘારૂ,
વિશ્વમાં ન કાંઇ ચારૂ, ધૌમ્ય ગુરૂ ક્યાં વસે !
ઠીક કરીને હું ઠારૂં, પે'લાં મારૂં મન મારૂં,
મળશે મુનિનું લારૂં, જાણી કોઇ જો જશે ! ૨૯૦

---

૨૮૯ હરિ—સિંહ. વે'મ ઇ૦—દ્રૌપદીએ એ વિષે કંઇ કંઇ વેહેમ ધાર્યા હનાવે ઇ૦—હવે શું મારા પતિનું હરણ કરાવે છે ? આ મારા કારી ઘા હજી રૂઝ્યા નથી ! ધરકે છે—ધડકે છે ઉધરકે—ઉછળે.

૨૯૦ ચંપે—દબાઇ જાય લૂણ ઇ૦—આવાં આવા અશુભ ચિન્હ મારા જોવામાં આવે છે તે જાણે ઘારૂ પડ્યા પછી તેમાં લૂણ (મીઠું) લાગે તેવાં વેદનાકારક છે ચારૂ—સુંદર. ક્યાં વસે !—અર્થાત્ ક્યાં ગયા ! ઠારૂ—સ્થિર કરૂ. મન મારૂ—મનને વશ કરૂ. મનને વશ કરવાનું કારણ

કોઇને બોલાવા તણી, કૃષ્ણા જો કરે વિચાર,
એકની અનેક આવે, બાઇ સાબ ! સાબ ! કે;
અરે ! કે'તાં જી ! જી ! સામા, અનેકના સુણે શબ્દ,
મૌક્તિક છે એનું એજ, હેવે લીધું આબ કે;
એવીકેરા કર્મમાંહી, ગિરિ ગુહા ગહ્વર શાં !
વિધિ કિયે હાથ લખ્યાં, ઠંડ આફતાબ કે;
પડતાં ઝીલાય જેના, બોલ તોલ થાય તર્ત,
મુખ માગ્યું ખાય તેને, સામાતણી રાબ કે ! ૨૯૧
હાય હાય આવ્યું એવું, તેવું પણ રાખવાની,
ક્રૂર દૈવતણે મન, ઇચ્છા હવે ક્યાંય છે !
જેને ઉઠવું હોયે તો, એક બે દાસી ઉઠાડે,
લડથડતી તે ઊઠી, ગઇ ગુરૂ જ્યાંય છે;
નમી આચાર્યને જઇ, મનવાત માંડી કહી,
પ્રભુ ! શે ન આવ્યા પતિ, મારો જીવ ત્યાંય છે;
બેશી રહ્યા દ્વિજરાજ, હતા જેહ કાષ્ટકાજ,

---

કહે છે: મળશે ઇ૦—જો કોઈ મારા મનનો ગભરાટ જાણી જશે તો મુનિઓનું લા'રૂં એકઠું મળશે.

૨૯૧ દ્રૌપદીની પૂર્વ સ્થિતિ વર્ણીને તેની હાલની સ્થિતિ તેની સાથે સરખાવે છે: કોઇને ઇ૦. કે—કહીં. મૌક્તિક ઇ૦-મોતી તો એનું એજ છે, પણ તેનું આબ ( પાણી ) હેવે કે ( કાંઇક અથવા કહી ક ) લેઈ લીધું છે ! દૃષ્ટાંતાલંકાર ગિરિ-પર્વત. ગુહા—ગુફા. ગહ્વર—વિકટ જગો. વિધિ ઇ૦—હે વિધિ ! એવી સ્ત્રીના નસિબમાં ઠડ અને આફતાબ ( સૂર્ય-ગરમી ) કયે હાથે તે લખ્યાં છે ! અર્થાત્ એવીનું નસિબ કયાં અને ઠંડ તથા આફતાબ કે (કયાં) ! વિષમાલંકાર. સામાનણી—સામો નામે ધાન્યની.

તેમને ન દેખું આજ, શું તે બેઠા આંય છે! ૨૯૨
ગભરાય છે અતિશે, જીવ મારો જંપે નહિ,
અરિષ્ટનાં ચિન્હ દેખું, હાય! હાય! શું કરૂં !!
પ્રભુ! મારા પતિ કહીં, એમ ગગળી થઇ કે,
જીવ મારો જતો રે'શે, અસત્ય ન ઉચ્ચરૂં !
ચાલો જૈએ જોવા ગુરૂ, ઉરૂ કંપે ફુરૂ અતિ,
હાય! હાય! કહું કેને, કર રે કોનો ધરૂં !!
ગુરૂ કેમ બોલો નહિ, ગુંચવાઉં હું અતિશે,
નક્કી કેશપાશ કરી, મરતાં નહિ ડરૂં !! ૨૯૩
સંધ્યા કરતા'તા સિદ્ધ, સાયંકાળ વેળા જોઇ,
નીમને ત્યાં નાખ્યો ખોઇ, રડતી જોઇ સતી;
દ્રૌપદી! શું આમ કરે? આવશે અધુના ગયા;
અમને ન થાય ચિંતા, વિચારય મહામતિ!
સંધ્યા કરી લેઉં પછે, શિષ્યને પઠાવું જોવા,
વે'મ તારો થયો ખોટા, શુભ છે એ'ની ગતિ.
એમ વદી નાક સાં'ય, એવે વાયો ઘણો વાય,
શબ્દ તે માંહીથી થાય, વર્ણવું એક રતિ!! ૨૯૪

---

૨૯૨ આચાર્યને—ધૌમ્યને. અરણીકાષ્ટ માગવા આવેલો દ્વિજ જણાતો નથી ને એમને તેની ખબર પૂછે છે: બેશી રહ્યા ઇ૦. ૨૯૩ ઉરૂ કંપે—અતિશય કંપથી. કેશપાશ—માથાના વાળનો ફાંસો.

૨૯૪—અધુના—હમણા. ગયા છે તે હમણાં આવશે. અમને ઇ૦—હે મહામતિ! ( મોટી બુદ્ધિવાળી દ્રૌપદી )! તું વિચાર કે તને એકલીને ચિંતા થાય છે અને શું અમને ચિંતા થતી નથી? વર્ણવું ઇ૦—તે શબ્દની એક રતિ વર્ણવું છું. અર્થાત તે ટુંકામાં કહું છું.

ઇંદ્રે કહ્યું જેવું, તેવું કે'વાને સમર્થ કોણ,
સાચી સતી બાળી કરે, ભસ્મ મોટા દેવને;
તોય રૂપ પાલટીને, આવું કહ્યું તેણે કાંક,
રાંક રામાને રડાવે, પૂજે કોણ એવને!
કૃષ્ણા ! તારા ચાર પતિ, પડ્યા એ તડાગતીર,
દક્ષિણમાં જોને જઈ, સાધવી જો સેવને;
સુણી શબ્દ તજી નાક, ગુરૂ ગભરાઇ જુએ,
હાય ! કહી સતી રૂએ, લહી ભુંડા એવને !! ૨૯૫
મૂર્ચ્છિત મહિલા થઇ, શુદ્ધિ ગઈ સર્વે જ્યારે,
શબ્દ વાયુકેરો સુણ્યો, ઘાતકી ને પાતકી;
શુદ્ધિ આવે તોય શ્યામા, હા ! હા ! કહી વિલપે છે,
આશાવાળા દિન ગયા, થૈ નિરાશી ચાતકી !!
બોલે કોઇ વાર ત્યારે, એટલું પડે છે કર્ણે,
હાય ભુંડા કાળ ! આ શું, કૃત્ય કર્યું ઘાતકી !
હવે ન ઉપાય બીજો, મારે જવું પતિ જહીં,
સહગમન કરૂં હું, સુખ નાખી ઝાતકી. ૨૯૬

---

૨૯૫ રૂપ પાલટીને—કહેવાના શબ્દો બદલીને. એવને—એવાને. વાયુમાં શો શબ્દ થયો તે કહેછેઃ કૃષ્ણા ઇ૦—હે કૃષ્ણા ! તારા ચાર પતિઓ તડાગતીર ( તળાવના કાંઠા ઉપર ) પડયા છે. સાધવી ઇ૦—જો તારે તેમની સેવા સાધવી હોય તો. નાક—સંધ્યા કરતાં પ્રાણાયામ માટે ઝાલેલું નાક એવને—એવને. ભુંડો એવ છે એમ જાણીને.

૨૯૬ મૂર્ચ્છિત ઇ૦—જ્યારે વાયુનો ઘાતકી અને પાતકી ( પાપભરેલો ) શબ્દ સુણ્યો ત્યાર તે મહિલા ( સ્ત્રી-દ્રૌપદી ) મૂર્ચ્છિત થઇ અને તેની સર્વ શુદ્ધિ જતી રહી શુદ્ધિ ઇ૦—એને શુદ્ધિ આવે છે ત્યારે પણ તે બીજું કાંઇ કામ કરતી નથી પણ હા ! હા ! કહીને વિલાપ કરે છે. જેમ ચાતકી

## તપોવનશોક.

વાયુ લેઇ ગયો વાત, ઘેરે ઘેર ફેર ફેરી,
ઘેરે ઘેર ઋષિ પત્ની, ઠેરે ઠેરથી મળી;
કોઇ કહે મૂઆ પાંચ, પાંડુતણા સર્વ સુત,
કોઇ કહે કુંતી પણ, વાત સુણી ગૈ બળી;
કોઈ કહે વિદુર જે, એમના ભલામાં રાજી,
મરી ગયા તેહ પણ, વાત એવી તો કળી;
કોઇ કહે સતી શેની, દ્રૌપદીને કહે લોક !
રહી શોક કરે બેઠી, સુતની આશે વળી ! ૨૯૭
કોઈ કહે એમ નહિ, અમે સુણી બીજી વાત,
કૃષ્ણા પણ બળી મોઇ, કેમ જીવે એ સતી !
કોઈ કહે તમે સુણ્યું, જોઇ અમે જાતે જઇ,
મજળી પાવક વિના, ધન્ય છે એની રતિ !
કોઇ એવે આવી કહે, ગબડાવો ગોળા કેવા,

---

( ચાતક પક્ષીની માદા )ને વર્ષાદના પાણીની આશા હોય છે પણ વર્ષાઋતુના દિવસ જતા રહે છે ત્યારે તે નિરાશ થઇ જાય છે તેમ દ્રૌપદીને પણ સ્વામી ઘેર આવવાની આશા હતી, પણ વાયુના શબ્દમાં તેમની દુઃસ્થિતિ સાંભળવાથી તે નિરાશ થઇ ગઇ ! બોલે ઇ૦—તે બીજું કાંઇજ બોલતી નથી પણ બોલે છે ત્યારે ' હાય ભુંડા ઇ૦ ' માત્ર બોલે છે ! સહગમન—પતિની સાથે બળી મરવું તે. ઝાતકી—ઝાટકી-ખ ખેરી. અર્થાત્ સુખને તજી દેઇને. આ છંદમાં દ્રૌપદીના શોક સ્થાયિભાવને વિલાપ વગેરે કરૂણના અનુભાવથી પુષ્ટ કરી કરૂણરસ ઉપજાવ્યો છે.

૨૯૭ કોઈ પણ બનાવની વાત લોકોમાં કેવે પ્રકારે ફેલાય છે તે વર્ણે છેઃ વાયુ ઇ૦. ફરી—અર્થાત્ સાંભળી સુતની આશે—જેમ પાંડુ મરી ગયા પછી કુંતીએ છોકરા ઉત્પન્ન કર્યા હતા તેમ પાંડવો મરી ગયા પછી છોકરા ઉત્પન્ન કરવાની આશાએ

જીવંત છે પાંચ ભાઇ, સતી સહ મા'મતિ!
પ્રાત આવી ઉરાડી છે, દુર્યોધન દુષ્ટે આ તો,
રહો કરંતાં એ વાતો, ખ્યાત ખોટા એ હતી! ૨૯૮
કોઇ તેને કહે જૂઠું, કોઇ કહે સાચું હશે,
કોઈ કહે જઇએ જોવા, માનીએ શે પરનું!
આવી વાત પાગ વિના, પસરે ન કોઇ દિન,
ચાલો જોવા જૈએ માટે, શુભ વાંચ્છી વરનું;
કોઈ કહે દાબી હાથ, બોલતી રે' મોટે થકી,
કોઇ જોઇ રાત કરે, સ્મરણે હરિ હરનું;
એવે જોયું તેમણે તે, અવનવું લાગ્યું ઘણું,
હાય! ભાઇ કેવી કે'વી, નામ નથી ડરનું!! ૨૯૯

## સતીસરગમન.

તૃષ્ણા તજી સર્વ આલી, કૃષ્ણા કૃષ્ણનિશિ મધ્યે,
કૃષ્ણ કૃષ્ણ કહે મુખ, કોઈનું ન સાંભળે;
ધાઇ ધાઇ ધાઇ કહે, ભાઇ આ કપટ વાત,

---

૨૯૮ રતિ—પ્રીતિ અથવા ભાગ્ય. રહો—અટકો. ખ્યાત—અફવા. ૨૯૯ પાગ વિન્ન—અર્થાત્ મૂળમાં કાંઈ પણ સત્ય હોવા વિના. વરનું—શ્રેષ્ઠ પાંડવોનું. દાબી હાથ—બીજીનો હાથ દબાવીને. અર્થાત્ જાણે બીજીને હાથ દાબીને કહેતી હોય કે, છાની રહેની, એ તો આમની વાત આમ છે! કોઇ ઇ૦—કોઇ રાત્રી પડી ગઇ છે એમ જોઇને હરિહરનું સ્મરણ કરે છે (કે હે હરિહર! પાંડવોને ઉગારજો)! તે વખતે રાત્રી પડી ગઇ હતી, એવું પણ કવિએ સૂચવ્યું છે દ્રૌપદીની શોકથી થયેલી ઉન્મત્તાવસ્થા વર્ણે છેઃ હાય ઇ૦—બીજી સ્ત્રીઓ અતિ શોકથી ઉન્મત્ત થઇને નીડર બનેલી દ્રૌપદીને જોઈને તેની ખરી સ્થિતિ ન સમજતાં કહે છે કે હાય બાઇ! એને તે કેવી કહેવી? કે જેને આટલું થતાંય ડરનું નામે નથી!!

રાત મહાઘાત જેવી, શેણે ન પાછી વળે?
કોઇ દુષ્ટ દાનવે આ, શબ્દ તને સુણાવ્યો છે,
સમજી જા કાક સતી ! શાણી શું તું ના કળે?
માન માન મારૂં સતી, સવારે કરૂં હું શોધ,
બોધ માને નહિ મારો, પીયૂષ પૃથ્વી ઢળે! ૩૦૦
જેવા ગળ્યા તેવા ઘણા, ઋષિ મુનિ સિદ્ધ વારે,
તાપસીઓ વૃદ્ધ ત્યારે, સમજાવે શાણીને;
ચંદ્રમુખી-ચંદ્ર જેવી, ગતિ કરે બોલ્યા વિણ,
ગ્રહ શું પૂઠે તણાય, મલિનતા માણીને;
ચંદ્રથી ચતુરા ઘણી, દુઃખ માંહી ચઢતી તે,
અભ્ર શરો ઢાકે કદી, કષ્ટ સદા રાણીને;
ગ્રહાદિક ચાલે પણ, વારે નવ ચંદ્રને કો,
વારનાર આને અતિ, જાતિ ભિન્ન જાણીને ૩૦૧

---

૩૦૦ સરગમન—તળાવ તરફ જવું સર્વે—(નૃષ્ણા) કૃષ્ણા—દ્રૌપદી કૃષ્ણનિશિ--કાળી રાત બાંઇ ઇ૦--હે બાઇ ! પાડવો ('પડયા છે') એ તો કપટની વાત છે શેણે—શા માટે?—કેમ ? શાણી ! તું શું આ સમજતી નથી ? 'શાણી' એ વિશેષણ સાભિપ્રાય મૂક્યું છે માટે પરિકરાલંકાર. પીયૂષ ઇ૦—મારા પીયૂષ ( અમૃત ) સરખા વચનો પૃથ્વી ઢળે છે-નકામા જાય છે !

૩૦૧ વારે—અટકાવે—ના કહે એ વાત દૃષ્ટાંતથી વર્ણે છે ચંદ્રમુખી ઇ૦—જેમ ચંદ્ર આકાશમાં બોલ્યા વગર ગતિ કરે છે અને તેની પછવાડે બીજા ગ્રહો ( અર્થાત્ નક્ષત્રો વગેરે અથવા રાહુ આદિ ગ્રહો ) મલિનતા આણીને ( ચંદ્રના તેજથી ઢંકાયલા હોવાથી નિસ્તેજ થઇને) તણાય છે—તણાયા આવે છે, તેમ આ ચંદ્રમુખી દ્રૌપદી પણ વગર બોલ્યે ગતિ કરે છે—ચાલી જાય છે અને ધૌમ્યાદિ ગ્રહો તેની પૂઠે શોકથી

એમ જોઇ ચદ્ર શકે, ચતુરાને ચઢતી ત્યાં,
ત્યારે તે સ્વદુઃખ ભૂલ્યો, ક્ષય કેરૂ શું ગજું !
મારું દુખ આનાં આગે, અ૫ ન ભણાય કદી,
સ્વલ્પ માંહી સ્વલ્પ આ તો, હરિ ન દે એ ભજું;
તોય લાગ્યો ભય તેથી, કે લજાઇ ગયો તેણે,
મુખ તો દેખાડ્યું નહિ, કરૂં સતી તો રજુ,
ધૌમ્ય કહે માન માન, સીતા જેવું થાસ આ તો,
પાછી વળ્ય પાછી વળ્ય, પ્રાણ મારા હું તજું ! ૩૦૨
કૃષ્ણા કાંઇ બોલે નવ, તોલ કાંઇ તોલે નવ,
મન ચઢ્યું ઓથે નવ, દાગની લાગી રહી,

---

નિસ્તેજ થઇને તણાયા જાય છે ઉપમા અને ઉત્પ્રેક્ષા. અભ્ર ઇ૦—અભ્ર (વાદળ) શશિ (ચદ્રને) ઢાંકે છે તેમ કષ્ટરૂપી વાદળ રાણી (દ્રૌપદી)ને ઢાંકે છે અધિકતા બતાવે છે ગ્રહાદિક ઇ૦—ગ્રહો ચદ્રની પૂઠળ ચાલે છે ખરા પણ કોઇ તેને વારતા નથી (ચદ્ર સુદ્ધાં બધા ચદ્ર હોવાથી સજાતીય જાણીને વારતા નથી) પણ આને (આ દ્રૌપદીને) તો ભિન્ન જાતિ (સ્ત્રી હોવાથી) જાણીને અતિ (ઘણા) જણ વારનાર છે અધિકાલંકાર

૩૦૨ એમ ઇ૦—શકે (જાણે કે) ચદ્રે ચતુરાને પોતાના કરતાં દુખમાં એમ ચઢતી જોઇ ત્યારે તે પોતાનું દુખ ભૂલ્યો કે, મારા ક્ષય રોગના દુખનું તે આના દુખ આગળ શું ગજું છે ? મારૂ દુખ આની આગળ હું અલ્પ કહું તો તેમ પણ નથી, એ તો સ્વલ્પમાં પણ સ્વલ્પ છે માટે હે હરિ! હું તને ભજુ છું (તારી પ્રાર્થના કરૂં છું) કે તું મને એના જેવું દુખ ન આપીશ ચદ્રનું દુખ અલ્પ વર્ણવ્યું છે માટે અલ્પાલંકાર સર્ગમાં ચદ્ર જણાતો નથી તેની બીજી રીતે ઉત્પ્રેક્ષા કરે છે તોય ઇ૦ કવિ કહે છે કે, હવે શ્રોતાઓની આગળ હું સતી (સતીની હકીકતને) રજુ કરૂં છું પ્રાણ મારા હું તજું—(તું પાછી ન વળે તો)

ધૌમ્ય કહે સાથ આવું, વસ્ત્ર લેવા દે મને કૈં,
સંધ્યા કરતાં હું ઊઠયો, થાકયા એ એવું કહી;
તોય તેણે માન્યું નવ, ત્યારે પૂઠ લેતા તેડ,
શિષ્ય ચાલ્યા સાથ ઘણા, સતીને જતી લહી;
વેગ વધુ હોય નકી, દુઃખતણો દુનિઆમાં,
સમજમાં વૃદ્ધિ તેની, કવીશ કહે સહી. ૩૦૩
દુઃખ તો અપાર હતુ, સમજનું ઘર સતી,
પછે વેગ વધુ વધે, તે માંહી નવાઇ શી;
સાથે સહુ આગે સતી, પૂઠેથી ગુરૂ પુકારે,
કાચકી બંધાઇ કંઠ, લાય લાગી રાઈ શી;
તેણે તો બોલાય નહિ, કેમ ન બોલે નહિ તો,
સતી સમજે છે સહુ જેવી તેવી બાઇ શી !
કરે શું બિચારી કૃષ્ણા, તૃષ્ણા ગઇ તૂટી જેની,
ઘૃષણા એક લાગી રહી, સરી થઇ ખાઇ શી. ૩૦૪
થાકી ગયા સર્વ પણ કૃષ્ણાને ન થાક રતિ,
થાક લાગી રહ્યો એનો, પતિ સંગ કાજમાં;

---

૩૦૩ મન ઇ૦—અર્થાત્ તેનું મન સ્વામીને મળવામાં સ્થિર હતું. પૂઠ લેતા—પાછળ પાછળ જતા. વેગ ઇ૦—દુઃખનો વેગ સુખ કરતાં વધુ ( વધારે ) હોય છે અને જેમ જેમ સમજણ વધારે તેમ તેમ દુઃખનો વેગ પણ વધારે હોય છે.

૩૦૪ સમજનું ઘર—અર્થાત્ સમજણવાળી. કાચકી ઇ૦—સતીને દુઃખને લીધે કંઠે શોષ પડવાથી કાચકી બંધાઇ અને તેમાં રાઇ વાટીને ચોપડી હોય તેવી લાય લાગી. તેણે—તેથી કરીને. જેવી તેવી ઇ૦-એ શું જેવા તેવા બાઇના જેવી છે? ઘૃષણા-દુઃખનો ઘસારો. એના મનમાં પતિઓ સંબધી દુઃખનો એક ધગારોજ લાગી રહ્યો છે અને તેથી તે સરી ( નદી ) જેવી હતી તે ખાઇ ( ખાડી ) સરખી થઇ ગઇ !

ધૌમ્ય કહે સતી! શાંત-થઇને, તુ ચાલ્ય હવાં,
સરકેરો માર્ગ ભૂલ્યે, આવી જેશું વાજમાં;
દક્ષિણ દિશામાં ચાલું, ગ્રહવડે ઠર્યું નકી,
તોય થઇ આવે ભ્રમ, ચાલ્ય તું સમાજમાં;
ઇચ્છા તારી અમો પૂરૂં, પણ રાહ ફેરૂ પાણી,
ગહ માંહી ચાલવા દે, કશુ પિંડ તાજમાં ? ૩૦૫
તેનો પણ ઉત્તર ન, આપતી સતી તદા ત્યાં,
ચાલવાનું એક ચિત્ત, પતિના મેળાપનું;
શિષ્યો સમજાવે ઘણા, માને નવ તેનું રતિ,
એ દશા છે એવી દુ:ખ, મપાય ન માપનુ !
બીજા ગુરૂ આદિક જે, તેની દશા એવી નહિ,
તેણે થાક તૃષા લાગે, બાનું કાઢે શાપનું:
ડાહ્યાને જે ડર હોય, તે કે તેવો ગાડાને ન,
એવી દશા પામી કૃષ્ણ, વેણુ માને તાપનુ! ૩૦૬

---

૩૦૫ થાક ઇ૦—એનો થાક ( છેડો—મનની વૃત્તિઓનુ પરિણામ ) પતિની સગે બળી મરવા રૂપ કાજ કરવામા લાગી રહ્યો છે ! સરકેરો—સરોવરનો. વાજમા—દુ:ખમા ગ્રહ વડે—આકાશના તારા જોઇને સમાજ-મા—ટોળામા, અર્થાત્ એકલી એકલી આગળ શુ દોડેછે ? પણ ઇ૦—પણ રસ્તાનુ પાણી રસ્તામા જવા દે અર્થાત્ જે રીતે ધીરજથી આપણે તેમની પાસે જવુ જોઇએ તે રીતે ચાલ કશુ ઇ૦—પિંડ ( દેહ ) તજવામા કશું ( શું ) લેવા જવુ છે ? અથવા આમ ચાલીને દેહ ત્યાગ કરીશ તેથી શુ ફળ છે ?

૩૦૬ ચાલવાનુ ઇ૦—જેને પતિના મેળાપનુંજ એક ચિત્ત છે તેને ચાલવાનુંજ એક ચિત છે અર્થાત્ પતિના મેળાપમા તેનુ ચિત્ત હોવાથી ચાલવાવિના બીજુ કાંઇ તેના મનમા આવતુ જ નથી એ દશા—ઉન્મત્ત

ધૌમ્ય કહે ઊભી રહે, ન ચલાય મારાથકી,
વૃદ્ધ વિપ્રકેરી દયા, તને નથી આવતી !
મારનાર પાંડવને, પૃથ્વીમાંહી કોઇ નથી,
શકરશુ બાજ ભીડી, વાત એ ન ભાવતી !
સુરરાયને હુગાવ્યો, સમગ્ર ગુરના જોતાં,
કુબેરને કંપાવ્યો આ, કીરત લજાવતી !
જયદ્રથકેરી ગતિ, નેત્ર તારે નિરખી છે;
લાક્ષાગૃહથકી બચ્યા, ભવિષ્ય ભૂલાવતી ! ૩૦૭
એવું ત્યાં અનેક કહ્યું, તહ ગયુ વે'તું સહુ,
પછે રહ્યા ઊભા દ્વિજ, મનમાં વિચારીને;
કેટલે લગી એ જાય, જોઇએ આપણ વિના,
વારતાં વંઠે છે વાત, ધરી એવી બારીને;
કેટલીક વાર બેઠા, સતીએ ન જોયું તેહ,
જુએ કયાથી ? જોવાનું તો, સરતીરે ધારીને;
ગઈ જ્યારે થોડે દૂર, ત્યારે પડયા ન ગુણ્યો,

---

દશા. એવી ઇ૦—ગુરુ આદિકની દશા કાઇ એવી ( દ્રૌપદી જેવી ઉન્મત્ત ) નહોતી તેથી તેમને થાક અને તરસ લાગતી હતી ત્યારે તેઓ કેમ ચાલત હતા ? બાનુ ઇ૦—દ્રૌપદી શાપ દેશે એવું બાનુ કાઢીને તેઓ ચાલતા હતા અથવા ' હે દ્રૌપદી ! તુ ઊભી નહિ રહે તો અમો તને શાપ દેઇશું ' એવું બાનુ કાઢતા હતા. એ શાપના બાનાથી ડરીને દ્રૌપદી ઊભી રહેતી હતી ? ડાહ્યાને ઇ૦. વેણુ ઇ૦—તે શું શાપરૂપી તાપનું વેણુ માને કે ! અર્થાત્ તે કશાને ન સાંભળતા ચાલીજ જતી હતી.

૩૦૭ સુરરાયને—ઇંદ્રને ( અર્જુને ). કુબેરને—( ભીમે ). કીરત ઇ૦—એ કીર્ત્તિને તુ લજાવે છે ! ભવિષ્ય ઇ૦—વ્યાસાદિ ઋષિ મુનિઓએ ભવિષ્યવાદ કહ્યા છે તેને પણ તુ ભૂલાવી દે છે શુ ?

ધૌમ્ય ગુરૂ ઊઠયા ત્યારે, સોપેલી સંભાળીને ૩૦૮
આઠ દશ દ્વિજ સાથે લાગ્યા ચાલવા તે ઘડી,
કૃષ્ણા ! કૃષ્ણા ! વદે મુખ, કૃષ્ણારાત્રિ જાણીને,
કૃષ્ણા નામતણી જોડ, કૃષ્ણ રાત્રિ તેને કરી,
કૃષ્ણ રાત્રિ થઇ ગઇ, ર' રો એ પ્રમાણીને,
(શું એમ થયુ તેણે કરી, દ્રૌપદી ન ઉત્તર દે ?
ગયુ ભાગ કે'વુ પડે, આજ મારે તાણીને,
બોલાવાને થાકયા પછી, ગભરાયા ગુરૂદેવ,
શિષ્યને કે દોડો સહુ, કાઢી દીવે તાણીને ! ૩૦૯
તેમ કરતા ત્યા દ્વિજ, તોય નવ કોઇ ભાળે,
ધૌમ્ય ગુરૂ ધાય ત્યારે, હાય ! હાય ! ભાખાને !!
એવે ત્રણ માર્ગ દીઠા, અરે અરે ગઇ ક્યે ?
હવે શુ કરવુ અહી, પ્રભુ ! પૂરે સાખીને !!
વિચારે છે ઊભા રહી, કરવુ એકે ન સૂઝે,
કયે પથે જવુ આજ, કષ્ટે ગઇ નાખીને,
વેદિયા હતા બિચારા, પગી નવ સાથ કોઇ, ૧

---

૩૦૮ ધારીને—અર્થાત્ લગાર બેશીને થાક ખાઇ લેવાની એ એક બારી (તક) છે એમ ધારીને સરતીરે—સરોવરના માથા ઉપર સોપેલી દ્રૌ૦—દ્રૌપદીની સુપરત પોતાને કરી હતી તેમ ધારીને

૩૦૯ કૃષ્ણરાત્રિ—કાળી રાત (રખેને અધારે કહીં એ ભૂલી પડે નહિ એમ ધારીને) કૃષ્ણા દ્રૌ૦—પણ જેનુ નામજ કૃષ્ણા (કાળી) છે તેને કાળી રાત શી વિસાતમા છે? અને પોતાના ભાગ્યની કૃષ્ણ રાત્રિ (કાળી રાત—અધારૂ ઘમ) થઇ ગઇ એમ પ્રમાણીને પછી કોણ ઉભી રહે ! ગયુ દ્રૌ૦—તેનું ભાગ્ય અથવા સર્વસ્વ ગયુ છે, એમ આજ મારે (કવિને) તાણીને કહેવુ પડે છે

•

ફૌગલું જોઇને જાય, રડવાનું રાખીને ! ૩૧૦
પછે તર્ક કરી સહુ, મધ્ય પંથે જાવા તણો,
શાસ્ત્રના સિદ્ધાંત કાઢી, ચાલવાને લાગિયા !
કૃષ્ણા ! ઊભી રહે રહે, એમ શ્વાસ ખાધા વિણ,
પોકાર પોકાર કરે, દુઃખ દિન જાગિયા ! !
પડે ગુરૂદેવ તેને, સાહી ઉઠાડેછે શિષ્ય,
કૃષ્ણા ! કહી ઊઠે ગુરૂ, કૃષ્ણ અનુરાગિયા;
કવીશ્વર કરૂણાનો, અનુરાગી હતો તેણે,
ત્યાગ કર્યો ધૌમ્ય ગુરૂ, કાઢે કાં । વાગિયા. ૩૧૧
ત્રણ પંથ હતા જ્હીં તે મધ્યને પે'લે પંથ,
ઉનમત્ત મત્ત કૃષ્ણા, તૃષ્ણા ધરી ચાલતી;

---

૩૧૦ કિયે—કયે રસ્તે ! પ્રભુ ઇ૦—હે પ્રભુ! હવે તું એ રસ્તાની સાખ પૂરે ત્યારે. વેદિયા—લૌકિક વ્યવહારથી અજાણ હોઇને ન ઘટે ત્યાં પણ શાસ્ત્રીય તર્ક કરનારા હતા, એ વ્યંગ્ય છે. પગી–પગલું શોધી કાઢનાર. રાખીને—બંધ કરીને

૩૧૧ વેદિયાપણું વર્ણે છેઃ પછે ઇ૦–ખરી ખોટી વાતનો સંદેહ પડે ત્યાં મધ્યમ માર્ગે જવું એવું શાસ્ત્રનું વચન સંભારીને ત્રણ રસ્તામાંથી મધ્યમ માર્ગે દ્રૌપદી ગઇ હશે એવો તર્ક કર્યો ! જેમ, દ્રૌપદી મધ્યમ માર્ગે ગઇ હોવી જોઇએ; કેમકે તે સંશય પડે ત્યાં શાસ્ત્રોક્ત મધ્યમ માર્ગને અનુસરનારી છે માટે; જે જે મનુષ્ય એવું હોય છે તે તે મધ્યમ માર્ગે જાય છે; દ્રૌપદી પણ એવી છે માટે એ પણ મધ્યમ માર્ગે ગયેલી છે ! કૃષ્ણ અનુરાગિયા-કૃષ્ણ ભગવાન ઉપર પ્રીતિ રાખનારા. કવીશ્વર ઇ૦—વલ્લભ કવીશ્વર કરૂણારસના અનુરાગી હતો તેણે ( તેથી કરીને ) ધૌમ્યગુરૂને ત્યાગ કર્યા—પડતા મૂકયા ( વિષયાંતર થઇ જવાના ભયથી ), અને હવે ( દ્રૌપદીને ) જે કાંટા વાગ્યા છે તે કાઢે છે ! અર્થાત્ દ્રૌપદી આ ધારી રાતે કાંટાવાળા જંગલમાં ભટકે છે તેનું વર્ણન કરે છે ! !

હા ! રહ્યા ક્યાં પિતાબંધુ, રડતી રે' સામુ કયહા,
મખા ચીર પૂરનાર, સામુ નથી ભાળતી !!
ઊદિશાયે જાય ગુરૂ, તપોવન રહ્યુ કહી,
જાણુતી નથી તે કઇ વેગ નથી ટાળતી,
આહા ! એનુ મન દેવુ, એક પાત માહી લાગ્યુ,
એને દુ ખ શોદ જાગ્યુ, ધર્મને સભાળતી !! ૩૧૨
ચાલતી ચતુર અતિ, મનતણો વેગ જાણે,
કષ્ટ દ્રુમ કટકનાં, ખાળા કરે ઘણુ;
ચીર થાય સંગી તેનુ, જાણે મળી જાય મુનિ,
તજી દે તે ચીર સતી, દુ ખ એવું શું ભણુ !
રહ્યુ પછે એક વસ્ત્ર, પે'રયુ જે અંગમાહી,
તેનુ થયું દ્વિધા ચિત્ત, કિયા અ કથી ગણુ;
તજ્યુ ન તેણે તન, શર્મ પડી શાણુતાની
ચીથરાનુ રૂપ ધરી, રે'વુ પડ્યું હુ શણું. ૩૧૩

---

૩૧૨ વેદિયાઓનો તર્ક ખોટો કરી બતાવેછે ત્રણ પથ ઇ૦. પે'લે પથ—'ધૌમ્ય ગુરૂ દ્રૌપદીને મળી શક્યા નથી એવો આ શબ્દમા ધ્વનિ રહેલો છે કેમકે ધૌમ્ય વગેરે મધ્યમ માર્ગે ગયા હતા એ પાછળ કહેવામા આવ્યુ છે! ઉન્મત્ત—ગાડી ગાડા જેવી—મત્ત—ભાન ભૂલેની તૃષ્ણા—(પોતાના સ્વામીઓને મળવાની) સખા—( કૃષ્ણ ). વેગ—( ચાલવાનો ) એને ઈ૦—ધર્મને સભાળતી એવી દ્રૌપદીને દુ ખ શાને ઉત્પન્ન થયુ !

૩૧૩ દ્રૌપદીના વસ્ત્ર કાટાના ઝાડમા ભરાઇ રહેછે તે વિષે કવિ ઉત્પ્રેક્ષા કરે છે ચીર ઇ૦ તેનુ—ઢાકતું કેવા હેતુથી સગી થાય છે ! જાણે ઇ૦—જાણે એમ કરી હું દ્રૌપદીને અટકાવી રાખુ તેથી પાછળ આવતા નીકળેલા મુનિ તેને મળી જાય છે વારૂ? હેતૂત્પ્રેક્ષા તેનુ ઇ૦—તે વસ્ત્રનુ મન દ્વિધા (બે પ્રકારનું) થયુ, એનુ કે, હુ પોતાને એક, બે, ત્રણ, ચાર, ઇત્યાદિ અ કમાથી કયા અકથી ગણુ ! અર્થાત્ કેટલે પ્રકારે

અરે રે બિચારી સતી, મારાં મારાં કહ્યાં તેં જે,
તે ન થયાં તારાં કોઇ, રૂપ બદલી ગયાં ! !
એક તારા કોટ માંહી, મંગળ સૂતર હતું,
અરિથી ન લેવાયું તે, વેણ તો ઘણાં કહ્યાં ! !
દુષ્ટનું ન આલ્યું ત્યારે, રાખિયું'તું જેહ દેહ,
દુષ્ટ કંટકઅરિએ, નિરખ્યું રહ્યાં રહ્યાં;
જોતાં જોતાં માંહી તેણે, ઝપેટીને તાણી લીધું,
ઘાવ કર્યા ઘણા કંઠ, રૂધિર વહ્યાં વહ્યાં ! ! ૬૧૪
મંગળ સૂતર ! અલ્યા, તને કાંઇ સ્મર્ણ આવે,
ઋષિ મુનિએ પે'રાવ્યું, તને કિયે કારણે ?
ભુંડા કઈ સ્નેહ તણા, ઉજેહ નથી તારામાં,
ખાધું પીધું નવ કદી, તારા ધ્યાન ધારણે;
મહાપતિ પતિ પાસે, તારા વિના ગઇ નહિ,
વધુ કે'ના માંહિ કશુ, પગ મૂકયો બારણે ?
નફ્ફટ ન લાજ તને, કવિરાજ કરે કશું?
સતી નવ સામું જુએ, જાય કોણ વારણે. ૩૧૫

---

વિભાગ પાયું ! અથવા કવિ કહે છે કે દ્રૌપદીનું દુઃખ હું એક ગણું, બે ગણું, એમ કેટલા ગણું કહુ? ચીંગરાનું રૂપ ધરી—અર્થાત્ તેનું એક રહેલું વસ્ત્ર પણ ફાટીને ચીથરા જેવું થઈ ગયું? હું શણું એવું હું પુરાણોમાં સાંભળુ છું ! !

૩૧૪ વસ્ત્રાદિ કાંટામાં ગયાં તે વિષે કહેછે: અરેરે ઇ૦. મંગળસૂતર—મંગળસૂત્ર (લગ્ન કરતી વખતે પેહેરાવેલો સૌભાગ્ય સૂચક અલંકાર. અરિથી—(કૌરવોથી). તાણી લીધું—અર્થાત્ તે પણ કાંટામાં ભરાઇ રહ્યું !

૩૧૫ તારા ધ્યાન ધારણે—તારૂં ધ્યાન અને તારી ધારણા કરીને. અર્થાત્ ખાવા પીવા આદિકનું કોઇ કાર્ય તારાવિના કર્યું નથી ! પગ ઇ૦—

મહા મહા દુઃખ માંહી, જેહ કેશ જાળવીને,
બાંધી રૂંધી રાખ્યા ઘણા, બેપરવા થૈ ગયા;
દુષ્ટ અરિકંટક જે, લાગિયા તેને રૂપાળા,
કટોકટ બાજે તૂટી, ખરા હતા તે રહ્યા;
અરે કેશને શું કહીએ, નાડાછડી નારી જેહ,
નાથ સતી મૂકી ગઈ, કંટક જ્યારે લહ્યા;
છૂટી ગઇ વેણી તહીં, મૃગનેણી ન જાણે કૈં,
રેણીએ તો રીઝ માની, કંટક ખુશી થયા. ૩૧૬
ભક્ષ મળ્યું તેમને તો, છૂટી જોઇ વેણી જ્યારે,
ઊંચાંઝબ નીચાનમી, ઝાલવાને દોડિયા;
દુષ્ટતણી દુનિઆમાં, ખોટ નવ હોય કદી,
એમની તો થાય વૃદ્ધિ, લાખોએ વખોડિયા;
દયા એમને ન ઉર, રજકણ જેટલી તો,
એવા ઘણા પડ્યા તૂટી, અણિયાળા ઓડિયા;
વેણી સાહી ખેંચતાં તે, મૃગનેણીને રડાવે,

---

વિશેષ તો શું, પણ તારાવિના ઘરથી બારણે પગ મૂકયો હોય તો કહે? સતી ઇ૦—પણ હવે તે સતીજ તારા સામું જોતી નથી તો પછી બીજું કોણ તારે વારણે (વારણ કરવાને—અટકાવવાને) જાય?

૩૧૬ કાંટામાં કેશ ભરાવાથી જે ગતિ થઇ તે વર્ણે છે. મહામહા ઇ૦ બેપરવા—અર્થાત્ દ્રૌપદીની ગરજ વિનાના તેને—કેશને ખરા-સાચા (સ્નેહી). નાથ ઇ૦—તે નાડાછડી રૂપી સતી કેશરૂપી નાથને મૂકીને કંટકરૂપી જારની સાથે ગઇ! મૃગનેણી ઇ૦-તે મૃગનેણી રેણીએ (રાત્રીએ) પોતાની વેણી છૂટી ગઇ તે જાણતી નથી, પણ તેથી રીઝ માનીને કંટક ખુશી થયા!

કોણી દશા તાણી તજી, હાથ સતી જોડિયા ! ૩૧૭

જેમ મહા સાગરને, મળવા સરિતા જાય,
રોકી રાખે તેને કોઇ, ત્યારે ખમચી રહે;
અબળા બિચારી તેમ, ધારા ગળી વારે ત્યારે,
ઊભી રહે પળ પો'ર, નાગે પથ જ્યાં લહે;
એમ જાય આમ અને, તેમ કંઇ ચાલે ઘણું,
તોય કંટકારિ કષ્ટ, વધુ છે વધુ કહે;
વેણીના વિશાળ કેશ, કરડી ખાધા કરાળે !
અહો મરાળેન્દ્ર બાળે, કવીશ્વર ક્યાં વહે !! ૩૧૮

હવાં રહ્યુ એક તને, લેના નિર્લજ્જ ઊભા,
સતી કહે ના ના ઘણું, પતિ પતિ ઉચરી;
કોણ પતિ ! કોણ સતી ! દુષ્ટને ન દયા રતિ !
ગતિ કરી લાંબી ઘણી, મતિ હીણુ થૈ ધરી !!
સતીના પ્રતાપબળે, આગળ અવાયું નહિ,

---

૩૧૭ લાખોએ ઇ૦—દુષ્ટ લોકોને લાખો જણાએ વંખોડ્યા છે અને દુષ્ટ કાંટાઓને લાખો જણાએ ખોદી નાખ્યા છે તથાપિ તેમની તો વૃધ્ધિજ થયા કરે છે । અહીં વર્ણનીય કાંટા તથા અવર્ણનીય દુષ્ટની વૃદ્ધિ થવા રૂપ એક ધર્મ વર્ણ્યો છે માટે તુલ્યયોગિતાલંકાર. અણિયાળા અને ઓડિયા—( કાંટાનુ વિશેષણ ) કો'ણી ઇ૦-કાંટામા કેશ ભરાયા ત્યારે તેણે પોતાની ઉન્મત્ત દશાની કો'ણી તજીને હાથ જોડયા—એ હાથે કેશ ઝટયા ( છૂટા કરવાને )

૩૧૮ કંટકારિ—કંટકરૂપી અરિ ( શત્રુ ) વધુ—વધારે કરાળે—કરાળ ( વિકાળ ) દૈવે । કવિ દ્રૌપદીને સંબોધન કરીને કહે છે કે, અહો ! મરાળે ( હંસગમની ! ) હે બાળે । હવે તારી આવી વેદના જોઇને કવીશ્વર ક્યા જતો રહે ? અર્થાત્ દ્રૌપદીનુ દુઃખ કવિથી પણ વર્ણાય એવુ નથી !! રૂપકાતિશયોક્તિ.

પાછળથી સાહી ઝટ, બાધ પકડી કરી,
જોઇ સતીએ એવી જ્વા, અસતી કચુકી થઇ,
ત્યાગ કર્યો તેનો ત્યારે, અરિએ ગ્રહી વરી !! ૩૧૯
સીતા કેરૂ દુખ કહે, વાલમીકિ આદિ મુનિ,
દમયતી દુખ ગડે, પ્રેમાનંદ પાચરો !!
પણ આવુ દુખ નહિ, પડ્યુ હોય તેમને તો,
પડ્યુ હોય ગાયુ હોય, ગાનાર શે ના મરો !!
પત્ની પાચ પાડવની, સખી શાણા કૃષ્ણતણી,
કટકારિ મળી લુટે, દુખનો ઓછો ધરો!
હાય ! શુ રડે બિચારી, અગોઅગ ઝરે વારિ,
ચક્ષુકાર્યે અગ કરે, ફેર કૈંક છે ખરો !! ૩૨૦

---

૩૧૯ આ છદમા ત્રણ ચરણનુ વર્ણન એવુ છે કે તે જેમ વર્ણ્ય કચુકીને લાગુ પડે છે તેમ અવર્ણ્ય દ્રૌપદીને પણ લાગુ પડે છે, પણ છેલ્લા ચરણમા તેનો ખુલાસો થઇ જાય છે કે એ તો કાટામા કાચળી ભરાઇ રહી ત્યારે દ્રૌપદીએ તેને કાઢી નાખી અને અરિ( કાટા )એ તેને પકડી રાખી ! માટે **છેકાપન્હુતિઅલકાર.**

૩૨૦ પણ ઇ૦—પણ એવુ દુખ તેમને ( સીતા, દમયતી, વગેરેને ) પડ્યુ નહિ હોયુ, અને તેમ છતા જો ગાયુ હોય તો તે દુખ ગાનાર શે (શા માટે) ના મરો ? નહિ મરવા જોઇએ ? (અસત્ય કથન કરનારા હોવાથી) અને જો એવુ દુખ પડ્યુ હોય અને ગાયુ હોય તો તે દુખ ગાનાર શેના ( શા માટે ) મરો ? અર્થાત્ નજ મરવા જોઇએ—અમર રહો ! **શ્લેષચિત્રાલકાર.** વારિ— ( શ્રમથી પરસેવાનુ ) ચક્ષુકાર્યે ઇ૦—આખોએ જે અશ્રુ મૂકવાનુ કાર્ય કરવુ જોઇએ તે કાર્ય તો અગ કરે છે ( તેમાથી પાણી રૂપ અશ્રુ નીકળતા હોવાથી ! ફેર ઇ૦—પણ તેમા કાઇક ફેર છે ખરો ? અગમાથી તો કાટાના ઉઝરડા થવાથી લોહી પણ નીકળે છે ! એટલો ફેર છે ! **અબધાતિશયોકિત અલકાર.**

એમ વન્દ્રાની કરી, તોય છાલ મૂકે નવ,
કષ્ટ દેવા ચૂકે નવ, પેશી જઈ પાગમાં;
શૂળ જેવી લાગે શૂળ, ખેંચી કાઢનાર કોણ,
બેસવાનું મન કરે, બેસે કયી જાગમાં !
પડી જાય કોઇ વાર, ત્યારે અંગોઅંગ લાગે,
અકારા કાંટા અપાર, બાકી દેહ ત્યાગમાં;
હાય ! શાણી સતીને શું, કષ્ટ પતિ વિના પડે,
ત્રાહ્ય ત્રાહ્ય કરે મુખ, પતિ અનુરાગમાં !! ૩૨૧
એવા દુઃખે પાપે જ્યારે, થવા આવી અર્ધ રાત્રિ,
ત્યારે સતી દુઃખ ન સે'-વાયુ, વનપશુથી;
ઉલૂકે જાણ્યું આહા ! શું, કષ્ટ આને આવી પડ્યું !
સાંગ મારે કરવી કે, ઉગારવી અસુથી;
મૂઓ મૂઓ દૈવ એવું, બોલવા લાગ્યો તે ઘડી,
જોઇ રહ્યો સતીને તે, ચરવા વિણુ તસુથી;
ચીબડીએ જોઇ જ્યારે, એક જાતિ ઉલૂકની,
ત્યારે કે' પોકાર કરી, અલ્પ દૈવ જસુથી. ૩૨૨

---

૩૨૧ છાલ (ખ્યાલ)—કેડો. શૂળ જેવી—શૂળ નામે વ્યાધિ જેવી દુઃખકારક, અથવા શૂળ (ભાલા) જેવી શૂળ લાગે (પગમાં). કયી જાગમાં ?—(સઘળે કાંટા હોવાથી) બાકી ઈ૦—આવું કષ્ટ વેઠ્યા પછી માત્ર દેહ ત્યાગ કરવો એટલુંજ બાકી હતું. પતિ અનુરાગમાં—પતિ ઉપર પ્રીતિ કરવામાં—પ્રીતિ કરવાને લીધે !

૩૨૨ ન સે'વાયું—અર્થાત્ જાણે ન સહેવાયું હોય તેમ. ઉલૂકે—ઘૂડે. અસુથી—પ્રાણુથી અર્થાત્ પ્રાણ જતાં બચાવવો. ઘૂડ જે 'મૂઓ મૂઓ' એ શબ્દોને મળતો આવે એવો ઉચ્ચાર કરે છે તેને ઉત્પ્રેક્ષે છેઃ મૂઓ ઇ૦.

એમ વિહંગમ પે'લાં, સતી દુઃખ ટ્ટવાને,
ઊડી આવ્યાં જ્હીં સતી, ચાલી જાય વાટમાં,
સે'વાય ન દુ ખ જ્યારે, સતીતણું તેમનાથી,
ત્યારે પડે ઉપર તે, તૂટીને ઉચ્ચાટમાં;
વાકા હોય દિન જેને, તેને વા'લ કરે કોઇ,
કાળ જેવું લાગે સહુ, મહાસુખઘાટમા,
આને હતુ મહાકષ્ટ. તેને એવુ લાગે કેવું,
વિચારી કરી તે જુએ, પડે ચતાપાટમાં ૩૨૩
જ્યારે વા'લ કરે કોઈ, તેને ન હિસાબે ગણે,
ત્યારે અરિરૂપ ધરે, વા'લ કરનાર તો;
એમ સહુ વિહગમે. કરવાને માંડ્યું પછે,
ઉલૂકાદિ પડ્યા તૂટી, અસખ્ય અપાર તો;

---

ચશ્યાવિણ તસુથી—અર્થાત્ એક તસુ પણ પોતાની જગોએ ખશ્યાવિના એક જાતિ ઇ૦—ઉભયની ( પોતાની અને દ્રૌપદીની બન્નેની ) એક જાતિ -સ્ત્રી જાતિ જોઈ ત્યારે તે પોકાર કરીને કહેવા લાગી કે અરે આ સ્ત્રીનુ દૈવ તો જસુ ( જેસુ—ધૂળ )થી પણ અલ્પ ( અધમ ) દેખાય છે! આ ૭ દમા ઉલૂક ' મૂઓ મૂઓ ' બોલે છે તે તથા ચીબડી કોઇ અન્ય પ્રાણીને જોઇને બોલે છે તે સ્વાભાવિક છે તેમ છતા તે બન્ને દ્રૌપદીને અર્થે દુઃખની લાગણી થવાથી બોલે છે એમ કલ્પ્યુ છે, માટે અસિદ્ધવિષયાહેતૂત્પ્રેક્ષાલંકાર.

૩૨૩ વિહંગમ—પક્ષી ચામાચીડિયા, વાગોલો, વગેરે રાત્રિના પક્ષીઓ ભમતા ભમતા દ્રૌપદીની સાથે અફળાય છે તે વિષે કવિ કલ્પના કરે છે કે, સતીનું દુઃખ તેમનાથી સેહેવાતુ નથી તેથી તેઓ તૂટી પડે છે! દ્રૌપદીને એમ પક્ષીઓ નડે છે તે ઠીક લાગતું નથી તેને કવિ બીજે પ્રકારે કલ્પે છે વાસ્ ઇ૦ અહીં પણ અસિદ્ધવિષયાહેતૂત્પ્રેક્ષા અને અર્થાંતરન્યાસ અલકાર. છે.

ચાંચ મારે કોઇ અને, કોઇ પક્ષ મારી પડે,
પક્ષ કોણ કરે તેની, સહે પક્ષી માર તો;
અક્ષિ કાઢવાને કંઇ, મુખ આગે ફરી વળે,
રક્ષી કરવડે રત્ન, કરતી પોકાર તો. ૩૨૪
કંટકારિએ કર્યું છે, હરાય તે સૌ હર્યું છે,
ઉઘાડું અંગ નર્યું છે, ક્રૂર પક્ષી કામનું;
મારે તેમાં ચાંચ કોઇ, ભુંડા દેવ રહે જોઇ,
સતી ગાઢ સ્વર રોઇ, નામ લેતી સ્વામનું;
કે'વતને ભૂલી તેણે, દેહ સુદ્ધાં ભૂલી શું તે,
સુખે સોનીડાનું અને, દુઃખે નામ રામનું !
રામ રોળવાને બેઠા, તેનું નામ શેણે લે એ,
સતીને તો પતિ પ્રભુ, ભલે દુઃખ વામનું ! ૩૨૫

---

૩૨૪ તૂટી પડયા—દ્રૌપદી ઉપર ( તેને ભક્ષ જાણી ખાઇ જવાને ). પક્ષ—પાખ. પક્ષ કોણ કરે—સાહાય કોણ કરે ? રત્ન—આંખની કીકી અથવા આંખ રૂપી રત્ન.

૩૨૫ ભુંડા દેવ ઇ૦—દ્રૌપદીને આટલું બધું દુઃખ પડેછે અને તે ભુંડા દેવો જોઈ રહેછે ! અહીં દેવનો પ્રસંગ મુકવાવડે કવિએ શ્રોતાઓના મનમાં દેવ વિષે તિરસ્કાર ઉત્પન્ન કરી જુગુપ્સા ભાવ ધ્વનિત કર્યો છે, અને કરૂણ રસમાં જુગુપ્સા વર્ણવવાથી કાંઈક અંશે રસાંતર થાય છે. સ્વામનું—પોતાના સ્વામીનું. કે'વતને ઇ૦—દ્રૌપદી આવા દુઃખની વખતે રામનું નામ ન લેતાં પોતાના પતિનુંજ નામ લે છે તે ઉપર કવિ કલ્પના કરેછે કે તે લોકપ્રસિદ્ધ કહેવત, એવી કે, 'સુખે સાંભરે સોનાર અને દુઃખે સાંભરે રામ,' તેને ભૂલી ગઇ તેથી અમને લાગેછે તે પોતાના દેહ સુદ્ધાંને ભૂલી ગઇ કે શું ?—પોતાના દેહને પણ ભૂલી ગઇ કે શું ? રામ ઇ૦—પણ રામ તો દુઃખ દેવાને બેઠો છે માટે તેનું નામ એ શું કરવા લે ? અપન્હુતિ અલંકાર. ભલે ઇ૦—ભલેને દુઃખ એક વામ જેટલું લાંબુ હોય—અર્થાત્ ગમે તેટલું મોટું દુઃખ હોય તથાપિ સતીને તો પતિ એજ પ્રભુ છે !

ઉશ્કડતાં રડતાં ન, પક્ષી કંઇ થયા આઘા,
શૃગાલે ત્યારે વિચાર્યું, કષ્ટ પામે આ સતી;
હુઆ હુઆ કરી ઘણી, કર્ણકટુ રાડ નાખી,
દયા દિલ માંય રાખી, સાખી·પ્રભુ મા'મતિ!
કંપિયાં પક્ષી અપાર વનદેવી એજ નકી,
છૂટો નાશી નીકર તો, કરશે ભૂંડી ગતિ!
એમ ભય લાવી મન, ઊડી ગયાં જ્યારે પક્ષી,
શૃગાલ તે સોઇ જોઇ, કેટલી થતી છતી. ૩૨૬
પાસે જઇ ઊભી રહે, આમ તેમ જુએ ઘણું,
ફાવે ન તો દે ફલંગ, ચીસ નાખી કારમી;
ઉષ્ટ્રકેરા અધરની, આશાએ મરે ફૂટાઈ,
તેહ પિંડ પાસે જોઇ, થાય કદી ખારમી?
સો પંચાસ મળી આવી, તોય કંઇ ફાવ્યું નહિ,
ત્યારે ચીસો નાખી ઘણી, વનમાં તે વારગી;
કષ્ટ જોવું છે અપાર, મૂઆ પતિતણું તેને,
એજ કારણે કહો ને, અસુ ગયા ના રમી!! ૩૨૭

---

૩૨૬ શૃગાલે—શિયાળે. કર્ણકટુ—કાનને કડવી લાગે એવી. શિયાળ જે મધ્યરાત્રે સ્વાભાવિક બોલે છે તેમના બોલવાની અન્યથા કલ્પના કરે છેઃ દયા ઇ૦—તેઓ તો દિલમાં સતી ઉપર દયા રાખીને બોલતાં હતાં, એ વાતના મોટી મતિવાળા પ્રભુ સાક્ષી છે! કેટલી ઈ૦—કેટલીક શિયાળો છતી (પ્રકટ) થઇ—દ્રૌપદીની પાસે આવી.

૩૨૭ ઉષ્ટ્રકેરા ઇ૦—ઊંટનો નીચલો ઓઠ લાંબો હોવાથી નીચે લટકતો હોયછે. તેને જોઇને કોઇ શિયાળે ધાર્યું કે આ તૂટી પડે એવો જણાય છે માટે એ જ્યારે ત્યારે તૂટી પડશે અને હું તેને ખાઇ જઈશ. એવીને એવી આશાએ તે ઊંટના મોઢા નીચે ઓઠ સામે મોઢું કરી બાથોડિયાં

શૃગાલની જાત મહા–સંપીલી ગણાય સૌમાં,
તેણે ત્યાં વિચારી મત, આપણું ન ચાલતું;
ચીસો ચડેડાટ પાડી, હડકાઇ તેડવાને,
શૃગાલ જો કોઇ હોય, કોણ તેને ખાળતું!
ખાવાનું છે કહી તડે, ભૂખ્યું નવ આવે કોણ!
હડકે શિયાળ આવી, મન કરી મા'લતું;
જોઇ તેણે કૃષ્ણાને ત્યાં, કે ધરી તૃષ્ણાને ધસી,
બે ચારેક લાવાં લીધાં કોણ કષ્ટ ભાળતું!! ૩૨૮

હડકે શિયાળ કંડચે, હડકવા દ્રૌપદીને,
હાલ્યો ઘણો ઘણો ત્યારે, પતિના મેળાપનો;
શૃગાલ જે આવે પાસ, તેને કેડવાને ધસે,
પ્રભુ ઉગ્યાં કષ્ટશૃંગ, સંતોષ ન આપનો!!
ભાન ભૂલી ગઇ સહુ, વનપશુ જેવી થઈ,
ત્રાહિ! ત્રાહિ! ભુંડા દૈવ, તાપ કરચ માપનો;

---

મારતી હતી અને ઊંટના પગમાં અંટવાયા કરતી હતી. આવી એક દૃષ્ટાંત રૂપ કહેવતને શિયાળનો સ્વભાવિક ધર્મ કલ્પીને કવિ કહેછે કે, જે ઊંટના અધર(હોઠ)ની આશાએ ફૂટાઇ મરે તે શિયાળ પોતાની પાસે આવેલો માંસનો પિંડ (દ્રૌપદીના શરીર રૂપી) જોઈ કદી ધારમી (ધર્મિષ્ઠ) થાય વારૂ?—તેના ઉપર દયા રાખે વારૂ?—તેને ખાઇ ગયા વિના રહે શું? તે વારમી—તે વારે. આ દ્રૌપદીને કાંઇ ભય કેમ લાગ્યો નહિ તે વિષે કલ્પના કરેછેઃ કષ્ટ ઇ૦. અસુ ઇ૦—તેથી તેના પ્રાણ રમી ગયા નહિ— તે મરી ગઈ નહિ!!

૩૨૮ હડકઈ—હડકાઈ શિયાળને. કોઇ ઇ૦—કોઈ હડકાઈ શિયાળ હોય તો તેને પણ અહીં આવવાને કોણ રોકે એમ છે? કે ઈ૦—કે તૃષ્ણાને ધરીને ધસી અને બે ચારેક લાવાં લીધાં—બચકાં ભર્યાં!

લડથડિયાં આવે ને, અકળાય અતિ અતિ,
ફૂટાય છે કર્મ ઘણું, હાલ આ સંતાપનો !! ૩૨૯
શૃગાલની કિલકારી, થતી સુણી વ્યાઘ્ર ત્યાંહી,
બેચારેક દોડી આવ્યા, ખાવાકેરૂં જાણીને;
સફળ તે મારે ફાળ. હાલે નવ પત્ર કંઇ,
લોભી એક બેને ધરી, જાય નાશી તાણીને;
ગાડરાંની ગત નહિ, એક પૂઠે બીજું જાય,
ચાર દિશાકેરી માંય, ચાર હણે માણીને;
ઠીક કર્યું પ્રભુ આ તો, હર્યું સતીકેરૂં કષ્ટ,
હાય હાય દૈવે ! નવું, કર્યું કૃષ્ણા રાણીને. ૩૩૦
સામી દિશા મધ્ય એક, વ્યાઘ્ર લપાઇને બેઠો,
નાશી જાય જે શૃગાલ, તેમને તો ખાવાને;
દ્રૌપદીની પાસથકી, ભય લહી નાશી ગયા,

---

૩૨૯ હડકવા હાલ્યો—વેગ પ્રકટ થયો. કવિ દ્રૌપદીના દુઃખથી ખેદ પામી પ્રભુને વિનતિ કરેછેઃ પ્રભુ ઇ૦—હે પ્રભુ! હવે દ્રૌપદીને માથે કષ્ટનાં શીંગડાં ઉગ્યાં છે—અતિશય કષ્ટ થયું છે, તથાપિ આપને તેથી સંતોષ થતો નથી ! ત્રાહિ ઇ૦—હે ભુદેવ, ત્રાહિ ! ત્રાહિ !–તોબા છે ! તોબા છે ('ત્રાહિ'નો અર્થ 'રક્ષણ કર' એવો થાય છે. તથાપિ તે ત્રાસસૂચક અવ્યયના અર્થમાં રૂઢથઇ ગયેલોછે માટે એવો અર્થ કર્યોછે ). તાપ ઇ૦—તું કાંઇ માપનો તાપ કર !—તેને તાપ ઉત્પન્ન કરતાં માપ રાખ! હાલ—દશા.

૩૩૦ સફળ ઇ૦—ને જે ફાળ મારે તે તો સફળ—ફળવાનજ હોય. અર્થાત્ તેગનો સપાટો ખાલી જાય નહિ તેમનીચુપચૂપ આવવાની કૃતિ વર્ણેછેઃ હાલે ઇ૦—કંઇ પાંદડું સરખું પણ તેમના આવવાથી હાલતું નથી ! લોભી—શિયાળા(ને) ઠીક ઇ૦—દૈવે આ શિયાળવાં રૂપી સતીનું કષ્ટ હર્યું, એ તો ઠીક કર્યું, પણ (સ્મરણ આણીને) હાય હાય! દૈવે વળી કૃષ્ણા રાણીને નવું કષ્ટ કર્યું ! (વાઘ રૂપી). સ્મૃતિ અલંકાર.

શૃગાલ જે આવ્યા હતા, કષ્ટ ઉપજાવવાને;
ચીસ નવ પાડે કોઇ, હુઆ હુઆ થતું જોઇ,
શાંત વન થયું ત્યારે, સતી લાગી જવાને;
તેણે જોયા દીવા એવે, મહાજ્યોતિવાળા જગે,
ભાન આવ્યું સતીને ત્યાં, ભજી ભારતી માંવાને ! ૩૩૧
ધન્ય પ્રભુ ધન્ય તને, મને આણી મનમાં તે,
નગર નિકટ મૂકી, સંગી કોઇ હોવાને;
એમ ભજી હરિ પછે, પીડા દૂર કરી ચાલી,
દૈવે ત્યાં હર્ષાળુ ભાળો, વજ્ર લાગ્યો જોવાને !
દીપકેરી આશ ધરી, પાસે ગઇ જેવા ચાલી,
હાય હાય ! દીપ નોય, કહી લાગી રોવાને;
ઘૂ ઘૂ ગરજીને ધાયો, વ્યાઘ્ર નવ હસ્થતણો,
અરે રે બિચારી જાય, કયાંહી કષ્ટ ખોવાને !! ૩૩૨
પડો ચતાપાટ જોઇ, ધાયો વ્યાઘ્ર હણવાને,
એવે દોડી આવ્યો બીજો, ઘૂ ઘૂ કરીને ઘણું;

---

૩૩૧ ચીસ કેમ નથી પાડતા તે વિષે કલ્પના કરે છે હુઆ હુઆ ઇ૦-શિયાળોએ વિચાર્યું કે જે હુઆ તે હુઆ ( થયુ તે થયુ ), હવે એ વિષે કંઇ વિશેષ બોલવા જઈશું તો ઉલટી હાનિ થશે, એમ જોઇ ( વિચારીને ) કોઇ શિયાળ ચીસ પાડતુ નહોતુ. દીવા—(વાઘની, આંખોરૂપી) અહીં વાઘની આંખો રૂપ ઉપમેયનુ વર્ણન ન કરતાં દીવારૂપી ઉપમાનનુજ વર્ણન કરી પ્રાપ્તને બાનિ ઉપજાવી છે માટે રૂપકાતિશયોક્તિ અલંકાર. જ્યોતિવાળા—તેજવાળા માંવાને—ભગવાનને. ( કષ્ટમાંથી છૂટી એમ માનીને )

૩૩૨ વજ્ર ઇ૦—તેથી દૈવ તેના તરફ વાંકી નજરે ( ક્રોધ કટાક્ષથી ) જોવા લાગ્યો ! વાઘની આંખોમાં દીપની ભ્રાંતિ ઉપજેલી વર્ણી છે માટે, ભ્રાંત્યલંકાર.

મણુ સારૂં કર્યું એ તો, હર્યું એનું જ્ઞાન સહુ,
નીકર જોવાત નહિ, કવિ કથે શું ભણું;
પાધરો છે મણુ એને, તેણે લઢાવ્યા બે વ્યાઘ્ર,
લોહી ખાત ચૂસી જેહ, સૂસાયું હા ! તેતણું.
દૈવ લઢી પ્રભુ સામો, આવ્યો ઝટપટ તહીં,
ફરવી શકયો ન કર્યું, તોય કે' કષ્ટે હણું !! ૩૩૩
લઢે મહાવ્યાઘ્ર મોટો, તડે ખાવા કૃષ્ણાને તે,
ઝાલે દાવ આવે જ્યાંથી, બીજો જાય મારવા;
મૂકી દ્રૌપદીને તેહ, લઢવાને જાય વળી,
એમ એકમેક ખેંચે, સ્વય અર્થ સારવા;
અરે રે બિચારી કૃષ્ણા, તૃષ્ણા તજી આશી પડી !
ખાઇ જશે કદી વાઘ, રે'શે શું સંભારવા!!
પ્રભુથી પરી નથી એ, તેણે લડ્યા વ્યાઘ્ર ઘણા,
પછે લાગ્યા અન્યો અન્ય, એકમેક ડારવા. ૩૩૪
એમ લઢતાં લઢતાં, એક ખો વિશાળ આવી,

૩૩૩ એનું—દ્રૌપદીનું. દ્રૌપદી બેભાન થઈ ગઈ એ ધ્વનિ છે વળી બેભાન થવા રૂપ અનુભાવ વર્ણીને ભયાનકની વ્યંજના કરી છે. તે તણું—તે બે. વાઘોનું (અરસપરસ લડ્યા માટે). દૈવ ઈ—દ્રૌપદીને વાઘનું ભક્ષ થઈ જતો અટકાવી પ્રભુએ દૈવની ધારણા પાર પડવા દીધી નહિ તેથી દૈવ પ્રભુ સામો લઢીને પાછો ઝટપટ તહીં (દ્રૌપદી પાસે) આવ્યો; અને જો કે તે પ્રભુનું કરેલું (દ્રૌપદીને બચાવવા રૂપ કાર્ય) તો ફેરવી શક્યો નહિ તથાપિ એમ કહેવા લાગ્યો કે એને કષ્ટ કરીને હણું તો ખરો જ !

૩૩૪ કવિ કહેછેઃ એ દ્રૌપદી પ્રભુથી પરી (દૂર) નથી—પ્રભુ એનું રક્ષણ કરે છે તેથી વ્યાઘ્ર ઘણા લડ્યા. અર્થાત્ દ્રૌપદીને ખાઇ જવાનો અવકાશ એમાંથી એકકેને મળ્યો નહિ !

પડ્યો પે'લો એક અને, બીજો પડ્યો પૂઠળે;
દૈવને મળ્યુ છે એક, બાકી રહ્યું દુઃખ દેવું,
શું કરવા મારે સતી, છોને એ ટળવળે !
ત્યારે કવિ કરે કશું, હૃદે હાથ ધરી રહે,
ઘણું દુઃખ ઘણું કહે, દા'ડો શું તેણે વળે !
મહાદુઃખ થયું એવું, આંખ ત્યારે કૃષ્ણાતણી,
ઉઘડવા લાગી કંઈક, કે' પતિ કયાંહી મળે ! ૩૩૫
કેટલોક સમય ત્યાં, એવા દુઃખ માંહી વીત્યો,
અગન બળે છે અતિ, ક્રૂર પશુ દાઢની;
વીતવા માંડે છે રાત, તેથી ઘણાં પશુ પક્ષી,
દુઃખ દેવા ને શું આવે, વળી પીડ ટાઢની;
હા ! હા ! પતિ ! એમ રટે, અન્ય ઉચ્ચાર ન કાંઈ,
ઊડવાની શક્તિ હણી, વેદના શી ગાઢની;
ક્રૂર પક્ષી બોલે ઘણાં, પશુ ચીસમાંજ માણા,
વ્યાઘ્ર કેરી બૂમ તે શું, ગર્જના અષાઢની ! ! ૩૩૬
અલ્પ મહાદુઃખ એ તો, સુખિયાંને સૌ જણાય,
દુખિયાંને સુખ આશે, જણાતું કાંઈ નથી;
એમ હતું નાટ ઊઠી, કૃષ્ણા ચાલવાને લાગી,

---

૩૩૫ વાપતુ વિઘ્ન દૂર કરે છેઃ એમ ઈ૦. દૈવ ઇ૦—કવિ કહેછે કે દૈવ ને પ્રભુ તે એકજ છે, અથવા બેની એક ગાંઠ છે, અને દ્રૌપદીને દુઃખ દેવાનું હજી બાકી રહ્યુ છે; એમ છે તો તેઓ સતી( દ્રૌપદી )ને શુ કરવા મારે ! મતલબ કે આ દુઃખમાં જીવાડવા કરતાં એને મરવા દીધી હોત તો પ્રભુએ એનું ભલું કર્યું કહેવાત ! કે' પતિ કયાંહી મળે ! આ વાકયથી દ્રૌપદીની પોતાના પતિ વિષે અનન્ય ભક્તિ ધ્વનિત કરી છે.

૩૩૬ વેદના ઇ૦—શી ગાઢ વેદના હતી ! અર્થાત તેને અત્યંત વેદના થવાથી તે ઉડી શકતી નહોતી.

ત્યારે ભલ્લુકે વિચાર્યું, તેહ તો કહું કથી;
ગાંડી થઈ જાય આજે, તેને છાંટું પાણી કંઈ,
શુદ્ધિ આવે કૈંક એને, મળે વે'લા મા'રથી;
એમ વિચાર કરીને, ઉશડિયું થુંક અતિ,
પડી ગઇ સતી તેણે, ચાલતી મથી મથી ! ! ૩૩૭

પછે ગયુ પાસે તેહ, ચાટવાને લાગ્યું અતિ,
સતીએ જાણ્યું કે આ શું, દયા દિલ ધારતું;
હાય! દયા તેહ તે તો, પળમાંહી વહી ગઇ,
ચાટી કરી ચોખું અને, શા'ર અંગ શારતું,
ત્યાં એવે શાગોસે જોયુ, ભક્ષમગ્ન ભલ્લુકને,
ઘાવ ઘણા ઘાણા કરી, કૃષ્ણારિ વિડારતું;
કૃષ્ણા નવ જાણે કાંઈ ગયું ચાલી તેહ ત્યાંથી,
હવે વળી કોનો વારો, દૈવ ઠીક ડારતું ! ૩૩૮

---

૩૩૭ અલ્પ ઇ૦—જે સુખિયાં હોય તેમને 'આ દુઃખ અલ્પ છે, આ દુઃખ મોટું છે' એમ જણાયછે, પણ દુખિયાને તેવું કાંઇ જણાતું નથી, કેમકે તેને સુખની આશા હોય છે. એવાજ કારણથી એટલા બધા દુઃખમાં છતાં કૃષ્ણા ઊઠી અને ચાલવા લાગી. અર્થાંતરન્યાસ. ભલ્લુક—રીંછ. ગાંડી ઇ૦—એ ગાંડી થઇને આજે જાય છે તેથી તેને પોતાના પતિ કયાં છે તે સમજાશે નહિ, માટે એને શુદ્ધિમાં આણવાને હું કાંઇક પાણી છાંટું કે જેથી મહારથી ( પાંડવો ) તેને વેહેલો મળે ! ચાલતી ઇ૦—જે મથી મથીને—મોટા શ્રમથી ચાલતી હતી તે.

૩૩૮ આ ઇ૦—આ મારા ઉપર દિલમા દયા ધારતુ પ્રાણી કોણ છો કવિ કહે છે કે તે દયા નહોતી પણ તેને અંગે શા'ર શારતુ હતું ! શાગોસ—એ નામનુ રાની બિલાડાના આકારનું પ્રાણી. ભક્ષમગ્ન—ખાવામા મગ્ન થયેલા. કૃષ્ણારિ— દ્રૌપદીના શત્રુ ( રીંછ ) ને. દૈવ ઇ૦—દૈ ! દ્રૌપદીને ઠીક ડારે છે ! અથવા હે દૈવ ! ઠીક છે, તુ ડાર ( ડરી લે ). અર્થાત્ હમણા તારા દિવસ છે !

વળી વળી મૂર્છાને, ચાલવા લાગી ચતુરા,
ચંદ્રમા જોયુ નવ, કાષ્ટ સતીનું અતિ;
દેખાડ્યુ ન મુખ તેણે, મત્વગુણી હનો દેવ,
તોય દયા લાવી કદી, જોયું હોત જો ગતિ,—
તો તો સુખી થાત સતી, પતિને મળત વેલો,
ઘેલા કૈંક ઓછી થાત, રે'ત માઝાએ મતિ;
(પણ) હતો દેવ ચંદ્રમા જ, મા મનાય સુરકેશ,
દિલ દયા ક્યાથી તેને રજાડવી જે સતી ! ૩૩૯
અંધારામા ચાલી વળી, એવે અરુણના દૂત,
તિમિરથી લડતા ક, ઠેર ઠેર દેખતી,
કોકિલને કીર અતિ ગુનગુન બોલે બહુ,
મેના મધુર બોલી શુ, કષ્ટને ઉવેખતી?
ભ્રમર કમળમાં કૈં, ગુંજારવ કરે ઘણો,
સુખ થાય સતીને શે, વનરાજિ પેખતી,
પકવાન્ન પાચ વાની જ્વરવાળાને જો આપે,
સુખ થય તેને કઇ લલના એ લેખતી ! ૩૪૦

---

૩૩૯ વળી ઇ૦—વળી મૂર્છા વળી (મૂર્છામાથી સાવધ થઇ) માઝાએ ઇ૦—એની બુદ્ધિ કાઇંક મર્યાદામા રહેત ! ચંદ્રમા શબ્દની નિરૂક્તિ કરે છે. હતો ઇ૦—ચંદ્ર દેવ એ મા હતો. કોની મા? એમ પૂછશો તો, એ સુરકેરી (દેવની) મા મનાય છે દેવની મા દેવનોજ પક્ષ કરે એ ખુલ્લુ છે માટે, જો દેવને સતીને રજાડવી છે તો તેને (દેવની માને—ચંદ્રમાને) દિલમા દયા ક્યાથી હોય ! રાત્રિ વીતવા આવી તથાપિ ચંદ્ર ઊગ્યો નહોતો એ ધ્વનિ છે

૩૪૦ પ્રભાત વર્ણન કરે છે અંધારામા ઇ૦ અરુણ—સૂર્યનો સારથિ (સૂર્ય ઊગતા પહેલા જે પ્રકાશ દેખાય છે તેને અરુણનુ રૂપક આ

એમ અરૂણોદયની, વેળાએ આનંદ હુઓ,
અસર તેની તો હતી, પ્રાણધર માણીને;
કષ્ટ ત્યારે કૃષ્ણાને તો, અપરમપાર હતું,
હાય ! મારી દશા કેવી ! રડે એછું આણીને ! !
આટલું આટલું સહ્યું, કાયાએ મેં કષ્ટ પ્રભુ !
તોય નિરખ્યા ન પતિ ! પોકારતાં તાણીને,
પાછું વાળી જુઓ પ્રભુ ! અકૃત્ય મેં કર્યાં નથી,
પૂર્વજન્મે કર્યાં હોય, ભોગવ્યા તે જાણીને ! ! ૩૪૧
અરૂણ ! આ દૂત તારા, દિશા સમગ્રમાં ફરે,
પૂછ્ય ભાઇ તેને તું કે, પતિ મારા કૈં લહ્યા;
જડશે ન મને જ્યારે, ત્યારે પ્રાણ તજીશ હું,
દેખ્યું ત. આ દુઃખ થાશે, સત્ય બોલ મેં કહ્યા !
સૂરજને વેર હશે, નહિ તારે તેમાંનું તો,
અભાગણીનું કષ્ટ હર, વાટમાં વહ્યા વહ્યા,
આવા પુણ્ય કરો ઘણા, તેણુ હસ્ત પદ આવે,

---

પેલું છે ) અરૂણના દૂત ( પ્રકાશનાં કિરણો ) તિમિર—અંધકાર વન-રાજિ—વનની પંક્તિ રાતીને પ્રભાતનો સમય, વનરાજિ, કોકિલાદિકના રવ, એ મધુરાથી આનંદ થતો નહિ તે દષ્ટાંતથી વર્ણવે છે પકવાન ઇ૦ —દૃષ્ટાંતાલંકાર. વન ઇ૦—લલના ( સ્ત્રી—દ્રૌપદી )એ ( એ પ્રમાણે ) લેખતી ( વને વગેરે માનતી હતી )

૩૪૧ અમર—સાગી અમર પ્રાણધર—પ્રાણને ધારણ કરનારવાળા પૂર્વજન્મે ઇ૦—કદી મેં પૂર્વ જન્મે અકૃત્ય ( નહિ કરવા જેવા કૃત્ય ) કર્યાં હશે તો તે મેં ભોગવ્યા ( આ વનમાં ) એમ જાણીને હવે પાછું વાળી જુઓ—કરૂણા કરો !

સત્ય કહું આજ અમો, દેખાડો રહ્યા રહ્યા !! ૩૪૨
વનિતાની વિનતિ તો, અરૂણને આવી ઉર,
એવે સવિતા ત્યાં આવ્યા, કહ્યું ખેડ રથ તું;
એવીની દયા શે' લાવે? કરચ તારૂં કાંયે વે'લો,
ફરી રૈશ ક્યારે અલ્યા, જાણુતો ન પથ શું !
એમ વદી ચાલવા તો, ચાંપનેર લાગ્યા તેહ,
સતી તો નિરાશ થઇ, કષ્ટે લથબથ હું !
અરે પાર્થ! અરે પાર્થ! પાગળો ન સુણે મારૂં !!
આજ્ઞા કરૂં ઇંદ્ર માને, નિકટ મા'રથ તું. ૩૪૩
એમ રડી રડી ચાલે, અડી પડે પા'ડમાં કૈં,
ઘડી કેવી આવી પડી, છડીછાંટ દ્રૌપદી;
એને પૂછતા અનેક, વને પાંચ પતિ પૂછે,

---

૩૪૨ અરૂણ પ્રતિ દ્રૌપદીની ઉક્તિ—અરૂણ ઇ૦ દેખ્યું ઇ૦–તે આ મારૂ દુઃખ દેખ્યું છે, માટે મે જે બોલ કહ્યા છે તે સત્ય થાશે એમ જાણ, એવો અન્વય સૂર્ય કર્ણનો બાપ હોવાથી પાંડવનો શત્રુ છે એમ ધારીને કહેછે સૂરજને ઇ૦. નહિ ઇ૦—( તુ તો માત્ર તેનો સારથિ છે માટે ). શુ તારૂ કષ્ટ હરવાને મારાથી સૂર્યનો રથ અટકાવાય કે ? તો કહેછે ના, વાટમા વહ્યા વહ્યા—-ચાલતા ચાલતા તારા દૂતને પૂછીને મને ખબર આપ્ય એવુ કામ કરવાથી મને શુ ફળ છે એમ કહીશ તો, આવા ઇ૦. ( અરૂણને હાથ પગ નથી તેને ઉદ્દેશીને આ વચન છે).

૩૪૩ જાણુતો ઇ૦— આપણો માર્ગ કેટલો લાબો છે તે તુ નથી જાણુતો શું ? કવિ કહે છે કે એ સતીનુ કષ્ટ વર્ણવવાથી હુ પણ કષ્ટે લથબથ થઈ ગયો છુ! દ્રૌપદી નિરાશ થઇને અર્જુનને સંબોધન કરીને કહે છે અરે ઇ૦–અરે પાર્થ! પાર્થ! જો તું મહારથી મારી નિકટ હોય, અને હુ આજ્ઞા કરૂં તો ઈંદ્ર સરખો પણ મારી આજ્ઞા માને, તેમ છતા આ પાગળો ( અરૂણ પાંગળો હોવાથી તેને તિરસ્કારથી કહ્યું છે ) મારૂં સાંભળતો નથી !!

તેવી આજ પૂછે કોને, ગતિમાં જે દ્વિરદી;
અશોકની પાસ જઇ, સશોકાળી થઇ પૂછે,
અલોકશા પતિ મારા, નિરખિયા તેં કદી!
કેમ નથી બોલતો તું, અશોકશુ નામ ધારી,
મુજ મત્યે ગયો ગાંડા, મદમાં આ શો મદી. ૩૪૪
કહ્યું એવું એવું ઘણું, તોય નવ બોલ્યો તેહ,
ત્યારે શાપ દીધો તેને, મૂઢ દયા ના રતિ!
અશોક! અલ્યા તું જાણ, લોકને આનંદ જ્યારે,
શોક તને થશે ત્યારે, એમ કહીને જતી;
એવે ઉંચો આમ્ર જોયો, વિનવિયો તેને અતિ,
પતિભાળ ભાળી કહે, મોટી છે તારી મતિ;
તેણે નવ માન્યું જ્યારે, શાપ તેને દીધો ત્યારે,
મારે તને માર ઘણા, ફળ તે લાગે અતિ! ૩૪૫

---

૩૪૪ છડીછાંટ—અર્થાત્ એકલી. એને ઇ૦—જે દ્રૌપદી ગતિમાં દ્વિરદી (હાથણી) સરખી છે—જેની ચાલવાની ઢબ હાથણી સરખી છે તે દ્રૌપદીને અનેક લોક (સલાહ) પૂછતા તથા વને (વનમાં) પાંચ પતિ (ખબર અંતર) પૂછે, તેવી એ દ્રૌપદી આજ કોને પૂછે? અથવા જેને અનેક લોકો પૂછના આવતા તે આજ વનમાં પાંચ પતિની ખબર પૂછે છે, તેમની તપાસ—કરે છે, પણ કોને પૂછે? અશોક-આસોપાલવનું વૃક્ષ. અલોકશા અલૌકિક—દેવ સરખા. અશોકશુ—અશોક (શોક રહિત-આનંદી) સરખું નામ ધારીને હે ગાંડા! મુજ મત્યે તું મદમાં આ શો મદી ગયો છે—છકી ગયો છે!

૩૪૫ "લોકને ઘેર વિવાહ અને અશોકને ઘેર શોક" એ કહેવતના અર્થની કલ્પના ઘટાવે છેઃ અશોક! ઈ૦. આમ્ર-આંબો. આ છંદમાં અશોક સંબંધી કહેવતના અને આંબાને માર વાગવા વગેરેના હેતુની સંભાવના દ્રૌપદીના શાપને વિષે કરી છે માટે હેતૂત્પ્રેક્ષાલંકાર.

આગળ અબળા ચાલી, એવે તાડ જોયો ઉંચો,
દ્વય કર જોડી તેને, નમન ઘણું કર્યું;
ભાઇ ભાળ કહે કાંઇ, મારા પતિ ક્યાંહી સૂતા !
ઉંચાઇનું સાફલ્ય એ, કષ્ટ ચિત્ત જો ધર્યું !
માન્ય માન્ય ભાઇ મારૂં, ઓવારણાં હું ઉતારૂં,
વધો તારૂં ઘણું લારૂં, કાર્ય આવું તેં વર્યું !
એમ વિનવ્યો અપાર, તોય નવ માન્યું જ્યારે,
શાપ દીધો સતી ત્યારે, વેણુ કેવું ઉચ્ચર્યું ! ! ૩૪૬
મારો પતિ ભીમ ભડ, ભાગશે જોશે તને જ્યાં,
વળી જન ઘણા તને, છિદ્ર અંગ પાડશે;
સમીર શ્વશુર મારો, મર્દી મારશે તને તો,
કાર્ય મારૂં કરે નહિ, તે થકી ઉજાડશે;
એવે અતિ ઉંચો જોયો, ડુંગર એક તો ત્યાંહી,
તેને કહ્યું ભાઇ મારા ! પતિ તું પેખાડશે ?
ઉત્તર ન આપ્યો જ્યારે, ત્યારે શાપ દીધો તેને,
દાવાનળ અંગ તારૂં, રક્ષામાંહી ગાડશે. ૩૪૭

---

૩૪૬ દ્વય—બે. સાફલ્ય—સફળતા. જો તેં બીજાનું કષ્ટ ચિત્તમાં ધર્યું હોય તો તારી ઉંચાઇ સફળ છે. વધો ઇ૦— તેં જો આવું ( પરોપકારનું ) કાર્ય વર્યું ( પસંદ કર્યું છે ) તો હું તને આશિર્વાદ આપું છું કે તારૂં ઘણું લારૂં વધો—તારા વંશનો વિસ્તાર થાઓ ! વેણુ ઇ૦—સતીએ કેવા વેણુનો ઉચ્ચાર કર્યો તે હવે કહિયે છીએ.

૩૪૭ મારો ઇ૦—મારો પતિ ભડ (ભટ—વીર) ભીમ તને જ્યાં જ્યાં જોશે ત્યાં ત્યાં ભાગશે (યુદ્ધ કરવાના હથિયાર તરિકે વાપરવાને). છિદ્ર પાડશે-( તાડી કાઢવાને ). સમીર—વાયુ. શ્વશુર—સસરો ( ભીમનો બાપ હોવાથી ) રક્ષા—રાખોડી ગાડશે—દાટશે.

એમ ઝાડ પા'ડ ને તો, પૂછી વળી પ્રેમદા તે,
વિનતિને કોપ દાખ્યાં, કાયૈ કૈં સર્યું નહિ;
પછે મનમાં વિચાર્યું, હવે દેવને હું પૂછું,
માને નહિ તોજ શાપું, રડવડું શે અહીં;
એમ ધારી પછે જોયું, સવિતાની ભણી સતી,
અભ્રમાં સંતાઇ પેઠો, દેવ તો કપ્યા તહીં;
વિચાર કરી કરાવી, આકાશવાણી તે વાર,
પતિ.તારા એજ પંથે, નિકટ પડ્યા સહી. ૩૪૮
શાંત થઇ સતી ત્યારે, વિનવિયા દેવ સહુ,
મારૂં કષ્ટ કોને કહું, દેવ સૌ દયાળ છે;
એમ કરી ચાલી સતી, એવે સરતીર દીઠી,
દક્ષિણ દિશા વિચારી, આવી મળી ભાળ છે;
આહા પ્રભુ! તું દયાળ, મળશે મારા જે પતિ,
સાથે બળવાનું સુખ, (તું) અર્પતા કૃપાળ છે;
ઘણું કર્યું મારે કાજ, લાજ રાખી મારી આજ,
પ્રભુ છો પુણ્યની પાજ, મહાકૂડો કાળ છે. ૩૪૯

## સ્વામીશવદર્શન.

એમ વિનવતી પ્રભુ, ભજતી અપાર વિભુ,
શંભુ જાપ જપતી તે, ચાલી સરતીરમાં;
ત્રણ તટ જોયાં ઝટ, તોય પતિ ભાળ્યા નવ,

---

૩૪૮. અભ્રમાં—વાદળાંમાં (સતીના શાપના ભયથી). કરાવી—(આકાશવાણી). આકાશવાણી કેવી થઈ તે કહે છે: પતિ ઈ૦. ૩૪૯ સરતીર—સરોવરની પાળ. અર્પતા—આપનાર. પાજ—સેતુ. પુણ્યના સેતુ રૂપ.

દક્ષિણમાં દીઠા પછે, અસુ ન શરીરમાં!
પડચા પંચ પર્વત શું, શકે દેવ પંચ હશે,
પંચ પુણ્યશ્લોક એ તો, ધરણીની ધીરમાં;
નો'ય નો'ય કોઇ નો'ય, મારા પતિ પંચ એ તો,
હાય ! હાય! આવું કર્યું, શૂળ લાગ્યું શિરમાં!! ૩૫૦
પાસે જઇ જુએ પતિ, એજ એજ એજ નકી,
વાયુતણી વાણી ખરી, મારે કરમે થઇ;
હાય! શુ થયું આ હશે, એકદમ મૂઆ પાંચ,
આંચ એવી કેવી આવી, રહું હવે કયાં જઇ!!
ક્રોધાતુર મુખ દેખું, ચાર પતિ પડ્યાતણાં,
અજાતશત્રુ ઉદાસ, પડયા સાન શે ગઇ!
હા હા! પ્રભુ! રે રે! વિભુ! આ દશા કરી તેં મારી,
મારી નવ સુને શણુ? હવે ભેટું કયાં ધઇ!! ૩૫૧
હતી ઉભી કૃષ્ણા જેહ તૃષ્ણા તજી પડી તે તો,
દુઃખમાંહી દુઃખ જાગ્યું, ત્રાહિ ત્રાહિ ઉચ્ચરી!
હવે શો કરૂં વિલંબ, મળી લઉં સ્વામીને હું,
પછે બળી મરૂં ઝટ, સ્વામી સૌ કને ધરી!!
પે'લી મળું કોને પ્રભુ, આલિંગન દઉં કોને,

---

૩૫૦ અસુ—પ્રાણ દેહમા પ્રાણ નથી! પુણ્યશ્લોક—પવિત્ર કીર્તિવાળા. ધરણીની ઇ૦—પૃથ્વીને ધીરજ (ટેકો) આપનારા પવિત્ર કીર્તિવાળા પાચ દેવ.

૩૫૧ પડચા પછી મુખમાં વિક્રિયા થઇ નથી તે વર્ણ્યું છેઃ ક્રોધાતુર ઇ૦—(શત્રુનો નાશ કરવાના ઉદ્યોગમાંજ પડયા હતા માટે). અજાતશત્રુ—શત્રુ વગરના—યુધિષ્ઠિર. ઉદાસ—(ભાઇઓના મરણનો શોક કરતાં મૂર્છિત થયા હતા માટે).

હાય ! શું કરૂં અધુના, કરી એકે ના પરી;
અર્જુને તો વેંધ્યો મત્સ્ય, માટે મળું પે'લી તેને,
હાય ! શો વિચાર કરૂં, પાંચને હું તો વરી !! ૩૫૨

## કૃષ્ણાવિલાપ.

### લલિતવૃત્ત.

ધરમ ધારવા મૂકી આવિયા, ફરી મળ્યા નહિ વૈધ લાવિયા !
નથી નથી કહ્યું નાથ ના જશો, મરડ તો પછે શો પતિ વરશો !! ૩૫૩
પરમ પૂજ્ય તો આપને ગણ્યા, સુખ દુખે વશી બોલ ના ભણ્યા;
મુખવહ્યું કર્યું આપનું સદા, કયમ તજી મને થાં રહ્યા તદા ! ૩૫૪
જનક ભ્રાતની હું થઈ નહીં, જનનીને તજી આવી હું અહીં;
નવ ગમ્યું મને સાસુસાથમાં, કયમ કરી ગમે? રાખી હાથમાં. ૩૫૫
અતિ ઘણી મને રક્ષા રાખતા, તજી પછી પ્રભુ! શે ન ભાખતા !
અરર હાય હા ! કે ન બોલતા, તરૂણી આ રડે (ન)તોલ તોલતા! ૩૫૬
કરમ શાં લહ્યાં મૌન ધારવા, કરમ ન લાવિયા સાથ મારવા;
વિરહ વેઠશે એમ જાણિયું ? નગરમાં જશે લક્ષ આણિયું ! ૩૫૭
સુત મળે મને આ રાખી શું ? કપટ કૂડ હું નાથ ભાખી શું !

---

૩૫૨ પરી—દૂર. એ પાંચમાથી એકેએ મને પરી ( દૂર ) કરી નથી ! ૩૫૩ ધરમ ધારવા—બ્રાહ્મણનું કાર્ય કરવા. ૩૫૫ રાખી હાથમાં—( તમે ). અર્થાત્ તમે મને કાંઇ દુઃખ પડવા દીધું નથી ! ૩૫૭ વિરહ ઇ૦—તમે એમ જાણ્યું કે એ દ્રૌપદી અમારો વિરહ વેઠશે, અથવા અમને નહિ દેખે એટલે નગરમાં જશે ?

મૂકપણું ગ્રહ્યુ ત્યાં કશું કહું, જીવિત જાળવી જોઇ આ રહું !! ૩૫૮
મન ઘણું વધે યાદ આપવા, તન તપે ઘણું અગ્નિ તાપવા !!
સ્મરણ સાસુના વેણનું દહે, યમ અટ્યા તને કોણ તે કહે ! ૩૫૯
પ્રભુ પરાત્પરા ! શુ હણ્યા પતિ ! અરર હાય હા ! કેવી આ ગતિ !!
ભરી ભરી ઘણા શ્વાસ મૂકતી, ડરી ડરી દિલે નાથ ઢુકતી. ૩૬૦
જરી જરી જુએ નાથ અંગને, ફરી ફરી મળે અંગ ભગને;
ધરી ધરી જુએ હાથ શું થયું ? તરી તરી નિધિ ગોપદ ગયું !! ૩૬૧

## પાર્થપ્રાર્થના.

અરજુને મને હું ન આણી શું ? ગરજુને કને શે ન તાણીશું;
વિસરી દ્રૌપદી કેમ હા પતિ ! મિસરી માનતા ધૂળ થૈ સતી ! ૩૬૨
કરૂં કશુ પ્રભુ ભૂલી ગૈ ગયા, સ્વરગમાં જતાં બોલ શા કહ્યા ?
કરણ કો હણે મુંજ કારણે, મરણ કો વરે ભૂલી ધારણે ? ૩૬૩
વિચરી વાલમા ! મુંજ પાખી રે, સુખ કશું થશે દવ સાખી રે !

---

૩૫૮ જીવિત ઇ૦—હુ મારૂ જીવતર સાચવીને આ જોઇ રહું છુ ! અર્થાત્ મને ધિક્કાર છે, એ વ્યગ્ય ૩૫૯ અગ્નિ તાપવા—તમારી સાથે બળી મરવા. તપે—અર્થાત્ તપી ઉપર થઇ રહ્યુ છે ! સ્મરણ ઇ૦—( કુંતીએ નકુળ સહદેવને સાચવવાનુ કહ્યા છતા તે આગ મરી ગયા તેથી ) ૩૬૦ ઢુકતી—જોતી

૩૬૧ તરી ઇ૦—નિધિ( સમુદ્ર )ને તરી તરીને છેવટે ગોપદે( ગાયના પગલામા. ભરાઈ રહેલા પાણીમા ) ગયું—વહાણ બુડ્યુ !! ૩૬૨ ગરજુને ઇ૦—અથવા એ ગરજુ( અર્જુન )ને કને ( મારી પાસે ) શે ન તાણીશ—શામાટે ન લેઉં ? મિસરી—સાકર જેને તમે સાકર જેવી માનતા. તે સતી તમો વિના આજ ધૂળ સમાન થઇ છે ?

ઉરવશી તજી આપ આવિયા, ઉર વશી તદા ભ્રાત ભાવિયા. ૩૬૪
વીસરી તે ગયા કેમ આમ રે, અરર દ્રૌપદી ત્યાગ્યું નામ રે!
હૃદય કેવું તો આપનું થયું, પતિ વદો વદો જાય ના રહ્યું !! ૩૬૫
ભગની કૃષ્ણની જો વરી તમે, તદપિ શું વદ્યા વેણ એ દમે!
પ્રિય સતી ન કો આપના સમી, વદન વાણી એ આ હૃદે રમી!!૩૬૬
ચતુર તે સહુ ભૂલી શું ગયા, વચન ભ્રષ્ટ કો ક્ષત્રીમાં થયા?
શશિકુળે પ્રભુ આપ જન્મિયા, અનૃતવાદી જે થાય તે કિયા? ૩૬૭
સહુ ધરો મને ગુહ્ય ના કહું, સરલ સ્વામીથી પ્રેમી કો લહું;
સરપદુહિતા જો વર્યા પતિ, તદપિ શું કહ્યું તું ખરી સતી! ૩૬૮
ઉપરનું બધું એહ તો હતું, સમય આવતાં થૈ ગયું છતું!
મરણ વા'લું જો સ્વામી લાગિયું, પતિ અભાગીઆ માણી ત્યાગિયું! ૩૬૯
વન જતાં કહ્યું ચક્ષુ-ચાળવી, સુખ તને કરૂં પીડ ટાળવી;
સ્વરગમાં ગયા નાથી જે ઘડી, પ્રભુ અહા મને પીડ કૈં પડી! ૩૭૦
ઉરવશી વરી ઉર આપને, ઉર વશી ખશી જાપું જાપને!!
મરણ મિષ્ટ તો એથી લાગિયું, અરર હા! પતિ બાણ વાગિયું! ૩૭૧

---

૩૬૪ ઉર ઇ૦—તે વખતે તમને ઉર (મનમાં) હું વશી અને તમારા ભ્રાત તમને મનમાં ભાવ્યા! અર્થાત્ આજ હવે મને કેમ છોડી દો છો!
૩૬૬ પ્રિય ઇ૦—આપના સમી (અર્થાત્ મારા સમી) માને કોઇ સતી પ્રિય નથી, એવી તમારા વદનની વાણી આ (મારા) હૃદયમાં રમી રહેલી છે.

૩૬૭ શશિકુળે—ચંદ્રવંશમાં. અનૃત વાદી—અસત્ય બોલનારા. ૩૬૮ સરપદુહિતા—ઉલૂપી નામે નાગકન્યા. ૩૭૧ ઉરવશી ઇ૦—આપના ઉરમાં ઉર્વશી નામે સ્વર્ગની અપ્સરા વશી અને હું જે તમારા ઉરમાં વશી હતી તથા જે હું તમારા જાપ જાપું છું, તે ખશી—દૂર થઇ, એથી

અનુચરી થઇ હું વશી રહું, કિરીટિકામિની છું નહિ કહું;
સુખ લહી સદા મોદ માનું હું, જરૂર સૌ પતિ રાખું છાનું હું. ૩૭૨
ગમ કંઇ ધરો રે ધણી દયા, કદી નહિં કદી હાડ શે ગયા!
કશું દઉં પતિ રીઝ કારણે, નથી નથી કંઇ ધ્યાન ધારણે! ૩૭૩
અરપું અશ્રુ છે આજ એકને, અરર એ નથી રૂચતાં તને!
તદપિ શું કરૂં હાય હા પતિ! અરપું એજ તો લો સતીવતી. ૩૭૪
વળી વળી વદી એમ ત્યાંહીં રે, રડતી દ્રૌપદી પાર્થ ક્યાંહીં રે;
કરમ કૂટતી ચૂંટી કેશને, હૃદય તાડતી ભેટી એપને. ૩૭૫
સદય થાવ કેં પ્રાણનાથ રે, પ્રીતમ ના ઘટે લેવી સાથ રે;
પતિ! ગયું લહ્યું મારૂં પાથ રે, અરર! શું હરિ!કષ્ટ માથ રે!! ૩૭૬
અતિ અતિ કહ્યું પાર્થ કાજ રે, તદપિ ના સર્યું તેનું કાજ રે;
પછી પડી સતી મૂર્છના ખઇ, વળી ઊભી થઇ કૂટતી જઇ. ૩૭૭
મુખ ધરી કરે ચુંબનો ઘણાં, વળી વળી ગ્રહે સાંઇ તેતણાં;
તદપિ પાર્થ ના બોલિયો જરી, તવ અરે હરે! એમ ઉચ્ચરી! ૩૭૮

## વૃકોદરવિલાપ.

નવ ગણી મને અર્જુને ગને, ભીમ ન ભૂલશે દક્ષી છે વને;

---

તમને મરણ વાહાલું લાગ્યું અર્થાત્ ઉર્વશી સાંભરી આવવાથી પાછા સ્વર્ગમા ગયા કે શું?

૩૭૨ કદાચ એમ હોય તો મને પણ દાસી તરિકે સાથે તેડી જાઓ, એમ કહીને દ્રૌપદી અતિશય પ્રેમાનુબંધ બતાવે છે: અનુચરી ઇ૦. ૩૭૫ એપને—એને. ૩૭૬ સદય—દયાવાળા. પ્રીતમ ઇ૦—હે પ્રીતમ! આમ તમારે એકલાં જવું ના ઘટે! ત્યારે શું ઘટે? લેવી ઇ૦—મને સાથે લેવી ઘટે. પતિ ઈ૦—હે પતિ! શું મારૂં પાથ (પાણી) ગયું એમ તમે લહ્યું!! ૩૭૮ સાંઇ—આલિંગન.

ઇમ ધરી કરી ભીમ ભાળતી, મુખ કને જઇ તાપ ટાળતી. ૩૭૯
પતિ ઉઠો ઉઠો એકલી વને, શુરૂ છો તો નથી નાથ હું કને!
અસુર! આ મલુ આવિયો જુઓ, અસુર ના કરો ક્રૂર એ હુઓ. ૩૮૦
અરર! શું પતિ જૂઠું જાણિયું, અનૃત મેં કદી ચિત્ત આણિયુ!
યમ જુઓ ઊભો આવી આ અહીં, વિનવું તોય તે હા! ન કે' કંઇ!! ૩૮૧
નવ હણે મને આપને હણી, પતિ! અનાથ તો એ ગણે ઘણી;
પતિ તમે પડ્યા મૌન ધારીને, અરિ હણે મને અગ્નિ ભારીને. ૩૮૨
વરણ દુ તમે નાશ કારણે, જળ ધર્યું કરે ધ્યાન ધારણે;
કુશ્રમ કરી પતિ સિદ્ધ તે થશે, વચન આપનું વ્યર્થ શું જશે! ૩૮૩
પતિ ગદાવડે જાંઘ ભેદવી, અરર! આ દશા કેમ રે હવી!
અતિ હસ્યા કહી અંધ અંધનો, મયસભા વિષે બાંધી બંધનો. ૩૮૪
સરવ તે ભૂલી આમ થાય કે! ગરવ ક્યાં ગયો છેહ હાય! દે!!
નીકળતાં વધાં કુંતિમાત શું? વિસરી તે ગયા સર્વ વાત શું!! ૩૮૫

---

૩૮૦ ભીમ અસુરનો શત્રુ હોવાથી તેને અસુરનું સ્મરણ આપે છેઃ અસુર ઇ૦—અસુર—મોડું. ૩૮૧ અનૃત—અસત્ય. હા!—અરે! ૩૮૩ વરણ ઇ૦—'દુ' એવા વરણ (વર્ણ)—અક્ષરના નાશ માટે તમે કરે (હાથમાં) જળ ધર્યું છે—પાણી લીધું છે—પ્રતિજ્ઞા કરી છે. દુર્યોધન, દુઃશાસન, દુઃશલ, વગેરે 'દુ' અક્ષરાદિ નામવાળા કૌરવો જાણવા.

૩૮૪ જાંઘ—(દુર્યોધનની). અધ ઇ૦—'અંધનો તે અધજ' એમ મયનિર્મિત સભામાં ભ્રમથી સ્ખલિત થયેલા દુર્યોધનને કહીને તમે અતિ હસ્યા હતા! ૩૮૫. આમ ઇ૦—આમ કાંઇ થાય—બને? અર્થાત્ તમે એ સઘળું ભૂલીને મૃત્યુ પામો એ શું ઠીક છે? ગરવ ઇ૦—હાય! મને છેહ દેઇને તમારો ગર્વ ક્યાં ગયો!! એ અન્વય. નીકળતાં—વનમાં જવાને નીકળતી વખતે.

ધરમ આ પડ્યા તેમને તમે, કુરૂસભા વિષે જે કહ્યું દમે !
કંઇ ગયુ કહો બોલ્યુ તેહ તો, પતિ પતીશ્વરા! (છે) યાદ એહ તો.૩૮૬
વન લઇ વશ્યા જ્યાહરે મને, કહ્યું સુખી કરૂ દ્રૌપદી તને;
પતિ સહુ થયું જૂઠુ આજ રે, કથળી મો ગયું હાય! કાજ રે.　　૩૮૭
ગિરિ વિષે પતિ મેંજ માગિયાં, કમળ કામમા પ્રિય લાગિયાં;
કિરીટિ ના કને આણી આપિયાં, ધરમસૂનુના માન માપિયાં　　૩૮૮
પતિ કરો તમે એજ કાર્ય તો, અરર હાય! શુ સુસ આર્ય તો !!
સુત હતો કને રાક્ષસીતણો, જઇ કહ્યુ હશે મોહ જે ઘણો.　　૩૮૯
જનની તેહની ખાર લાવી શુ, પતિ કહો ઘડી તેથી આવી શુ;

---

૩૮૬. દમે—કુરૂની સભામા તમે આ અહી પડેલા ધર્મ(યુધિષ્ઠિર)ને જે કહ્યુ હતુ તે મને દમે છે। અર્થાત્ તે તમે પાળ્યુ નહિ તેનો મને શોક થાય છે। દમે—દમવડે ( જે કહ્યુ હતુ ઈ ). ૩૮૮ કિરીટી ઇ૦—તે કમળ માગ્યા ત્યારે કિરીટી ( અર્જુન )કને ( પાસે ) નહોતા તેથી તમે તે આણી આપ્યા તથા ધરમસુત( યુધિષ્ઠિર )ના માનનુ પણ માપ કર્યું—અર્થાત્ મારે અર્થે તેમની પણ આજ્ઞા લેવા રહ્યા નહિ

૩૮૯ અરર ઈ૦—અરે હાય ! એ આર્ય—ભીમ આજ' સુપ્ત—સૂતા છો! સુતા ઇ૦—રાક્ષસી( હિડિંબા )નો સુત ( ઘટોત્કચ ) જે તે વખતે ( આપણી પાસે ) હતો તેણે જઇને તમારો જે મારા ઉપર ઘણો મોહ છે તે વિષે હિડિંબાને કહ્યુ હશે, અને તેથી તેની ( ઘટોત્કચની ) જનની મારા પર ખાર લાવી છે કે શુ । હે પતિ ! કહો, આ ઘડી તેથી આવી છે શુ ? અર્થાત્ તે રાક્ષસી તો મારાપર અદેખાઇ લાવીને મારૂ સુખ ન ખમાવાથી તમારા પ્રાણ નથી હરણ કરી ગઇ! ( ૩૯૦ સાથે અન્વય ).

કદીમદી મલુ એમ હોય તો, દ્રુપદન દિની રાગ ખોય તો. ૩૯૦
નવ કદી હવે એવુ ઉચ્ચરે, રીસ તજો પતિ! સત્ય આખરે!!
મન વિષે ધરૂં પ્રેમ પ્રેમદા, નવ કદી કહુ આ કરો અદા. ૩૯૧
અસુરપુત્રી તે વીર્યથી વરી, અરરર! તે થકી શું ગઇ હરી!!
જનની કુંતી જ્યા આપનીકને, હરી ગઇ હતી એ કહ્યુ મને. ૩૯૨
પણ તદા પતિપિંડ લૈ ગઇ, અવળ આ કર્યું પ્રાણ લૈ જઇ;
અરરર શોકય! શુ શોકયતા ધરે, પતિ કર્યો પરા! આમ શું કરે!! ૩૯૩
નથી નથી અલી! દુષ્ટ એવી હું, મન વિષે ધરે બેન! જેવી તુ;

---

૩૯૦ કદીમદી—જો કદાચ. રાગ—પ્રીતિ. જો એમ હોય તો આ દ્રુપદનદિની તમારો રાગ ખુએ છે—તમે મારા ઉપર પ્રીતિ ન રાખશો!

૩૯૧ નવ ઇ૦—હવે દ્રૌપદી એવુ (મારા પર ભીમની ઘણી પ્રીતિ છે એવુ) ફરી ઉચરે નહિ મન ઇ૦—હુ તમારી પ્રેમદા મારા મનમાજ તમારો પ્રેમ ધરૂ અને મારૂ આ કાર્ય તમે અદા કરો-બજાવી લાવો, એમ કહુ નહિ

૩૯૨ અસુરપુત્રી ઇ૦—તે અસુરપુત્રી (હિડિબા) તમને વીર્યથી (બળ પરાક્રમથી) વરી છે માટે શુ તમને હરી ગઇ! અર્થાત્ કદાચ તે એમ સમજી હશે કે પરણેલી પત્ની કરતા પરાક્રમવડે આણેલી સ્ત્રીનો સ્વામી ઉપર વધારે હક છે!! રાક્ષમપુત્રી હિડિબા મારા સરખા પરાક્રમી વીરનુ હરણ કરી જાય એવુ શુ કોઇ વખત બન્યુ છે કે જેથી તુ એવી શકા લાવે છે? એમ કહેશો તો,—જનની ઇ૦—જનની કુતી જ્યારે આપની કને હતા, ત્યારે એ એક વખત આપને હરી ગઈ હતી, એમ મને કહ્યુ છે તેથી હુ એવી શકા કરૂ છુ, એ ભાવાર્થ

૩૯૩ પણ ઇ૦—પણ તદા (ત્યારે) તો તે પતિનો પિડં (દેહ) લેઇ ગઇ હતી, પણ આ વખતે તો દેહને પડ્યા મૂકીને પ્રાણ લેઇ જઇને તેણે અવળુ કામ કર્યુ છે! શોકયતા—શોકયપણુ પરા—દૂર.

શપથ ખાઇ હું આજ ભાખું છુ, હરહમેશ દાસત્વ દાખું છું. ૩૯૪
થઇ હુ કિકરી ચાંપી પાદને, વરી રહું મદા સુણી સાદને;
પછી ઉઠો પતિ ! દ તું ઉઠવા, નવ હવે રહ્યુ કોઇ રૂઠવા ૩૯૫
ચરરર ચિત્ત આ ચેડકે બળે, ધરરર ધાશકો શો પડે પળે ! !
ફરરર થાય તો હા ! ન ફાટતુ, અરરર આ હૃદ શે ઉચાટતુ ! ૩૯૬
તરક શા કરે પિડ પામવા, ફરકના પડે દે' મજાળવા;
ધરક ધર્ક હા ! શે હૃદ કરે, ગરક ગર્ક આ કોણ ના મરે ! ! ૩૯૭
ઇમિ વદી મુખે ભેટતા ઘણું, વીસરી હાય હા ! ભેટવાતણું;
પતિ ! સુગ ધો આ કેશમા હતી, ગ્રહણ કારણે ના કરી મતિ ! ૩૯૮
મુખ કહ્યું તદા એમ શે કરો, પતિ હુ તેજ છું કેશ આ ધરો;
કરથી ચુટી હુ નાસિકાકને, ધરી રહુ પતિ કૈં ધરો મને. ૩૯૯
હૃદય આ પતિ કુચ કારમા, મરણશ્રો વર્યા એ નથી રમા ! .

---

૩૯૪ શપથસોગદદી ૩૯૫ સુણી ઇ૦—તમારો સાદ સાભળીને અર્થાત્ આજ્ઞા માથે ચઢાવીને તુ—હે હિંડ ના ! રૂઠવા—રૂઠવાનું કારણ ૩૯૬ પળે—પળે પળે ફરર થાય—ફડકે છે.

૩૯૭ તરક ઇ૦ —( પોતાના મનને કહે છે ) તું તારા પિડ( દેહ )ને પાળવાને ( રક્ષવાને ) શા તક કરે છે ? અથાત્ તારા તર્ક મિથ્યા છે ! ફરક ઇ૦—આ દેહને પ્રજાળવાના કામમા ફરક પડવાનો નથી ! ગરક ઇ૦—આ ( બીમ સરમો નોર ) ગર્ક થઈ ગયો તો પછી ન મરે એવુ કોણ છે ?

૩૯૮ પતિ ઇ૦—હે પતિ ! આ માગ કેશમા સુગ ધિ હતી, તે ગ્રહણ કરવાને તમે શુ મતિ નહોતી કરી ? અને તે વખતે મે મુખથી એમ કહ્યુ ( હું કહેતી ) કે તમે એમ શુ કરો છે ? અર્થાત્ તમને મારા કેશનો સુગધ પ્રિય હતો છતા તે મે તમને યથેચ્છ લેવા દીધો નહિ તેનો મને હમણા શોક થાય છે ! ૭૦ હે પતિ ! તેજ હુ છુ અને આ કેશ છે, તે તમે ધરો—ઝાલો.

અરર આમ શું ? કે દયા કરો, કુરૂપી હું નથી અન્ય શો વરો !। ૪૦૦
ઘણું ઘણું વદી એવું ત્યાંહી રે, કરમ ફૂટતી જાતી ક્યાંહી રે;
* * * * * ૪૦૧

## નકુલસહદેવશોક.

નકુલ આડચમાં મેં ન કે લહ્યો, નકુલ સ્વામી શો શોક તો થયો ?
ગણક છો કહો દુઃખી હું થઉં, ગણી જુઓ વશા પ્રાણ આ દઉં. ૪૦૨
અટક એવી છે પૂછતાં વદો, કરમફૂટડી જોઇના બદો !
પતિ ! હું ગોરી છું આપની ગણો, ન અપરાધ શો નામ દૈ ભણો ! ૪૦૩

---

૪૦૦ હૃદય ઇ૦—હે પતિ ! આ મારૂં હૃદય અને આ મારા સ્તન છે ! અર્થાત્ આલિંગન કરો અથવા હૃદય આપતી—આલિંગન કરતી. મરણ ઇ૦-તમે કહેશો કે હું તો તને છોડીને તારા કરતાં ઉત્તમ એવી શ્રી (લક્ષ્મી)ને વ યોં છું; તો, એ મરણશ્રી ( મરણરૂપી શોભા ) છે; કાંઇ રમા ( લક્ષ્મી ) નથી.

૪૦૨ નકુળ ઇ૦—હે નકુળ સ્વામી ! મેં રસ્તે આવતાં આડચમાં ( આડો ઉતરતો ) નકુળ ( નોળ ) કૈં લહ્યો નથી તો મને આ શોક શો થયો ? તમે ગણક ( જોષી ) છો માટે તમને આ પ્રશ્ન પૂછું છું, તો તેનો ઉત્તર કહો. વાર લગાડશો નહિ, કેમકે હું દુ.ખી થાઉં છું. તમે વશા ( જોષી ગણે છે તેવા ) ગણી જુઓ. મારા યત્નના બદલામાં તું મને આપીશ ? એમ કહેતા હો તો—આ મારા પ્રાણ હું તમને આપીશ.

૪૦૩ તમને કોઇ પૂછે, ત્યારે તમે તેને કહો, એવી તમારે અટક ( પ્રતિજ્ઞા ) છે, તો હું તમને પૂછું છું છતાં તમે મને કરમ ફૂટડી ( કર્મ ફૂટલી ) જોઇને બદતા નથી કે શું ? જો મારો અપરાધ જાણીને તમે મને જવાબ ન દેતા હો તો, હે પતિ ! હું આપની ગોરી છું એમ ગણો છો—માનો છો, ત્યારે મારો અપરાધ હોય તે મને નામ દેઇને કેમ ભણતા—કહેતા નથી ?

ધરમસૂતુને દોષ ના દઉં, પતિ વદો ખરૂં સાથી હું થઉં!!
મરણ માદ્રિનું જ્યાં થયું પતિ! તવ કહ્યું હતું કુંતીને રતિ. ૪૦૪

તનુજ બે ગણો ત્રેણ સારખા, સુપતિ! કુંતીએ પૂર્ણ પારખ્યા;
વન વિષે જદા હુંજ નીસરી, કહ્યું મુને તદા દૂર કૈં કરી. ૪૦૫

ઉભય અંગુલિથીજ દાખિયા, વળી કહ્યું મને ક્ષેમ રાખિયા;
સતી સદા તમે રાખજો રૂડા, અરર દૈવ! શો થાય હા! કૂડા!! ૪૦૬

સ્મરણ દેઉંછું ઊઠિયે પતિ! કુમળું કૈં કરો કાળજું રતિ!
અતિ અતિ કહ્યું તે વહ્યું ગયુ, તન સતીતણું તપ્ત ત્યાં થયું. ૪૦૭

હૃદય આપદ્યું કર્મ કૂટિયું, શિર ઘણું ઘણું તાણી ચૂંટિયું;
પથરથી ઘણું વજ્રથી ઘણુ, હૃદય ધીટ છે કષ્ટ શું ભણું!! ૪૦૮

પછી સંદેવની પાસ ગૈ સતી, વદન અંક લૈ ભાખતી અતિ;
પતિ! લઘુ તમે પ્રિય પ્રાણથી, અતિ રતિ ધરી સાસુ વાણ્યથી. ૪૦૯

---

૪૦૪ દ્રૌપદી જ્યારે યુધિષ્ઠિરને ઠપકો આપતી ત્યારે માદ્રિપુત્રો સદેવ તેને વારતા હતા, એ પ્રસંગને ઉદ્દેશીને કહેછેઃ ધરમસૂતુને ઇ૦—હું યુધિષ્ઠિરને ઠપકો નહિ આપુ, માટે હવે તો હે પતિ! જે ખરૂં હોય તે વદો. નહિ વદો તો, હું મરણમાં તમારી સાથી થઇશ. કહ્યું હતું—( માદ્રિએ ). રતિ—રતિ( પ્રીતિ )થી.

૪૦૫ તનુજ—પુત્ર. બે—( નકુળ અને સહદેવ ). ત્રૈણ-( યુધિષ્ઠિર, ભીમ, અર્જુન ). પૂર્ણ પારખ્યા—પૂર્ણ ગુણવાન છો એમ પરીક્ષા કરી! કુંતીએ તમારા ઉપર પ્રેમ રાખવાની મને ખાસ ભલામણ કરી હતી તે કહી બતાવે છેઃ વન વિષે ઇ૦. દૂર ઇ૦—કાંઇક આઘે તેડી જઇને. ઉભય—તમો બેને. અંગુલિથી—આંગળીથી. વળી ઇ૦—વળી મને કહ્યું કે મેં જેમ એમને ક્ષેમ રાખ્યા છે તેમ હે સતિ! તમે એમને રૂડા ( રૂડી રીતે ) સદા ક્ષેમ રાખજો ૪૦૯ સંદેવ—સહદેવ. અંક—ખોળામાં. લઘુ—સોથી નાના. સાસુવાણ્યથી—સાસુજીના કહેવાથી.

મુખ વર્યું સદા તેહ પાળિયું, હૃદયમાં ધર્યું મેં ન ખાળિયું;
કયમ તદા તમે આવું આચરો ! અરર ! ના ઘટે હાલ આદરો !! ૪૧૦
સ્વરૂપ આપનું આપમાં લહુ, રજ વિષે પડયા કયાં જઈ કહું !!
પતિ શય્યા સૂતા હંસ પીંછમાં, અરર શું સૂતા પાદ રીંછમાં !! ૪૧૧
વન રહ્યા પતિ ઊઠિયે હવે, કંઇ દયા કરો કષ્ટ આ નવે;
મન મયા ધરો માનિની લવે, હઠ ભયા ! તજો દાઝું છું દવે ! ૪૧૨
વદવું નાથ ! ના, તેમ શું ધર્યો ? બદવું ના કદી અર્થ શો સર્યો !!
નથી નથી પ્રભુ યોગ્ય એહને, નિરખિયે પતિ દીન દેહને ! ૪૧૩
ઘણું થયું હવે હાસ્ય એટલું, પતિ ઉઠો ઉઠો જોયું જેટલું;
નવ જદા વદા ત્યાં કશું હતું, કવિમણિ કહે તે શું હું કહું !! ૪૧૪
તદપિ ખેલ જો મેંજ માંડિયો, ભજવવો ભલો, જાય છાંડિયો ?
ખરર શું ખરે પત્ર ઝાડનાં, તરર-શું તૂટે શૃંગ પા'ડનાં, ૪૧૫
ત્યમ તૂટી પડી તે પતિ પરે, શરીર સાંતરૂં તેનું કો કરે;
મરણુ જો ચહે માટીડો કદી, નવ વચે કદી બાપ કે' વદી ! ૪૧૬

---

૪૧૦ હુ સદા તમારી આજ્ઞાંકિત રહી છું એમ કહે છેઃ મુખ ઇ૦. હાલ ઇ૦—હાલ જે તમે આદરો છો તેમ કરવું તમને ઘટતું નથી ! ૪૧૧ સુંદરતા વર્ણે છે. સ્વરૂપ ઇ૦—આપનું સ્વરૂપ તે આપનામાંજ છે. અનન્વયાલંકાર. રજ—ધૂળ સૂતા—સૂતા હતા. હંસપીંછમાં—હંસના પીંછાંની બનાવેલી અતિ સુંવાળી શય્યામા. પાદ ઇ૦—રીંછના પગમા !

૪૧૨ આ નવે—આ નવા કષ્ટમા. મયા—કાળજી—ફિકર. ભયા—હે બયા ! (પુરૂષનુ સંબોધન). ૪૧૩ એહને ઇ૦—હું તમારા એવા તિરસ્કારને યોગ્ય નથી ! ૪૧૪ જોયું ઇ૦—મારામાં જેટલું હતું તેટલુ તમે જોયુ ! હવે હાસ્ય છોડીને ઉઠો. ૪૧૬ સાંતરૂ—ઠીક—વ્યવસ્થિત.

## દ્રુમસહાય.

વૃદપિ દ્રૌપદી જે રડી ઘણી, વનવનસ્પતિ દીન થઈ ભણી;
સતીતણું ઘણું દુ ખ દેખીને, દ્રુમ સહુ વધાં કષ્ટ પેખીને. ૪૧૭
ધરમ શો સતી તે તજ્યો અલિ! અઅરિ નાથને વીસરી વળી;
પ્રથમ એહને પ્રાર્થવો હતો, ભૂલી ગઇ કર્યો ધર્મ તે જતો! ૪૧૮
તવ દુખી થશો કષ્ટ કો હરે? અઅરિના વિના સા'ય કો કરે;
તુજ દુખે અમો હાય! દૂબળાં, શરીર કંપ જો જંપથી ટળ્યાં!! ૪૧૯
સુર સહુ ડરે હે સતી તુંથી, ધરમ ભૂલતાં ખોયું શું નથી!
સહન થાય ના કષ્ટ તાહરૂં, કરી દઉં સહુ ગુપ્ત જાહરૂં. ૪૨૦
દ્રુમ લહ્યાં જદા એમ બોલતાં, સુર રોસે ચઢયા સત્ય બોલતાં;
સમીરને કહ્યું વૃક્ષ સૌ હણો, અનળ! બાળજો દીન ના ગણો. ૪૨૧
ધનુ વિષે ધરી તીર મારિયું, અટકતું નહિ તેમ ધારિયું;

---

૪૧૭ દ્રૌપદીના વિલાપથી ઝાડને પણ દયા આવી, એમ વર્ણ્યું છે. વન ૬૦.૪૧૮ અલિ!—(વનસ્પતિને સ્ત્રી રૂપ માનીને કવિએ વર્ણન કર્યું છે માટે વનસ્પતિએ કરેલા દ્રૌપદીના સંબોધનમા આ શબ્દ યોગ્ય છે) શો ધર્મ તજ્યો તે કહેછે અઅરિનાથને ૯૦—તુ અઅરિ (અજાતશત્રુ)—યુધિષ્ઠિર સ્વામીને પ્રથમ ન મળતા બીજાને મળી, અને તેને વીસરી ગઇ!

૪૧૯ અઅરિના વિના—અર્થાત્ ધર્મના વિના અમે તારે દુખે દુખિયા છીએ તે કંપ રૂપ અનુભાવથી બતાવે છે માટે ઉત્પ્રેક્ષા અલંકાર ૪૨૦ કરી દેઉં ૯૦—હવે આ તારા પતિ કેમ મરણ પામ્યા છે, એ વગેરે સહુ ગુપ્ત વાત અમો જાણીએ છિયે તે જાહેર કરી દઇએ છીએ ૪૨૧ સમીરને—વાયુને અનળ—હે અગ્નિ!

દ્રુમ સહુ દહ્યાં વાયુએ હણ્યાં, અરર હાય ના દીન કો ગણ્યાં ! ! ૪૨૨
સતી લહી સહુ ઉંચું ભાળતી, પછી વળી થયો કોપ ટાળતી;
અરર મેં તજ્યો ધર્મ આજ તો, પ્રથમ ના ગણ્યો ધર્મરાજ તો. ૪૨૩
મન વશ્યો મને દુઃખદા પતિ, તજી દઉ હવે કૂડી એ મતિ;
કરમ સૌ કરે ધર્મ શું કરે ? નિમિત એહ તો કો ન ઉચ્ચરે ? ૪૨૪
કંઇ નહિ કંઇ, સર્વ ત્યાગવું, પતિ કને ન મેં માન માગવું;
ઉઠી ગઇ પછે ધર્મસૂનુ જ્યાં, પતિ થયું ખરે સર્વ સૂનું ત્યાં. ૪૨૫

## યુધિષ્ઠિરયાચના.

ધરમશીલ રે કર્મ આ કરાં, વર અખિલ હે રામે શે ખર્યાં ?

---

૪૨૨ ધનુ ઇ૦—જેમ ધનુષ્યમાં લેઇને તીર માર્યું હોય તે જેમ અટકે નહિ, તેમ આ ઇંદ્રનું વચન પણ અટકયા વગર પસાર થયું અને તેને ઉપર કહેલા બે દેવોએ ધારિયું—ધારણ કર્યું—માથે ચઢાવ્યું.

૪૨૩ સતી ઇ૦—આ સઘળું થતું જોઇને સતી ઉંચું જુએ છે. (આમ મને ગુપ્ત વાત કહેવાનો આરંભ કરતાં વૃક્ષોનો એકાએક દાહ થયો માટે એનું કારણ ઉંચે રહેલા દેવો છે કે શું ! એમ શંકા આવવાથી તેમના ઉપર કોપીને કોપ શમાવીને પોતાનોજ દોષ કાઢે છેઃ અરર ઇ૦.

૪૨૪ મન ઇ૦—મને મનગો પતિ (ધર્મ) દુઃખદા (દુઃખદાયક) થઇને વશ્યો હતો. કરમ—નસિબ. નિમિત્ત ઇ૦—એમ છતાં ધર્મ એ કર્મનું નિમિત્ત છે એમ તો કોણ નથી કહેતું ? ધર્મનાં કૃત્યથી દુઃખ ઉપજ્યું છે, એવી મન ઉપર થયેલી અસર શમાવવાને કર્મને દોષ આપીને દ્રૌપદી પોતાનું મન મનાવે છે ખરી, પણ મન તે માનતું નથી અને તરતજ તેનો ઉલટ જવાબ આપી ધર્મનાં કૃત્યજ દુઃખકારક છે એમ મનમાં થઇ આવે છે, એ ભાવાર્થ.

૪૨૫ જ્યારે ન્યાયબુદ્ધિથી ધર્મ વિષે મન માનતી સફાઇ થતી નથી ત્યારે તે ખટપટ છોડી દે છેઃ કંઇ નહિ કંઇ ઇ૦.

કરમ કો નડયાં ધર્મધારતા, પરમપ્રાણ ! કો ન્હુણું વારતા ૪૨૬
કુરૂસભા વિષે કષ્ટ જે ખમી, નવ હિસાબમાં મારી દ' દમી;
વળી વળી કર્યું, છે હજી કંઇ ! અરર નાથ શું ઉંઘતા અહીં. ૪૨૭
તજી જશો તમે કષ્ટ આપીને, ધરમથી જુઓ આપ માપીને;
ભૂમુરકર્યમા ભ્રાત સૌ હણ્યા ! અરર આપના પ્રાણ ના ગણ્યા ! ૪૨૮
તન કહો મને શે બચાવી રે,પતિ ન પાવકે શે પચાવી રે;
અતિ થયું હવ એકલી તજી, પતી ગયું હવે છેય કંઇ હજી ! ! ૪૨૯
વસન કાઢિયાં જોઇ તે રહ્યા, પૂરણહારને કેમ ના દહ્યા !
ધરમ ધારિયો સૈ રના પરે, અરર પત્નીનું હણું જે કરે ! ! ૪૩૦
નથી નથી પ્રભુ વાંક આપનો, વિસરી મેણકો આપ જાપનો:

---

૪૨૬ કશા–શા ? વરઅખિલ—સઘળાઓમાં શ્રેષ્ઠ. અખિલ-સઘળું. શર્મ–સુખ ખસ્યા–દૂર થયાં ધરમધારતા–હે ધર્મને ધારણ કરનાર ! અર્થાત તમારા ધર્મ ધારણપણાને લીધેજ અમોને આ કર્મ નડયા છે ! હેતુગર્ભીત વિશેષ્ય હોવાથી **પરીકુરાંકુર તથા વક્રોક્તિ અલંકાર.**

૪૨૭ વળી વળી ઇ૦–વળી વળી તને એવું’ દુખ કર્યું છે, હજી વળી કાઇ બાકી છે કે શુ જેથી તમે અહી ( અરણ્યમા ) ઉઘોછો ? ૪૨૮ તજી ઇ૦–તમે મને તજીને ધર્મથી પણ જશો, એ વાત તમે વિચારથી માપીને જુઓ ભૂસુરકાર્ય–બ્રાહ્મણનુ કામ. ૪૨૯–પાવકે—અગ્નિમા. પતી ગયુ ઇ૦––હવે પતીગયું કે હજી કાઇબાકી છે ?

૪૩૦–વસન ઇ૦—કુરૂસભામા ગાન વસન ( વસ્ત્ર ) કાઢયાં તે તમે જોઇ રહ્યા, ત્યારે મારા વસ્ત્ર જેણે પૂરીને મને સાહાય કરી તેને તમે કેમ દહ્યા નહિ ! અર્થાત્ મને દુખ આપનાને તમે થાય તેટલુ કર્યું છે ! ! દ્રૌપદીના ક્રોધની વ્યજના છે સૈ રના પરે–સિંધુ દેશના રાજા જયદ્રથ ઉપર.

વહ્યુ ઘણું ઘણુ શો વદુ સહુ, મૂરછના થઈ એટલુ કહું;
મૂરછના વળી એકને નહીં, જગત ન્યાય છે કં'વુ' શુ નહીં. ૪૩૭

## યુધિષ્ઠિરજાગ્રતાવસ્થા.

### કવિત.

મર્ણ થાય એકનુ કે, જન્મ એકનોજ કઇ,
દુઃખ કોઇને અપાર, સુખ દિન કોઇને;
ઉઘતા કોઇ જે ઘડી, તે સમે કો જાગતા રે',
ખાય નવનીત કોઈ રહે ભૂખ્યા રોઇને,
એમ લાભ એકને ને, અલાભ ગ્રહે કે અન્ય,
આવ્યુ આવ્યુ જગતમા એ, નાખો સહી ખોઇને;
તેમ ધર્મસૂનુને તો, મૂરછા વળી જે ઘડી,
મૂરછામા ઢળી કૃષ્ણા, રહ્યો રાય જોઇને!! ૪૩૮
વાર વાર વિચારતો, ધારતો કૈં ધ્યાનમાં તે,
ડારતો દિલને ઘણુ, (ગે) ઉપર કૃષ્ણા પડી!
ગાઢ વન પા'ડ અતિ, માણીની ન થાય ગતિ,
(ત્યા) આવી પો'ચી કેમ સતી? દેવ આ કેવી ઘડી!
મ નુષ્ટી આ કાર્ય નથી, દેવ દાનવનુ હશે,
કેમ કરી આવે એહ, દીસે છે એ તો છડી!

---

ધર્મ કરતા હતા ગાટે તેને છર આપનાને પડી, એ વ્યથ ગ્યાર્થ છે કવિ કહે છે ન્યરર ૪૦ ગારં—ગાથાગા ( દ્રૌપદીને )

૪૩૭ નણુ ઘણુ વહ્યુ શુ વદુ ? કવિ કહે છે કે તે બધુ હુ શું કરવા કહુ ? અર્થાત્ માથામા પથ્થર વાગવાથી ઘણુ શુ વહ્યુ તે તમારેજ સમજી લેવુ કે લોહી વહ્યુ છે જગત્ ન્યાય છે—એકને મરે ને બીજાને થાય ગેવો ન્યાય ૪૩૮ તે ન્યાય કહી બતાવે છે મર્ણ ૪૦ નવનીત—માખણ

અરે મનુ પાળનાર! ભૂમંડળ ધારનાર!
કષ્ટને નિવારનાર! આપદા આવી પડી!! ૪૩૯
મૂર્છનામાં પડ્યો હું પ, મગ્ન હતો ભૂલી કષ્ટ,
તેના પર પાડી કૂશંણા, આકાશ કે ભોમથી!
શિર ફૂટી ગયું એનું, દીન રૂપ દર્શે જેનું,
તન સહુ તૂટ્યું તેનું, નકી પડી વ્યોમથી!!
મણિ એનું થયું નથી, એમ જોતામાં જણાય,
મૂર્છના તો આવી મોટી, કંપ નવ રોમથી;
એમ કહી કને જઈ, કર અડકાડી જુએ,
અરર શી ટાઢી રઇ, શર્દકેરા સોમથી. ૪૪૦
રડે શું બિચારો રાય, રડી રડી અશ્રુ ખૂટ્યાં,
ઉદરમાં આણ નહિ, આવે કેઈ જગાથી;
કરમને કૂટે કેમ, કર અકડાઇ ગયા,
અતિ દુખી સુખી સમો, દબાય ન દગાથી!
તેમાં ધીર વીર ધર્મ, જાણે કાળકેરાં કર્મ,
ડરાવતો દેવ અતિ, છેહ દઇ સગાથી;
તોય થયું કંઇ પેર, તેનો તે વિચાર કરે,

---

૪૩૯ પાણી ઇ૦—તેમાં કોઈ પ્રાણી ગતિ કરી શકે નહિ એવું છે. છડી—એકલી. દ્રૌપદી આવા ગાઢ વનમાં આવી શકી તે ઉપરથી આ બનાવને અદ્ભુત જાણીને તે વિચારે છે: માનુષી ઇ૦. માનુષી—મનુષ્ય સંબંધી.

૪૪૦ વ્યોમથી—આકાશમાંથી. ભ્રાંતિ. કંપ ઇ૦—એનું રૂંવું સુધ્ધાં કંપતું નથી! શર્દ ઇ૦—શરદ ઋતુનો ચંદ્ર અધિક ટાઢો હોય છે, અને તે કરતા પણ દ્રૌપદીનુ અંગ વધારે ટાઢુ થઇ ગયુ છે.

વિચારવંત એ ધરે, આ ન થાય ભગાથી ! ! ૪૪૧
રાવણી જેવું આ રણે, કપટ દિસે છે કાંઈ,
મિથ્યા મૈથિલી સમ આ, કૃષ્ણાકેરૂ રૂપ છે,
અવંબુનાદિક અતિ, અરિકેરા સાંધકારી,
તેમનું હશે આ કાર્ય, કપટનો કૂપ છે !
અરે શું વિચાર કરૂં, આપી મેં જે મુદ્રિકા તે,
કપટી કને ન હોય, ગજસૂયયૂપ છે,
દેવ કે દાનવથકી, થાય ન કપટે કરી,
એમ કહી કર ધરી, જોતો બેઠો ભૂપ છે. ૪૪૨

---

૪૪૧ આબ—પાપી ( તસ્ત્યો હતો તેથી ) જગા—જગો અતિ ઇ૦—અતિશય દુખીઓ તે સુખિના સમાન જણાય છે જે સુખીઓ હોય તે રડે નહિ કે કપાળ કૂટે નહિ, યુધિષ્ઠિર પણ તેમ કરતો નથી, પણ તેનું કારણ બીજું છે એટલે આંસુ ખુટ્યા છે તથા હાથ અકડાઇ ગયા છે તેથી રડતો કૂટતો નથી દુઃખ રૂપ કારણ છતા રડવા રૂપ કાર્ય ઉપજતું નથી માટે વિશેષોક્તિ અલંકાર દુઃખી છતા સુખી ગમો વર્ણ્યા છે માટે વિરોધાભાસ 'બહુ દુખિયાને દુઃખ નહિ, ને બહુ ઋણિવાને ઋણ નહિ" એ કહેવતના અર્થનો અનુવાદ છે માટે લોકોક્તિ ધર્મની ધીરતા વર્ણે છે દગાય ઇ૦—એમ છતા તે દગાથી દબાતો નથી ! છેહ ઇ૦—અર્થાત્ તેના સગા પાસે તેને છેહ દેવરાવીને ( યુધિષ્ઠિરના કૃત્યથી બધા દુઃખમાં પડ્યા છે એવી તેમને બુદ્ધિ ઉત્પન્ન કરાવીને ) વિચારવંત ઇ૦—વિચારવંત યુધિષ્ઠિર પોતાના મનમાં એમ ધરે છે કે આ ભગાથી થાય એવું નથ'-દ્રૌપદીને અહીં લાવી મૂકવી એ કોઇ જેવા તેવાનું કાર્ય નથી ! બુદ્ધિહીન પુરૂષના અવળા કાર્ય જોઇને તેને ભગાની ઉપમા આપવાનો રિવાજ પ્રસિદ્ધ છે ( જેમ કે કર્યું ભગાના જેવું ! )

૪૪૨—ભગા જેવું તેથી ત્યાગે ભગા જેવું છે તે કહેછે રાવણિ ઈ૦—રાવણિ—ઇન્દ્રજીત રામાયણમાં યુદ્ધ વખતે ઇન્દ્રજિતે કૃત્રિમ સીતા બનાવીને તે [illegible] કાપી હતો તે પ્રસંગનું અનુસ્મરણ રણે—અરણ્યમાં મિથ્યા

જુએ તો મુદ્રિકા તેહ, માનિનીએ કર ધરી,
ઓળખીને રડ્યો અતિ, હાય હાય ભાખીને!
કરવું શું હવે મારે, નકી નકી આ તો કૃષ્ણા,
તૃષ્ણા રાજ્ય તણી તજી, પડી સહુ નાખીને!!
ધૌમ્ય ગુરૂકનેથી એ, કોણ હરી લાવ્યો મૂઢ,
ગતિ તેની ગૂઢ અતિ, કે' દીનત્વ દાખીને;
શ્વાસ ને ઉચ્છ્વાસ લઇ સ્તબ્ધ થઇ બેઠો રાય,
દરિયાશું દુઃખ એનું, શ્યામ પૂરે સાખીને!! ૪૪૩

## મરૂદ્‌ગણમતભેદ.

મઘવાને કહે મળી, દેવ દયાળુ ઘણા ત્યાં,
પ્રભુ! હવે પૂરૂં કરો, દુઃખ દેવું એહને;
મોટાપણું જાશે એમ, કીડી પર કટક આ,
કટક દઇ એ ફાટે, વેહ પડ્યા દેહને;

---

મૈથિલી—કપટરૂપ સીતા ઇંદ્રજિત તો માયાવી હતો તેથી તે એવું કરી શકે, પણ અહીં કોણ એવું કરે એમ છે? તે કહેછેઃ અલબુધપાદિક ઇ૦—અલબુધ વગેરે અસુરો અરિ (દુર્યોધન)ના સાહાયકારી છે તેમનું આ મિથ્યાદ્રૌપદી બનાવવા જેવું કાર્ય હશે, કેમકે તે કપટના કૂવા જેવો છે-અગાધ કપટવાળો છે રાજસૂય ઇ૦—રાજસૂય યજ્ઞનો યૂપ (યજ્ઞસ્તંભ) દાટતી વખતે મે જે મુદ્રિકા દ્રૌપદીને આપી હતી તે કપટી કને હોય નહિ! માટે દ્રૌપદીનો હાથ હું જોઉં. કર ધરી—હાથ ઝાલીને (દ્રૌપદીના હાથની મુદ્રિકા જોવાને માટે). **સ્મૃતિ ભાવ.**

૪૪૩ પડી ઇ૦—સહુ નાખી દેઇને અહીં આવીને પડી? શ્યામ ઇ૦—અર્થાત્ એનું દુઃખ તો એક પરમેશ્વરજ જાણતો ભલો છે, એ કહેવતના અર્થનો અનુવાદ છે.

ઘણી થ પરીક્ષા એની, નિરીક્ષા ઘણાની કરી,
આવી દીક્ષા ધરે કોણ, જોઇ આવા છેહને;
દર્શન ઘો જે દયાળ ! થઇ ઘણી ઘણી હવે,
અસુરને દિલ દયા, આવે જોઇ જેહને !! ૪૪૪
ઇંદ્ર કહે એમ નહિ, નશે પાણી પીવા એહ,
ચાલે નવ કદી ભાઇ,, જળ વિના જનને; .
ગર્જી બોલ્યા ઘણા મુર, પાણી પીવું હોય જેને,
અસુર તે કરે શાને, મારે કેમ મનને !
ચાર પાણી પી પડ્યા જો, યક્ષે કહ્યું માન્યું નહિ,
પરભાર્યું જાણ્યું નહિ, ત્યાગી બેઠા તનને;
ઇંદ્ર કહે રહો બેશી, જુઓ હવે થાય શું શું, ·
નિરખીએ બેઠા અહીં, શુભાશુભ દનને. ૪૪૫

## યુધિષ્ઠિરમજ્જન.

વળી ટળી મૂરછા ને, રાય અરૂપરૂ ભાળે,
હાય ! હાય ! થયુ આ શું, કૃત્ય કોણે આ કર્યું !!

---

૪૪૪ મરૂદ્ગણમતભેદ—દેવના ટોળામાં મતભેદ. મઘવાને—ઇંદ્રને. દેવ ઇ૦—ઘણાક દયાળુ દેવ. પ્રભુ !—ઇંદ્રનું સંબોધન. પૂરૂં કરો—બસ કરો. ફટક ઇ૦—એના દેહને વેહ ( છિદ્ર ) પડ્યા છે ( દુઃખરૂપી ), મારે હવે એ ફટ દેહને ફાટશે નિરીક્ષા ઇ૦—ઘણા જણની નિરીક્ષા ( તપાસ ) આપણે કરી જોઈ પણ આવા છેહને ( દુઃખમાં તજી દેવારૂપ ) જોઇને આવી દીક્ષા ( આખર સુધી ધર્મ ન છોડવા રૂપ વ્રત ) કોણ ધરે એવુ છે ? અસુરને ઇ૦—અર્થાત્ તમે તો દૈત્ય કરતા પણ વધારે ક્રૂર જણાઓ છે એ ધ્વનિ. ૪૪૫ અસુર—મોડું. શુભાશુભ ઇ૦— સારા માઠા દિવસને.

જુગતેથી જોવું મારે, જણાઇ એ સહુ જશે,
એમ મનમા વિચારી, નૃપે ધ્યાનને ધર્યું;
સ્થિર મન થાય નહિ, ધ્યાન તો ધરાય નહિ,
નિર્ણય કરાય નહિ, કાંઇ કાઇ ના સર્યું !
મન રાખે મારી ઘણુ, આખ બધ કરી કરી,
તોય ચૂકતો ચતુર, ફટકે મન ફર્યું ! ૪૪૬
પછે વિચારતો રાય, મૃતકાદિ સ્પર્શ થયે,
ધ્યાન તો ધરાય કેમ, અશુચિ ખરેખરૂ;
તૃષા અતિ પીડે તન, મૃષા મન થાય તેથી,
કશ્યા બંધ છોડી કરી, આપદા આવી હરૂ;
અરે ભાઇ વિના નવ, પાણી મારે પીવુ કદી,
સ્વર્ગમાહી જેટી પછે, પાણી પીવા આદરૂ;
ધ્યાને કાજ સ્નાન કરૂં, પાણીકેરો સ્પર્શ નવ,
મુખમાં ન લેઉં કદી, ખરેખરૂં ઉચ્ચરૂં. ૪૪૭
આચમન લેઉં નહિ, કે ન કોગળો કરૂ હુ,
મુખ અલ્યા ! બાધુ તને, બુકાનીના બંધથી,
ધર્મમાહી જય નકી, મારે મન કર્યો મે તો,
પછે કશું થાય કહો, અ ધસુત અ ધથી,

---

૪૪૬ જુગતેથી—ધ્યાનની જુક્તિથી ફટકે ઇ૦—દુખની ફટકથી મન ફરી ગયુ—સ્થિર ન થયુ અથવા ફરેલુ ( ભ્રમિત ) મન ફટકે છે

૪૪૭ ધ્યાન કેમ સ્થિર થતુ નથી તેનુ કારણ ગોતે છે મૃતકાદિ ઇ૦—મૃતકાદિ—મૃતક ( મુડદા વગેરે ) અશુચિ—અપવિત્ર બીજુ કારણ કલ્પે છે તૃષાઇ૦ મૃષા—મિથ્યા કશ્યા—કશેલા (બખ્તર વગેરેના). આપદા ઇ૦—આવેલી આપદાને હરૂ ( નાશ કરૂ ) યુધિષ્ઠિરની દૃઢતા વર્ણવે છે અરે ઇ૦.

એમ મન માન્યું કરી, શરતીર તીર ધરી,
સર માંહી સંચર્યો તે, શુદ્ધ થવા ગંધથી;
પેસે પાણી માંહી જેવે, એવે અવનવું હવું,
થયું તેવું કહુ હવે, ધ્યાન માન ધંધથી. ૪૪૮

## યક્ષઅટકાવ.

પીશ નહિ પીશ અલ્યા ! પરભાર્યું પાણી આ છે,
શકુનિ હુ માલિક છુ, નિકળ્ય તુ બારણે;
પ્રશ્ન પૂછુ મન પ્યારાં, ( જો ) ઉત્તર દેવાય તું થી,
ત્યારે પીજે પાણી તું જ, કહું તારે કારણે;
માનીશ ન મારૂં મૂઢ ! મર્ણ પામી પડીશ તું,
પડયા લહે ભાઇ તારા, તજી સહુ ધારણે,
મારૂં કહ્યુ માન્યું નહિ, પારકુ એ જાણ્યુ નહિ,
મન ગયું તાણ્યુ નહિ, તુપાકેરે તારણે. ૪૪૯

## પુણ્યશ્લોકપ્રશ્ન.

વાણી એવી સાભળી જ્યા, તવ આમ તેમ જોયું,

---

૪૪ મુખ—( સંબોધન ) સજીવારોપણુ કે રૂપક. દુર્યોધનને ઉદ્દેશીને કહે છે અધસુત ઇ૦. અધસુત—આંધળા ધૃતરાષ્ટ્રનો પુત્ર શરતીર ધ૦—શર (બાણ ) અને તીર ( સાધારણ તીર ) તીરે ( કાંઠાઉપર ) ધરી (મૂકીને) અથવા તીરને સર ( સરોવર )ના કાંઠ ઉપર મૂકીને ગધથી—(પરસેવા વગેરેના) ધ્યાન ધ૦—ધ્યાન રાખીને, માન રાખીને અને ઉદ્યોગ કરીને

૪૪૯ શકુનિ—પક્ષી તજી ઇ૦—સહુ ( રાજ્યાદિક સઘળુ ) તજીને ધારણે પડયા છે, તેને તુ જો અર્થાત્ તારો પણ એજ ગતિ જરૂર થશે ! મન ધ૦—તુપાકેરે તારણે —તરસના દુ ખને તરી જવામા એમનુ મન ગયું પણ તેને એમણે તાણ્યુ ( પાછુ વાળ્યુ ) નહિ !

હાય! શું શકુનિ હણે, મારા ચાર વીરને;
એમ નવ થાય કદી, શકુનિશા હણે લાખ,
પૂછી જોઉં બોલ્યો તેને, ધરી રૂડી ધીરને;
કહ્યું ભાઇ રૂદ્ર તમે, વસુ વાયુ વન્હિ છો કે,
વા મુખી છો તેહતણા, હણ્યા મારા વીરને;
શકુનિશા મળે શત, તેથી આમ થાય નવ,
વદો મહાધર્મધારી! પીર થાય શિરને. ૪૫૦

## યક્ષઉત્તર.

યક્ષ કહે રાજસૂનુ! શકુનિ હું નર નથી,
મત્સ્યને શેવાળ ભક્ષી, બગકેરી જાત છું;
માર્યા તારા ભાઇ મે તો, ચેતાવી કહું છું તને,
માનીશ નહિ તો મારૂં, કરનારો ઘાત છું;
ચાર ભાઇ ભેગો તું જ, પંચ મળી પંચ થાશો,
છઠ્ઠી આવી પડી નારી, હુ તો કાળી રાત છુ!
કુંતી જનુ સાહસ ન, કરીશ કાંઇ તું અલ્યા!
જેવી કહી ચારને મેં, તેવી કહું વાત છું. ૪૫૧

---

૪૫૦ શકુનિનો અર્થ સુબલનો પુત્ર (દુર્યોધનનો મામો) એનો કરીને યુધિષ્ઠિર વિચારે છે વાણી ઇ૦. શકુનિશા—શકુનિ જેવા મુખી—શ્રેષ્ઠ—ઉપરી. પીર—પીડા આ તમારૂ વચન સાંભળીને મારા માથાને પીડા થાય છે.

૪૫૧ શકુનિ ઈ૦—હુ શકુનિ નામે નર નથી. ત્યારે કોણ છું; મત્સ્ય ઈ૦—મત્સ્ય (માછલા) અને શેવાળનો ભક્ષ કરનારો બગ નામે શકુનિ (પક્ષી) છું. પચ-પાંચમો હુ તો ઇ૦-હુ તો કાળી રાત જેવો—ઘોર—બિહામણો છુ. અથવા કાળીરાતમા કાઇએ જણાય નહિ તેમ તમે પાસ

## પુણ્યશ્લોકપ્રશ્ન.

બગથી ન મરે આ તો, શકુનિ ભલે તું મોટો,
યમનો ધરે એ ટોટો, ખોટો બકવા કરે;
હિમાચળ વિંધ્યાચળ, મલયાચળ વળી જે,
પારિયાત્ર જેવા પૂરા, સ્થિરતા ઘણી ધરે;
એ નગશા તેજસ્વી એ, માર્યા જાય શકુનિથી !
બલિષ્ટમાં શ્રેષ્ઠ જેથી, સુર સરખા તરે;
ગંધર્વનો ગર્વ હરે, અસુર અસુર વિના,
હણે જોઇ કસુરને, રાક્ષસ જોઇ મરે। ૪૫૨

ઠીક ! એમ થયું હશે, બૃહદ આશ્ચર્ય રૂપ,
કર્યું કર્મ તમે ભાઈ, પ્રયોજન ભાખશો;
કેમ હણ્યા એમને તો, ઇચ્છા કશી આપ મને,
કાંઇ હું ન જાણું કહો, દાપ સહુદાખશો;
મુજને આશ્ચર્ય હવુ. ભય થઇ આવ્યો ઘણો,
હૃદય ઉદ્વિગ્ન થયુ, હાય ! થયો ખાખશો !

---

મરો અને છઠ્ઠી સ્ત્રી મરે તે પણ કાંઇ મારે વિષે જણાવાતું નથી ! તેવી ઇ૦–તેવી વાત તને પણ કહું છું !

૪૫૨ પુણ્યશ્લોક—યુધિષ્ઠિર. શકુનિ—પક્ષી. પારિયાત્ર—એ નામનો પર્વત સુર સરખા તરે—ઇંદ્ર સરખા એમને લીધે જય પામે ( નિવાત-કવચોનો અર્જુને પરાભવ કરીને ઇંદ્રને જય અપાવ્યો હતો ) ગંધર્વનો ઇ૦—ચિત્રરથ ગંધર્વને અર્જુને હરાવ્યો હતો અસુર ઇ૦–અસુર (મોઢું ) કર્યા વિના—તરતજ અસુરને તેમની કસુર જોઇને હણે અર્થાત્ વિનાકારણ એ કોઇનો વધ ન કરે એવા ધર્મશીલ પણ છે, એ વ્યંજના. ( ભીમે બકાસુર વગેરે ઘણા અસુરને માર્યા હતા ) રાક્ષસ ઇ૦—( હિડિંબ રાક્ષસને ભીમે માર્યો હતો ).

મસ્તકમાં જ્વર ચઢ્યો, શૂળ લાગ્યાં સામટાં કૈં,
એમ કેમ કર્યું આપે, રામ ! રૂડું રાખશો. ૪૫૩

## યક્ષઉત્તર.

યક્ષે કહ્યું તેણીવાર, ભાઈ ભદ્ર થાઓ તારૂં,
શકુનિ નથી હું સત્ય, યક્ષ દક્ષ રૂપ છું;
તારા પરાક્રમી બંધુ, મેં જ માર્યા છે જ ભાઈ,
મારૂં તેમાં શી નવાઇ ? રૂપમાં અનુપ છું ! !
મારૂં કહ્યું કરે નહિ, કાનમાં જે ધરે નહિ,
કોઈ કાળે તરે નહિ, એવું હું સ્વરૂપ છું;
તારૂં અને તેમનું તો, બળ નવ મુજ આગે,
ભૂમિ માંહી પાડું તને, ભત્રે મોટો ભૂપ છું ! ૪૫૪

## પુણ્યશ્લોકપ્રશ્ન.

કઠોર છે વાણી તારી, રૂક્ષ અક્ષર અપાર,
અમંગળ બોલે ઘણું, કોણ કોણ કોણ છે ?

---

૪૫૩ એમ છે માટે બકથી એ મરે એવા તો નથી, પણ તેમને મરેલા પડેલા હું પ્રત્યક્ષ જોઉં છું અને તને એમ કહેતા પ્રત્યક્ષ સાંભળું છું, માટે અનુમાન કરતા પ્રત્યક્ષને બળવત્તર ગણીને એમ થયું હશે એમ માનું છું અને જો એમજ હોય તો હે ભાઇ ! તમે બૃહદ્ ( મોટું ) આશ્ચર્યરૂપ કર્મ કર્યું ! ! વારૂ, હવે એમને મારવાનું પ્રયોજન કહેશો ! મને-મનમાં આશ્ચર્ય, ભય, ઉદ્વેગ અને વ્યાધિ, એ ચારે ભાર સામટા વર્ણે છે. મુજને ઇ૦ ખાખશો-રાખોડી જેવો રામ ઇ૦-હે રામ ! કાંઇ રૂડું ( કલ્યાણ ) રાખશો અર્થાત્ ભગવાન્ સારૂં કરો !

૪૫૪ ભદ્ર-કલ્યાણ દક્ષરૂપ—ડાહ્યો રૂપમાં ઇ૦-મારૂં રૂપ એવું છે કે જેની ઉપમા બીજી મળી શકે નહિ ! ! ( અતિશય ભયંકર રૂપવાળો હોવાથી ) અર્થાત્ હું કાંઇ જેવો તેવો નથી !

તારૂં પાણી પીએ નહિ, બેડશી મારી શું બોલે,
વિચાર ન રાખે તેણુ, હોણ હોણ હોણ છે;
વધું કેવું નવ મારે, યુદ્ધની ઇચ્છા છે તને?
કે બોલે તું ગર્વ જેહ, મોણુ મોણુ મોણ છે;
ધર્મસૂતુ યુધિષ્ઠિર, આ રહ્યો હુ ઊભો અલ્યા,
નીપન્યો તું લાગે મને, ઓણ ઓણ ઓણ છે. ૪૫૫

## યક્ષદર્શન.

વદી એમ સાવધ થૈ જળથી નીકળ્યા બા'ર,
તીર લીધુ તાણી તર્ત, વિચિત્ર એવેંલહ્યું;
વિરૂપ છે નેત્ર જેના, કદ કાયાતણું મોટું,
તાલ જેવી ઉંચાઇનુ, રૂપ ન જાયે સહ્યું;
દેહ તો જ્વલાયમાન, સવિતા સરખુ તેજ,
અમહ્ય અપાર વીર્ય, જાય ન ઉપમે કહ્યું!
પર્વતની ઉપમા ન, આપી અપાયેજ તેને,
એવું રૂપ દુખ સમે, જોઇ જાય શે રહ્યું!! ૪૫૬

---

૪૫૫ રૂક્ષ—લૂખા—પ્રેમ કે સ્નેહ વગરના. અમગળ—ભૂંડુ. કોણ ઇ૦-'કોણુ' શબ્દ ત્રણ વાર મૂક્યો છે તે ઉપરથી યક્ષને એમ સૂચવ્યુ કે તુ જે હોય તે જલદી કહી દે તારૂ ઈ૦-તાર પાણી અમે નહિ પીઇએ. તેમા તુ બેડશી મારીને—પતરાળી કરીને શુ બોલે છે? અર્થાત્ કોણ તારૂ પીએ છે? હોણ-હાણ્ય (તારી-યક્ષની) મોણુમોણુ—અમથુ અમથુ. ઓણ-હમણા અર્થાત્ તુ કોઇક અનુભવ વગરનો નવો પ્રાણી દેખાય છે! કેમકે જો જૂનો હોત તો અમારા પરાક્રમ તારે કાને આવ્યા હોત, તેથી તુ આમ બોલત નહિ!

૪૫૬ તાણી લીધું-યુધિષ્ઠિરે વિરૂપ-બેડોળ-વિકાળ. તાલ-તાડ જ્વલાયમાન-સળગતો સવિતા-સૂર્ય અદ્ભુત

મેઘ શા ગંભીર સ્વરે, કરે તિરસ્કાર ઘણો,
એવો યક્ષ જોયો નૃપ, વટ નીચે ત્યાં કને;
પાણીમાં ગયા કે પાદ, વૃક્ષે અઢેલીને બેઠા,
દક્ષ નૃપે જોયો તેહ, હાલ શો થયો વને !!
શબ પડ્યાં પાંચ તણાં, રૂપ તેમાં આવું લહ્યું,
હાય હાય ! કો ન કંપે, શૂર ન ગણે મન !
પછે બોલ્યો યક્ષ કેવુ, પ્રત્યક્ષ જણાઈ જાતે,
કવિમણિ કહે મહુ, ધ્યાન જેનું ના ધને. ૪૫૭

## યક્ષવચન.

યક્ષ કહે તારા બંધુ, ચારને મેં વાર્યા ઘણા,
માન્યું નહિ તોય મારૂં, પાણી પીધું તેમણે;
તુંજને હું કહું આજ, જીવવા જે જન ચહે,
તેણે પાણી પીવું નહિ, મુઆ પીધું જેમણે;
હે કુંતીકુવર એવું, પાર્થ ! પૂરે પૂરૂં જાણ,
સાહસમાં મોટી હાણ, માન્યું નહિ એમણે;
પૂર્વે આ તળાવ મારૂં, બંધાવેલું છે વિશાળ,
પ્રશ્નના ઉત્તર કરે, જીવી જાય તે રણે. ૪૫૮
પ્રશ્નના ઉત્તર કહી, પછે ભલે સ્નાન કરય,
ધ્યાન ધરય મન માન્યુ, જળને લઇ જઈ;

---

૪૫૭ વટ—વડ પાદ—પગ. ( અતિ સાખા હોવાથી ). દક્ષ નૃપે—ડાહ્યા યુધિષ્ઠિર રાજાએ શૂર ઇ૦—પોતાના મનમા પોતાને શૂર ગણે નહિ ધ્યાન ઇ૦—જે કવિનુ ધ્યાન કવિતા કરીને ધન મેળવવા તરફ નથી એવો.

૪૫૮ પાર્થ-પૃથા( કુંતી )ના પુત્ર-યુધિષ્ઠિર જીવી ઇ૦-જીવીને તે રણે ( રણમા-સંગ્રામમા ) જાય અથવા આ રણમા તે જીવીને જાય-જીવતો પાછો ઘેર જાય

છાંટય પડયા બધુ તારા, પીવાય તેટલુ પીને,<br>
લઇ જા આશ્રમ સુધી, કૃપા મારી તો થઇ;<br>
મારૂં કહ્યું માને નહિ, હઠ કરે ભાઇ જેવી,<br>
તો તો મરી પડે તેમાં, ફેર ન પડે રઇ;<br>
નિર્મળ આ જળ મારૂં, આપી તને આજ તારૂ,<br>
ચૂકતામા નકી મારૂં, જૂઠું ન જાણુ ગઇ. ૪૫૯

## પુણ્યશ્લોકવચન.

યુધિષ્ઠિર કહે યક્ષ, તારા પાણીતણી ઇચ્છા,<br>
રાખતો નથી હુ રજ, કારણ છે તેહનું;<br>
નિરતર પડિત તો, પારકી વસ્તુને લેવી,<br>
નિધ માંહી નિધ ગણે, ખરૂં માને દેહનું;<br>
તો પછી હું કેમ ઇચ્છું, પાણી પરભાર્યું તારૂ,<br>
ભવે મર્ણ થાય મારૂ, દુ:ખ નથી એહનું;<br>
ધર્મને હું ધારી જાણુ, કર્મ કૂડ લહું તારાં,<br>
વચન સુણુ અકારાં, મુખ લહુ જેહનું. ૪૬૦<br>
વારૂ તારો પ્રશ્ન પૂછ, તુજ તારા મુખેથકી,<br>
સ્વયે સ્વપનુ સ્વરૂપ, કે'વાકેરો ન્યાય છે;<br>
હશે મારી મતિ જેવી, તેવી સાખ પૂરીશ હુ,<br>
પછે ક્ષત્રીધર્મ ધારૂં, કેવો છવી જાય છે;

---

૪૫૯ તારૂ—(દુખરૂપી સમુદ્રથી) જૂઠું ઇ૦—હું જૂઠું ગાઇ જાણુ તો નથી—અર્થાત કદી ખોટુ બોલતો નથી.

૪૬૦ તે કારણ કહે છે. નિરતર ઇ૦ દેહનુ—અર્થાત પોતાનુ. એહનું—મરણ થાય તેનુ. મુખ ઇ૦—જેનુ મુખ હુ લહું—દેખુ છુ, તેના એટલે તારા અકારા વચન સાભળુ છુ અને તેથી તારા કૂડ કર્મને પણ લહું (જાણુ છુ)

પ્રશ્ન પૂછે તેને કે'વા, ઉત્તર તો સહુ પે'લા,
સ્વીકર્યો ધર્મ એવો, મનુથી મનાય છે;
માટે પ્રશ્ન પૂછો યક્ષ, સમક્ષ એવું જ્યાં કહ્યું,
દક્ષ લાગ્યો પૂછવાં તે, કવીશ્વર ગાય છે. ૪૬૧

## યક્ષપ્રશ્નોત્તર.

યક્ષ—સૂર્યકેરા ઉદયને, કોણ કરનાર કહે?
એની ચારે બાજુ કોણ, ફરનાર છે સહી!
અસ્ત એને કરે કોણ? એ વશી રહેછે કયહાં!
જાણતો હોય તો કહે, નીકર જાને વહી;
યુધિ૦—યુધિષ્ઠિર કહે બ્રહ્મા, ઉદય કરે સવિતા,
ચાર બાજુ તેની ફરે, નિર્જર સહુ લહી;
ધર્મ તેને અસ્ત કરે, સત્ય વિષે રહે તેહ,
એ કહ્યું યથામતિએ, અન્ય હું જાણું નહિ. ૪૬૨

---

૪૬૧ સ્વયે ઇ૦—સ્વયે ( પોતે ) સ્વયનું ( પોતાનું ) સ્વરૂપ કે'વું, એવો ન્યાય ( વ્યવહાર ) છે, માટે તુંજ તારે મુખેયકી તારા પ્રશ્ન પૂછ, ( તારા પ્રશ્નનું સ્વરૂપ તુંજ જાણે માટે તું પ્રશ્ન પૂછ ), રાખ પ્રીત—ઉત્તર આપીશ, ક્ષત્રીધર્મ ધારૂં—મારા ભાઇને મારનારનું વેર લેઉં. ત્યારે હમણાજ કેમ નથી મારતા ? તે વિષે કહે છે: પ્રશ્ન ઇ૦. મનુથી—સ્વાયંભુવમનુના વખતથી; અર્થાત્ ક્ષત્રિયજાતિની ઉત્પત્તિ થઇ ત્યારથી. કવિ કહે છે: સમક્ષ ઇ૦—જ્યાં યક્ષની સમક્ષ ( મો'ઢા આગળ ) યુધિષ્ઠિરે એવું કહ્યું ત્યાં તે દક્ષ ( ચતુર ) યક્ષ પ્રશ્ન પૂછવા લાગ્યો. કેવા પ્રશ્ન પૂછવા લાગ્યો તે કવીશ્વર ગાય છે–હવે વર્ણવે છે.

૪૬૨ સૂર્યકેરા ઇ૦—આ અર્ધા છંદથી ચાર પ્રશ્ન કર્યા છે: મહાભારતમાં લખે છે કે " किंस्विदादित्यमुन्नयति ? केचतस्याभितश्चराः ? कश्चैनमस्तंनयति ? कस्मिंश्चप्रतिष्ठति ? અર્થ છંદના પૂર્વાર્ધમાં કહ્યા પ્રમાણે છે. એનો ઉત્તર પણ તેમાંજ છે કે, " ब्रह्मादित्यमुन्नयतिदेवास्तस्याभितश्चराः । धर्मश्चास्तं

યક્ષ—કયું કાર્ય કરવાથી, વેદ ભણેલો ગણાય ?
કયમ કરી મોટું સ્થાન, પામે કોઈ જન તો ?
કિયા કારણથી થાય, બીજા એકલાના જેવો ?
કેમ મતિમાન બને ? વદ તું રાજન તો;
યુધિ૦—વેદાર્થને જાણવાથી, વેદ ભણેલો ગણાય,
તપે ઉચ્ચપદ પો'ચે, તાપ સહે તન તો;
અન્ય હોય સાથે તેવો, ધૈર્ય ધર્યાથકી થાય,
વૃદ્ધ સેવ્યે મતિમાન, કે'વાય સજ્જન તો. ૪૬૩
યક્ષ—ભૂસુરમાં સુરપણું, કહો કશું તો મનાય ?
સજ્જન જેવો શું ધર્મ, વિપ્રકેરો માંહી છે ?
મનુષ્યપણું કયું છે ? નીચ જેવું દ્વિજમાં શું ?
યથારથ કહે આજ, ચાર કેમ ત્યાંહી છે?
યુધિ૦—અંગસહ વેદ ભણે, દ્વિજમાં એ દેવપણું,
સજ્જન શો ધર્મ એ તો, તપશ્ચર્યા આંહી છે;
મનુષ્યપણું એ મણે, પરનિંદા નીચ સમું,
દ્વિજ માંહી તો મનાય, બ્રાહ્મણત્વ જ્યાંહી છે. ૪૬૪

---

धनप्रतिसत्येचप्रातितिष्ठति ॥ અર્થ છંદના ઉત્તરાર્ધમાં કહ્યા પ્રમાણે છે સવિતા—સવિતાને. નિર્ઝર—દેવ.

૪૬૩ બીજા એકલાના જેવો—પોતે એકલો છતાં જાણે પોતાની સાથે બીજો હોય, એવું શી રીતે બને ? ઉચ્ચપદ—મોટા સ્થાનમાં—મૂળ પ્રશ્ન "केनस्विच्छ्रोत्रियो भवति ? केनस्विद्विन्दतेमहत् ?। केनस्विद्द्वितीयवान्भवतिराजन् ! कनचबुद्धिमान् ? ॥ ઉત્તર—श्रुतेनश्रोत्रियोभवतितपसाविंदतेमहत्। धृत्या द्वितीयवान्भवतिबुद્धिमानवृद्धसेवया ॥" ઇત્યાદિ.

૪૬૪ ભૂસુર ઇ૦—ભૂસુર( બ્રાહ્મણ ) મા સુરપણું ( દેવપણું ) શું છે ? તેમનામા સજ્જન જેવો ધર્મ કયો છે ? તેમનામાં મનુષ્યપણું કયું

યક્ષ—શું ક્ષત્રીમાં દેવપણું, સજ્જનશો ધર્મ કયો ?
ક્ષત્રીતણું કહો હવે, આપ મોટા ભૂપ છો;
તેમનામાં નરપણું, વળી નીચ સરખું શું ?
મુને આજ કહો તમે, ધર્મ કેરા રૂપ છો;
યુધિ૦—શર અસ્ત્ર ધરવાં તે, ક્ષત્રીમાં મરૂતપણું,
મખ કરવા ઘણા એ, સજ્જન સ્વરૂપ છે;
ભય ભૂપ માંહી જેહ, મનુષ્યપણું છે તેહ,
શરણ આવ્યો રાખે નહિ, નીચ ખાલી કૂપ છે. ૪૬૫

યક્ષ—મખના સંબંધી કશું, સામ તે તું કહે રાય,
તે સંબંધી યજુ કશું, મારે જાણવું કહે;
કયાં તેમાંથીજ કોણ, મખને વરે છે કહે,
અતિક્રમે ન મખ, એવો, તે તું કો લહે;
યુધિ૦—માણ મખ સંબંધી છે, સામ આમ જાણો તમે,
મન મખસંબંધી છે, યજુ થઇને રહે;
એક ઋચા સદાવરે, મખને હું જાણું સહી,
અતિક્રમણ ન તેને, યજ્ઞ તો કરે સહે. ૪૬૬

---

છે ? તેમનામાં નીચજેવું શુ છે? એ ચાર સાંહી (મારા પ્રશ્નના વિષયમાં) કેમ (કેવી રીતે) છે? અગસહ—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ, એ છ અંગ સહિત. આંહી—અહીં— (બ્રાહ્મણમાં). મનુષ્યપણું ઇ૦—તેમને મરણ આવે છે એટલું તેમનામાં મનુષ્યપણું છે (નહિ તો તેઓ દેવજ છે) પરનિંદા ઇ૦—તેઓ જો પરનિંદા કરે તો તેમનામાં એ નીચ મનુષ્યોના જેવો ગુણ જાણવો. ૪૬૫ મરૂતપણું–દેવપણુ મખ—યજ્ઞ ખાલી કૂપ—ખાલી કૂવા જેવો.

૪૬૬. મખના ઇ૦– યજ્ઞના સંબધી સામ (સામવેદનો મંત્ર) તે શું છે ? અર્થાત્ સામમંત્ર એ યજ્ઞનું કયુ અંગ ગણાય ? અને એજ પ્રમાણે તે સબંધી ઇ૦—યજ્ઞ સંબધી યજુ (યજુર્વેદનો મંત્ર) તે શું છે ? કયા ઇ૦—ઉપર જે સામ અને યજુર કયાં તેમાથી મખને (યજ્ઞને) કોણ વરે

યક્ષ—ક્યારા બાંધનારને શું શ્રેષ્ઠ ? નૃપ આજ કહો,
મગ્રે કરનારને શું ઉત્તમ ? તમે ગણો;
પ્રતિષ્ઠાને ઇચ્છનારા, અનુત્તમ ગણે કયું ?
કરનાર પ્રસવ શું, શ્રેષ્ઠ પામે ? તે ભણો;
યુધિ૦—ક્યારા બાંધનારને છે, વરસાદ અતિ શ્રેષ્ઠ,
સંગ્રે કરનારને છે, ચારૂ બીજ તો શણો;
ઇચ્છનાર પ્રતિષ્ઠાને, સુરભિ ગણાય શ્રેષ્ઠ,
કરનાર પ્રસવને, શ્રેષ્ઠ પુત્ર છે ઘણો. ૪૬૭

યક્ષ—વિષયનો અનુભવ, કરતો જે જન વળી,
મતિમાન મોટો ઘણો, રાય સહુ સાંભળો;
પૂર્ણ પૂજ્યો હોય લોકે, માનવા માનવા યોગ્ય,
શ્વાસોચ્છ્વાસ લેનાર કો, જીવતો નથી કળ્યો !
યુધિ૦—યુધિષ્ઠિર કહે એનો, એક ઉત્તર કહું હું,
સમજ તું દક્ષ યક્ષ, ટાળી મન આમળો;
કિંકર અતિથિ દેવ, પિતૃ પોતે મળી પંચ,
તેમને ન આપે જેહ, શ્વાસ લે તોયે બળ્યો. ૪૬૮

---

છે. ( પસદ કરે છે ? અને મખ ( યજ્ઞ ) કોનું અતિ ક્રમણ ( ઉલ્લંઘન ) નથી કરતો ? અર્થાત્ કયા મંત્ર યજ્ઞમાં પ્રમાણ મનાય છે ? અનુક્રમે ઉત્તર આપે છેઃ પ્રાણ ઇ૦—સામવેદ એ યજ્ઞનો પ્રાણ છે, યજુર્વેદ એ યજ્ઞનું મન છે, ઋચા ( ઋગ્વેદના મંત્ર ) યજ્ઞને વરે છે અને તે ઋચાનું અતિ ક્રમણ યજ્ઞ કરી શકતો નથી.

૨૬૭ સંગ્રે—સંગ્રહ. અનુત્તમ—શ્રેષ્ઠ. ચારૂ—સુંદર. શણો—સુણો. ઇચ્છનાર ઇ૦—પ્રતિષ્ઠા ઇચ્છનારને. કરનાર ઇ૦—પ્રસવ કરનારને.

૨૬૮ વિષયનો ઇ૦—એવો કોણ છે કે જે ઇંદ્રિયોના વિષય ( શબ્દ,સ્પર્શ, રૂપ, રસ, ગંધ ) નો અનુભવ કરતો હોય, મોટો મતિમાન હોય, લોકોએ

યક્ષ—પૃથ્વીથી અત્યંત મોટું ? આકાશથી ઉંચું કશું ?
આજ મુને કહે ભૂપ, જાણી લેઉં હુંય તો;
વાયુથી ઉતાવળું શું ચાલે ? તેહ કહે મને,
તૃણથકી ઘણું કશું ? આજ કહે તુંય તો;
યુધિ૦—માતા અતિ માનો મોટી, મહી થકી મતિમાન !
નભ થકી ઉંચો જાણો, બાપ કહું છુંય તો;
અત્યંત છે સમીરથી, ત્વરિત માનસ યક્ષ !
તૃણથી ઘણી છે ચિંતા, કહું એમાં શુંય તો. ૪૬૯
યક્ષ—સુપ્તાવસ્થા માંહી કહો, કોણ આંખ મીંચે નહિ ?
ઉપજીને કોણ કહો, હાલ્યાચાલ્યા વગર તો રહે ?
હૈડું નથી કોને નૃપ ? વેગથી વધેછે કશુ ?
ઉત્તર તું આપ મારા, જાણતો હોય કહે;
યુધિ૦—સૂઈ રે'તાં મત્સ્ય નવ, ચક્ષ કદી મીંચે યક્ષ !
ઉપન્યા પછી ન હાલે, ઈંડું સ્થિરતા સહે;
હૈડું પાણાને ન હોય, વેગથી વધેછે નદી,
એવું સાંભળ્યું છે અમે, અન્ય હોય તું લહે! ૪૭૦

---

પૂર્ણ પૂજેલો હોય ( લાડીગા ) પ્રતિષ્ઠિત મનાતો હોય, અને શ્વાસોચ્છ્વાસ લેતો હોય તેમ છતાં તે જીવતો ન કહેવાય? એવો એક પ્રશ્ન છે. ઉત્તર આપે છે: કિંકરે ઇ૦—જે પુરૂષ પોતાના કિંકર(સેવક)ને, અતિથિને, દેવને, પિતૃને અને પોતાને કાંઇ આપે નહિ—પોષે નહિ એવો જે કંજુસ હોય તે શ્વાસ લેતો હોય તોય તે ભજ્યો ! મૂઆ જેવો છે !

૪૬૯. અત્યંત ઇ૦—સમીરથી ( વાયુથી ) અત્યંત ત્વરિત ( ઉતાવળું ) માનસ ( મન ) છે. ૪૭૦ પાણાને—પથરાને. અન્ય ઇ૦—જો બીજું હોય તો તું જાણે !

યક્ષ—કરનાર પ્રવાસને, મિત્ર કોણ ? મને કહે,
ગેહે વસનારને તો, મિત્ર કોણ થાય છે ?
મહારોગીનેજ કિયો મિત્ર ? કહી દેતું આજ,
નિકટ મરણ જેનું, મિત્ર કોણ થાય છે ?
યુધિ૦—સથવારો પ્રવાસીનો મિત્ર માનું અમો યક્ષ,
ગૃહવાસીકેરો મિત્ર, માનિની મનાય છે;
રોગી કે મા'રોગી ગ્રહો, વૈદ્ય તેનો મિત્ર સહી,
પાસે મર્ણવાળાને તો, દાન મિત્ર ગાય છે. ૪૭૧
યક્ષ—સહુ જીવતણો કહો, કોણ અતિથિજ ગણો ?
સનાતન ધર્મરૂપ, કહો શું કે'વાયું છે ?
વળી પીયૂષ કશુ છે ? આ જગત શું છે ? કહે,
જાણવું છે મારે સર્વ, તુથી જે લે'વાયુ છે;
યુધિ૦—સર્વનો અતિથિ અગ્નિ, ધેનુદુગ્ધ રૂપી સોમ,
હોમવું જે અગ્નિમાં તે, સતધર્મ ગાયું છે;
તેજ મોક્ષહેતુ તેથી સુધા, ને આ સર્વ જગત,
કવીશ્વર કહે કરી, કારણાત્મે વાયુ છે. ૪૭૨

---

૪૭૧. કરનાર ઈ૦—પ્રવાસ કરનારને મિત્ર કોણ છે ? ગેહે ઈ૦—ગેહે (ઘેર) વસનારને મિત્ર કોણ છે ? નિકટ—પાસે. ઉત્તર આપે છે: સથવારો ઈ૦. સથવારો—સાથ—કાફલો. 'સથવારા' નો અર્થ કવિએ સાથેજ માન્યો હશે કેમકે, "सार्थः प्रवसतोमित्रं भार्यामित्रंगृहेसतः । आतुरस्यभिषङ्मित्रं दानंमित्रंमरिष्यतः" એ પ્રમાણે મૂળ ગ્રંથમાં છે. તેમાં પ્રવાસીનો મિત્ર સાર્થ છે, એમ કહ્યું છે

૪૭૨ પીયૂષ—અમૃત તુથી ઈ૦—તારાથી જે લે'વાયું (સમજાયું) હોય તે મારે જાણવુ છે ઉત્તર આપે છે: સર્વ જીવનો અતિથિ અગ્નિ છે કેમકે સૌ કોઈને તે નિત્ય પૂજવા યોગ્ય છે. ધેનુ (ગાય)ના દૂધ રૂપી

પક્ષ—એકલો ફરે છે કોણ? ઉપજી ફરીથી વળી,
ઉપજે છે કોણ કહે? યુધિષ્ઠિર રાજતો;
ટાઢ વાય અતિ અતિ, ઔષધ તેનું તું લહે?
બીજ વાવવાનું મોટું, સ્થાન કહે આજ તો;
યુધિ૦—એકલો સવિતા ફરે, વલ્લભ કવિતા કરે,
ઉપજે મરે ને જીવે, શશાંક મા'રાજ તો;
દવાદારૂ તાઢ કેરૂ, પાવક મનાય પૂરો,
બીજે વાવવાનું સ્થાન, મોટું મહી કાજ તો. ૪૭૩
પક્ષ—પૂછ્યું યક્ષરાજે ત્યારે, ધર્મ અને યક્ષકેરૂં,
માને તારે મતે એવું, તું તો એક સ્થાન શું?
તેમ તરિ મતે હશે, સ્વર્ગ અને સુખ કેરૂં,
એકજ કહે ને આજ, સ્થાન છે રાજન શું?
યુધિ૦—છે ચાતુર્ય ધર્મતણું, દાન યશનું છે સ્થાન,
મારે મતે એમ માનું, કહે તારે ધ્યાન શું!

---

સોમ ( સોમરસ ) જે અગ્નિમાં હોમવો તે સતધર્મ ( સનાતન ધર્મ ) છે એમ શાસ્ત્રમા ગાયું ( કહ્યું ) છે. તેજ ( હોમ ) એ મોક્ષનો હેતુ (ચિત્તશુદ્ધિદ્વારા ) છે તેથી તે સુધા ( પીયૂષ ) છે. મોક્ષનું બીજું નામ અમૃત છે અને પીયૂષ એ અમૃતનો પર્યાય શબ્દ છે માટે મોક્ષને બદલે પીયૂષ શબ્દ વાપર્યો છે. ચોથા પ્રશ્નનો ઉત્તર આપે છે: ને ઇ૦—ને આ સર્વ જગત્ કારણાત્મે (કારણ રૂપે ) વાયુ છે —વાયુરૂપ કારણમાથી ઉત્પન્ન થયુ છે માટે વાયુ છે

૪૭૩ ઉપજી ઇ૦—એક વાર ઉત્પન્ન થઇને ફરીથી કોણ ઉપજે છે? બે વાર કોણ ઉપજે છે? ઉપજે ઇ૦–ચદ્રમા શુકલપક્ષમા ઉપજે છે, અમાવાસ્યાને દિવસે મરે છે અને પાછો શુકલપક્ષમા ઉપજે છે. લોકો કહે છે કે 'પડવાનો ચંદ્રમા પડીને ઉગે છે એ ઉપરથી ચદ્રને દ્વિજ ( બે વાર જન્મનારો ) કહે છે. શશાક–ચદ્ર. દવાદારૂ—ઔષધ. પાવક–અગ્નિ. મહી–પૃથ્વી. બીજ વાવવાનુ સ્થાન જે મહી તે મોટુ કાજ ( કાર્ય ) છે.

સત્ય સ્વર્ગનું છે સ્થાન, શીળ સુખકેરૂં માનું.'
યક્ષરાજ તમે મોટા, કહો ગૂઢ ગાન શું. ૪૭૪

યક્ષ—મનુષ્યનો આત્મા કોણ? દૈવકૃત મિત્ર તેનો,
કોણ! તે તું કહે મને, જાણવું છે માહરે;
ઉપજીવન કહે તું, જગતણું કશું અલ્યા!
આ જગતનો આશ્રય શું? કેવું એ તો તાંહ રે;

યુધિ૦—પુત્ર એ પુરૂષકેરો, આત્મા સુધી લોક કહે,
છે સ્ત્રી દૈવકૃત મિત્ર, જુગો જુગ જાહરે;
જગત ઉપજીવન તો, મેઘ મનાયે છે યક્ષ!
જગતાશ્રય દાન કે'છે, થાય જેણે વાંહ રે'! ૪૭૫

યક્ષ—ધન્ય માત્ર માંહી કહો, ઉત્તમ શું? યુધિષ્ઠિર!
ધન માત્ર માંહી તેમ, શું ચારૂ ગણાય છે?
લાભ માત્ર લેયે તેમાં, અનુત્તમ શું નૃપાળ!
સુખ માત્ર માંહી કહો વર, શું ભણાય છે?

યુધિ૦—ધન્ય માત્ર માંહી વર, ચાતુર્યને કહે લોક,
ધન માત્રે શાસ્ત્રધન, વારૂ એ જણાય છે;

---

૪૭૪. પૂછ્યું ઇ૦—ત્યારે (ફરીને) યક્ષરાજે પૂછ્યું કે તું તારે મતે જે જે ધર્મનું એકજ સ્થાન માને છે એવું શું છે? અને તેજ રીતે જેને યશનું એકજ સ્થાન માને છે એવું શું છે? અને તેમજ તારે મતે સ્વર્ગનું એકજ સ્થાન શું છે? અને સુખનું એકજ સ્થાન શું છે? એકજ શબ્દનો અર્થ અહીં મોટામાં મોટું' એવો કરવો. ઉત્તર આપે છે: છે ઇ૦. કહે ઇ૦—મારૂં કહેલું બરાબર ન હોય તો તારા ધ્યાનમાં શું આવે છે તે કહે. સુખકેર—(સ્થાન).

૪૭૫ ઉપજીવન—જીવવાનું સાધન. સુધી—સારી બુદ્ધિવાળા. વાહ રે!—વાહવા—કીર્તિ.

• લાભ માત્રે આરોગ્ય છે, સુખમાત્રે સંતોષ તો,
અનુત્તમ કહે સહુ, ખોટાં તો ઘણાય છે! ૪૭૬

યક્ષ—લોકમાત્રે શ્રેષ્ઠ ધર્મ, કયો ગણુછે તુ રાય?
સદા ફળદા કયો છે, ધર્મ ધર્મરાજ કે',
નિયમે શું રાખીએ તો, શોચ ન થાયે કદીએ,
કોની સાથે મિત્રાઇનુ, ન જીરણુ કાજ રે',

યુધિ૦—અક્રોધતા પર્મ ધર્મ, સદાફળદા કહ્યો છે,
વેદમાં જે ધર્મ ભાખ્યો, પુણ્યકેરી પાજ એ;
નિયમે રાખે જો મન, શોચ નવ થાય કદી,
સજ્જનની મિત્રાઇનો, થાયે નહિ તાજ તે. ૪૭૭

યક્ષ—શું તજીને પ્રિય થાય? શુ તજે ન શોચ થાય?
કહી દે જો જાણે તુ ય, સેલીસટ વાત છે,
શું તજેથી ધની થાય? શુ તજેથી સુખી થાય?
• પાત્ર જોઈ પૂછુ અમો, ઘણી તારી ખ્યાત છે!

યુધિ૦—અભિમાન તજે જેહ, વા'લો તે સહુનો થાય,

---

૪૭૬ અનુત્તમ-સર્વોત્તમ ધનમાત્રે-તમામ પ્રકારના ધનમા શાસ્ત્ર-ધન-શાસ્ત્ર રૂપી ધન-વિદ્યાધન વારૂ-ઠીક-ઉત્તમ

૪૭૭ સદા ફળદા—સદૈવ ફળ આપે એવો નિયમમા—કબજામા. કોની ઇ૦—કોની સાથે મિત્રતા રાખીએ તો તે જીર્ણ (જૂની—ઘસાઈ ગયેલી—અર્થાત્ ક્ષય) ન થાય ? અક્રોધતા ઇ૦—અક્રોધપણુ એ પરમ (શ્રેષ્ઠ) ધર્મ છે "आनृशंस्यपरोधर्म" એમ મૂળમા છે, તેનો અર્થ એવો થાયછે કે સજ્જનતા એ શ્રેષ્ઠ ધર્મ છે " અક્રોધપણુ એજ સજ્જનતા છે માટે કવિએ આનૃશંસ્ય નો અર્થ 'અક્રોધતા' કર્યો છે તે ઠીકજ છે બીજા પ્રશ્નનો ઉત્તર આપેછે સદા ફળદા ઇ૦—વેદમા જે ધર્મ ભાખ્યો છે તે પુણ્યની પાજ છે માટે તે સદૈવ ફળ આપનાર ધર્મ જાણવો. તાજ—ત્યાગ અર્થાત્ જીર્ણ થતી નથી

ક્રોધ તજ્યે શોચ નવ થાય, ક્રોધ ઘાત છે;
કામના તજ્યેથી થાય, ધનવાન ધનદશો,
લોભ તજ્યે સુખ થાય, વલ્લભ પ્રખ્યાત છે. ૪૭૮

યક્ષ—શું કરવા વાડવને, દાન આપવું તે કહે ?
શું કરવા આપવું કે', નટ નૃત્યકારને ?
શું કરવા કિંકરને, આપવું તે કહે મુને !
શું કરવા રાયને તો, આપવાનું ધારને !

યુધિ૦—દ્વિજને દેવું જે દાન, ધર્મ કારણે છે તેહ,
નટ નૃત્યકારને તો, યશકેરા સારને;
કિંકરને આપવું તે, તેના પોષણને માટે,
નૃપને જે આપવું તે, ભયકેરા ભારને. ૪૭૯

યક્ષ—કેમ લોક વીંટાઇને, રહ્યા છે તે કહે મુને ?
શાથી ન પ્રકાશ થાય, કહી દ ઉતાવળો?
કેમ મિત્રો કરે ત્યાગ, કારણ કહે તું તેનું ?
શાથી સ્વર્ગ ના પમાય ? ચાર પ્રશ્ન સાંભળો;

યુધિ૦—અજ્ઞાને વીંટાયા લોક, શોક તજી સાંભળો એ,
અંધકારથી ન થાય, પ્રકાશ તમે કળો;
મિત્રો ત્યાગ કરે લોભે, શોભે કુસંગતે નહિ,
સ્વર્ગમાંહી જાય નહિ, અર્થ હજી ના વળ્યો ? ૪૮૦

યક્ષ—કે'વાય મરેલો કેમ, માનવ તે કહે મુને ?
દેશ મરેલો કે'વાય, તેહ કહે તુંય તો ?

---

૪૭૮ પ્રિય—વાહાલો. ક્રોધ ઘ૦—કેમકે ક્રોધ એ ઘાત રૂપ છે. કામના-કરેઈચ્છા—તૃષ્ણા. ધનદશો—કુબેર સરખો. ૪૭૯ યશકેરા ઘ૦—યશના સારને ( માટે ). ભયકેરા ઘ૦—અર્થાત્ ભયકેરા ભારમાંથી છૂટવાને માટે.૪૮૦ શોભે ઘ૦—કુસંગતિએ કરીને મનુષ્ય શોભે નહિ અને સ્વર્ગમાં પણ જઈ શકે નહિ. ( ચોથા પ્રશ્નોનો ઉત્તર ).

શ્રાદ્ધ મરેલું કે'વાય, કેમ તેનું કારણ કે' !
મખ મર્યો કે'વાય શે, કહે ધર્મી છું ય તો ?
યુધિ૦—મરેલો દરિદ્રી માનું, નૃપવનો દેશ પણ—
મારે મતે છે મરેલો, તમો કહો શું ય તો;
વેદારથહીનદ્વિજ, શ્રાદ્ધ તે મરેલું જાણો,
દક્ષિણા વિનાનો મખ, મૂઓ માનું હું ય તો. ૪૮૧

યક્ષ—દિશા કે'વી કોને કહો ? આજ તમે દક્ષ મોટા,
પાણી શું તે કહો મને ? પાણીવાળા રાય જો;
અન્ન તથા વિષ કોને, કહીએ તે કહો રાય ?
શ્રાદ્ધકાળ ભાખો પછે ? યક્ષ પાણી પાય જો !
યુધિ૦—સજ્જન નર છે દિશા, નભ વિશવશા જગ,
ધાન્ય ધેનુદુગ્ધ યક્ષ ! મત્પક્ષ જણાય જો;
યાચના એ વિષ માનું, સતપાત્ર મળે દ્વિજ,
શ્રાદ્ધનો છે કાળ ત્યારે, પાણીની છે નાય જો ! ૪૮૨

યક્ષ—તપનું લક્ષણ કશું, જાણતો હોય તો કહે ?
દમ કોને કે'વો ભૂપ ? દમમાં આવી ભણ્યો;

---

૪૮૧ વેદારથ ઇ૦—વેદના અર્થને જાણનારા બ્રાહ્મણ વિનાનું શ્રાદ્ધ મરેલું જાણો. અર્થાત્ જે શ્રાદ્ધમાં વેદાર્થને જાણનાર બ્રાહ્મણ નહિ હોય તે શ્રાદ્ધ નિરર્થક છે. મખ—યજ્ઞ.

૪૮૨ આછંદમાં પાંચ પ્રશ્ન છે. સજ્જન ઇ૦-(કેમકે સારે રસ્તે જવાની દિશા તે બતાવે છે). નભ ઇ૦— ( કેમકે મેઘનું પાણી નભ—આકાશમાંથી પડે છે ). ધાન્ય ઇ૦—ધેનુનું દૂધ તે ધાન્ય છે ( કેમકે તેવડે જીવાય છે ). યાચના ઇ૦-ભીખ માગવી તે ઝેર છે( કેમકે તેથી હલકાઇ આવે છે ). યક્ષે કહ્યું હતું કે તું આ ઉત્તર કરે તો યક્ષ તને પાણી પાય, તેના ઉત્તરમાં કહે છે: પાણીની ઇ૦—પાણી પીવાની મારે ના છે—પાણી તો નથીજ પીવું !

ક્ષમા કોને કહીએ કો'? તમા તેની છેજ મારે,
લજ્જા કહે કોને તુ પ? પાડવ મોટો ગણ્યો!
યુધિ૦—જે સ્વધર્માચારી થવું, તેજ તપ માનુ અમો,
માનસનુ દમન તે, દમ યક્ષ મે શણ્યો;
શીતોષ્ણાદિ દ્વદ્વ સહે, ક્ષમા અમો કહુ તેને,
અયોગ્ય જે કરે નહિ, લજ્જા રૂપ એ લણ્યો. ૪૮૩
યક્ષ—રાજ યુધિષ્ઠિર આજ, કહે જ્ઞાન તે શુ હશે?
શમ કોને કે'વો? ભાઈ! શમતા સાચી ધરે,
દયા દરિયાવ જેવો, કહે દયા કે'વી કોને?
કોમળતા કશુ હશે? કહે આજ ઉગરે!
યુધિ૦—સમ્યક પ્રકારે જાણે, તત્વાર્થને તેહ જ્ઞાન,
ચિત્તશાતતા અતિ તે, શમ મહુ કે' ખરે,
સર્વ સુખી થાય એવું, ઇચ્છે તેહ દયા જાણો,
સર્વગમ સમાનતા, કોમળત્વ ઉચ્ચરે ૪૮૪

---

૪૮૩ સ્વધર્માચારી—પોતાનો ધર્મ આચરનાર માનસ ઇ૦—મનને દમવુ તેજ દમ નામે ગુણ છે એમ હે યક્ષ! મે સાભળ્યું છે શીતોષ્ણાદિ દ્વદ્વ—ટાઢ તાપ વગેરે જોડા ટાઢ અને તાપ, ભૂખ અને તરસ, સુખ અને દુખ, એના જોડાને દ્વદ્વ કહે છે એ જોડાનુ સહન કરવાનો જે ગુણ તેને અમો ક્ષમા કહિયે છીએ અયોગ્ય ઇ૦—જે પુરૂષ અયોગ્ય કરે નહિ અર્થાત્ અકાર્ય (નહિ કરવા યોગ્ય કાર્ય) થી જે દૂર રહે તેના તે ગુણને લજ્જા કહેવી મૂળમા "ह्रीरकार्यनिवर्त्तनम्" એ પ્રમાણે છે એ લણ્યો—અર્થાત્ એને પસદ કર્યો

૪૮૪ શમતા ઇ૦—તુ સાચી શમતા ધરે છે માટે તને 'શમ તે શુ' એવો પ્રશ્ન પૂછ્યો છે દયા ઇ૦—દયાના દરિયાવ જેવો તુ કહે ઇ૦ તત્વાર્થને— સ્વરૂપને કોમળત્વ—આર્જવ—સરળતા "आर्जवसमचित्तता-સર્વ ને વિષે અથવા સર્વ કાળ સમાન ચિત્ત રાખવુ તેને આર્જવ (સીધાપણુ) કહે છે" એવો અસલ ગ્રથમા પાઠ છે

યક્ષ—કષ્ટથી જીતાય નહિ, એવો નરઅરિ કોણ?
શું અસાધ્ય રોગ કહો? યુધિષ્ઠિર જાણ છો!
સાધુનું સ્વરૂપ કહો! અસાધુનુ તેવુ સહુ?
જાણવું છે માટે વદો, ભલાતણા ભાણ છો!

યુધિ૦—કષ્ટથી ન જીતાય તે, નરઅરિ કૂડો કોપ,
લોભ તે અસાધ્ય રોગ, તમે ક્યાં અજાણ છો!
ભદ્ર સહુ પ્રાણીતણું, ઇચ્છે તેહ સાધુ ખરો,
નિર્દય અસાધુ આપ, કેમ કહું પ્રાણ છો!! ૪૮૫

યક્ષ—મહામોટા મહીપાળ! મોહ તેહ કશું હશે?
અભિમાન કોને કહો? તમારા તો મતથી;
આલસ્ય તે કે'વું કોને? તેમ શોકનુ સ્વરૂપ?
કહી પાણી લેઇ જાઓ, પીઓ પૂરી પતથી!

યુધિ૦—ધર્મ મધ્ય મૂઢપણું, મોહ અમો માનું તેને,
આત્મસ્તુતિ અભિમાન, (એ)માનું મારી મતથી;
ધર્મ કર્મ કરવું ન, આલસ્ય તે યક્ષરાજ!
શોકરૂપ અજ્ઞાન છે, કહ્યું ગૂઢ ગતથી. ૪૮૬

---

૪૮૫ નરઅરિ—નરનો અરિ. ભાણ (ભાનુ)—સૂર્ય. ભદ્ર—ભલું. કેમ ક૦—તમે તેવા અસાધુની પ્રાણ છો એમ હું કેમ કહું? અર્થાત્ તમે તો સાધુ છો! વક્રોક્તિ. તમે અસાધુ છો તે તમારાં કર્મ ઉપરથીજ જણાઇ આવે છે; મારે મોઢે કહેવાની શી જરૂર છે એ વ્યંગ્ય.

૪૮૬ પતથી—વિશ્વાસથી. ધર્મકર્મ ઈ૦—ધર્મ રૂપ કર્મ ન કરવું તે આળસ. શોક ઇ૦—અજ્ઞાન એજ શોક. પંચદશીમાં કહ્યુ છે કે "आत्मानचेद्विजानीयादयमस्मीतिपुरुष. । किमिच्छन्कस्यकामायशरीरमनुसंज्वरत्॥"—"જો પુરૂષ એમ જાણે કે હું તે આ વસ્તુ (આત્મા) છુ અર્થાત તેને આત્મજ્ઞાન થાય તો પછી શું ઇચ્છીને અને શાને અર્થે તે પરૂ પરિતાપ પામે—

યક્ષ—સ્થિરપણું તેહ કશું ? અજાતઅરિ ! કો' આજ,
　　ધૈર્ય શું તે કહો મુને ! ધૈર્યધર ધીર છો;
　　અનુત્તમ મજ્જન શું ? તીર્થ તો અનેક કહ્યાં,
　　દાન કોને કે'વું કહો ? દાતારમાં વીર છો;
યુધિ૦—સ્વધર્મમાં સ્થિર થવું, સ્થિરતા કહું તે આ,
　　ઇંદ્રિય નિગ્રહ ધૈર્ય, પૂછવામાં પીર છો;
　　મનમેલ ત્યાગવો તે, મજ્જન છે મારે મત,
　　પ્રાણી રક્ષા એજ દાન, તેના તમે તીર છો.　　૪૮૭
યક્ષ—પૂરેપૂરો પંડિત કો ? કે'વો કોને નાસ્તિક તો ?
　　જાણો તેવું કહો ભૂપ ! સત્યના સ્વરૂપ છો;
　　કામના કહોછો કોને ? તેમ મત્સરનું કહો ?
　　મૂળ તો હું જોઉં નહિ, ભૂપ તો અનુપ છો;
યુધિ૦—ધર્મજ્ઞ તે પંડિત છે, અધર્મજ્ઞ અને અજ્ઞ,
　　જાણવો તે નાસ્તિક તો, આપ મહારૂપ છો;
　　જન્મમર્ણ આપે જેહ, કામના તો કે'વી તેહ,

---

શોક કરે ! પણ આત્માના અજ્ઞાનને લીધેજ તે શોક કરે છે." ગૂઢગતથી—અધ્યાત્મ સિદ્ધાંતને અનુલક્ષીને.

૪૮૭ મજ્જન—સ્નાન. ઇંદ્રયનિગ્રહ—ઇંદ્રિયોને કબજે રાખવી તે. પીર-પીર જેવા. મનમેલ —રાગ ક્રોધાદિકની વાસનાઓ. તેના. ૪૦—તે પ્રાણી રક્ષાના તમે તીર ( કાંઠા-સીમા ) રૂપ છો. વક્રોક્તિ. અર્થાત્ પાણી રક્ષારૂપી સમુદ્રના તમે કાંઠા રૂપ છો. એટલે [illegible] ઉપર પાણી નથી હોતું તેમ તમારે વિષે [illegible] આ હોય નહિ [illegible] પ્રાણી રક્ષાના તીર ( બાણ ) રૂપ છે [illegible] નો નાશ [illegible] મારા ભાઈઓને માર્યા છે માટે ).

મત્સર એ હૃદે તાપ, મહામતિરૂપ છો. ૪૮૮

યક્ષ—અહંકાર કે'વો કોને, જાણતા હશો નૃપાળ?
તેમ દંભ કેરૂં કહો? સ્તંભ સ્થિરતાતણા?
દૈવ દૈવ કરી રહ્યા, તેહ દૈવ કશું હશે?
પૈશૂન્ય સ્વરૂપ કહે? મોટાઇમાં ના માણા!

યુધિ૦—બૃહત્ અજ્ઞાન તેહ, અહંકાર માનું હુંય,
દેખાડવા ધર્મ ધરે, દંભ એ દંભી ઘણા;
દાનકેરૂ ફળ દૈવ, દૂષણ દે પારકાને,
પૈશુન્ય તે પૂરેપૂરૂં, એવા છે ઘણા જણા! ૪૮૯

યક્ષ—ધર્મ અર્થ અને કામ, એ ત્રણ છે પરસ્પર!
નિત્ય વિરોધી નૃપાળ, તેનું શું કે'વાય છે?
તેહ તને કહી પૂછું, ઉત્તર તું આપ્ય મને,
સમાગમ એમનો શો, એક સ્થાને થાય છે?

---

૪૮૮ તેમ ઈ૦—મત્સરનું મૂળ કહો કેમકે તે હું જોઉં નહિ—જાણતો નથી. અથવા મત્સરનું મૂળ તમે મને કહો, એટલે પછી હું તમારા સામું જોઉં નહિ—તમને દુઃખ નહિ દઉં. અધર્મજ્ઞ ઈ૦—જે અધર્મજ્ઞ (ધર્મને નહિ જાણનારો) અને અજ્ઞ(મૂર્ખ) હોય તેને નાસ્તિક કહેવો. આપ તો મોટા રૂપવાળા છો માટે સઘળું જાણો છો! વક્રોક્તિ અર્થાત્ આપ તો નાસ્તિકનું મોટું રૂપ છો!—મહાનાસ્તિક છો! જો એમ ન હોય તો અપરાધ વગરના મારા ભાઇઓને શા માટે હણ્યો? જન્મમરણ ઈ૦—જે વસ્તુવડે જન્મ અને મરણ થાય છે તેને કામના કહેવી. અને જેનાવડે હૃદયમાં તાપ (સંતાપ) ઉપજે તેને મત્સર કહેવો. મહામતિ ઈ૦—આપ મોટી બુદ્ધિના કૂવા જેવા છો!

૪૮૯. બૃહત્ ઈ૦—મોટું અજ્ઞાન તે અહંકાર. દેખાડવા ઈ૦—જે બીજાને દેખાડવાને ધર્મ આચરે તે દંભ જાણવો: એવા દંભી જગત્માં ઘણા છે. દાન રૂપ કર્મ કરવાથી જે ફળ મળે તેનુ નામ દૈવ. અને જે પુરૂષ પારકાને દૂષણ આપે છે તેના દૂષણ આપવાના ગુણને પૈશુન્ય કહે છે.

યુધિ૦—રાય કહે અગ્નિ હોત્ર-ધર્મ સ્ત્રી વિના ન થાય,
સ્ત્રી જો સાવધાન રહે, (તો) ધર્મ અર્થ સાંધે છે !
કામની તે કામ પૂરે, એમ ધર્મ અર્થ કામ,
એક સ્થાને મળે યક્ષ ! એવો મહિમાય છે. ૪૯૦

યક્ષ—ભૂષણ ભરતકુળ, આડ નરમણિ નૃપ !
પૂછું પ્યાર આણી આજ, ઉત્તર તું દે સહી;
કયુ કૃત્ય કરવાથી, અક્ષય નરક નર,
પામે તે તુ કહે મને, પછે જા પાણી લઇ ?

યુધિ૦—યાચનાનો કરતાર, મહાદીન દ્વિજ તેડી,
પછે કહે કાંઇ નથી, આપવાનુ જા વહી !

---

૪૯૦ ધર્મ ઈ૦—ધર્મ કરવાથી અર્થાત્( દ્રવ્ય )નો ક્ષય થાય છે, તથા કામ સધાતો નથી ( ઇચ્છાઓ—કામનાઓને નિયમમાં રાખ્યા વિના ધર્મ સાધનો નથી માટે ), માટે ધર્મ સાથે અર્થ અને કામ એ બન્નેનો વિરોધ છે. અર્થ ઉપાર્જન કરતા ધર્મ સધાતો નથી ( કેમકે ધર્મ સાચવવાથી અર્થોપાર્જનામા વિઘ્ન થાય છે તથા ધર્મ સાધતાં અર્થનો વ્યય કરવો પડે છે માટે ) તથા કામ પણ સધાતો નથી ( કેમકે તે પણ અર્થવ્યય કરવાથીજ સિધ્ધ થાય છે માટે ), માટે અર્થ સાથે ધર્મ અને કામ એ બન્નેનો વિરોધ છે કામ સાધતાં ધર્મની હાનિ થાય છે તથા અર્થનો વ્યય થાય છે માટે કામ સાથે ધર્મ અને અર્થ એ બન્નેનો વિરોધ છે. એવી રીતે એ ત્રણે પરસ્પર નિત્યવિરોધી ( જે વિરોધનું નિવારણ થઇ શકે નહિ એવા વિરોધવાળા ) છે. એમ છતાં એ ત્રણે એક સ્થાનમાં શી રીતે મળી શકે-સિદ્ધ થઇ શકે ? ઉત્તર આપે છેઃ રાય ઇ૦—રાજા કહે છે કે સ્ત્રી સહિત અગ્નિહોત્ર કરનાર પુરૂષને એ ત્રણે એક સ્થાને પ્રાપ્ત થાય છે. સ્ત્રી સહિત અગ્નિહોત્ર કરવાથી ધર્મ થાય છે અને સ્વકીયા સ્ત્રી હોવાથી ધર્મથી અવિરૂદ્ધ કામ પણ સધાય છે તેમજ અગ્નિહોત્ર રૂપી ધર્મવડે અર્થ પ્રાપ્તિ પણ થાય છે

ધર્મશાસ્ત્ર વેદ દ્વિજ, ગુરુપિતૃ ધર્મ નિંદ,
ધની લોભે દીન થાય, નર્કથી છૂટે નહિ. ૪૯૧

યક્ષ—કુળ આચરણ અને, નિગમ અંગે સહિત,
આગમ સરવ પાઠી, હોય કોઇ દ્વિજ તો;
તો તેને કયાથકી ત્યાં, બ્રાહ્મણત્વ ભૂપ ! થાય ?
એ કહે જો મુને તુંય, મન પામે રીઝ તો,

યુધિ૦—કુળ અંગ સહવેદ, અધ્યયન આગમનું,
વિપ્રત્વ કારણ નથી, કહું તેનું બીજ તો;
અગ્નિહોત્ર કરનાર, ઇંદ્રિયોને જીતનાર,
સદાચાર ધારનાર, દ્વિજ મેઘ બીજ તો. ૪૯૨

## ધૌમ્યાગમન.

વળી યક્ષ પૂછે પ્રશ્ન, દ્રૌપદી ! દ્રૌપદી ! એવે,
આર્તિનાદ સુણ્યા ઘણા, ઘરડા ભૂદેવના;
હાય હાય મને મૂકી, નાથ નાથ મેંજ મૂકી,

---

૪૯૧ ભૂષણ ઈ૦—ભરતકુળમાં ભૂષણરૂપ હે શ્રેષ્ઠ નરમણિ રાજા ! અક્ષય નરક—અનંત કાળ સુધી નરક યાચનાનો કરનાર—માગનાર. પછે ઇ૦—અર્થાત્ તેને નિગમ કરીને કાઢે. બીજો કોણ અક્ષય નરક પામે તે કહે છેઃ ધર્મશાસ્ત્ર ઈ૦—ધર્મશાસ્ત્ર, વેદ, બ્રાહ્મણ, સુર (દેવ), પિતૃઓ, અને ધર્મ, એ સર્વની નિંદા કરે તથા પોતે ધની (ધનવાન) છતાં લોભવડે દીન થાય (દાન ભોગ કરે નહિ) તે માણસ નરકથી છૂટે નહિ.

૪૯૨ આગળ—શાસ્ત્ર ગયાપછી—એ કહ્યાં તેમાના કયાવડે બ્રાહ્મણત્વ મળે છે ? અર્થાત્ કુળવાન્ તે બ્રાહ્મણ, કે સદાચારી તે બ્રાહ્મણ ? કે વેદપાઠી તે બ્રાહ્મણ ? કે પછી શાસ્ત્રપાઠી તે બ્રાહ્મણ ? મન ઈ૦—તો મારું મન રીઝ પામે. વિપ્રત્વ—બ્રાહ્મણપણું. મેઘબીજ—એ બ્રાહ્મણને મેઘમાં જેમ વીજ પ્રકાશિત હોય છે તેવો પ્રકાશવાળો જાણવો.

ચતુરા ! તું તો ન ચૂકી, દ્વિજ કેરી સેવના ! °
ઊભી રે' ઊભી રે' હવે, ક્યાં ગઇ ! ક્યાં ગઇ ! કહે,
વેગે પાંચ ખોળું મળ્યા, સારથિ તો એવના;
દ્વિજ સદાચારી હું તો, સત્ય વદું કૃષ્ણા ! સહુ,
તૃષ્ણા જાય તૂટી, મારી શપથ છે દેવના ! ૪૯૩
એવે કોઇ સર જોઇ, કહે ગુરૂ આવો આમ,
તૃષા લાગી ઘણી ઘણી, મૃષા નવ ભાખિયે;
દ્રૌપદીને ખોળી કાઢું, ગાઢ વન પા'ડમાંથી,
અન્ન કૃષ્ણા જડ્યે ખાઉં, દીનત્વ શું દાખિએ !
પાણી વિના પ્રાણ જશે, સારથ્યાદિ-છાત્ર સહુ,
એક સ્વરે કહે એમ, ગુરૂ દયા રાખિયે;
કહ્યા વના કેટલા ત્યાં, સર તીર ધાઇ આવ્યા,
કર્મમાં ન પાણી પીવું, આવ્યા કૂડી સાખિયે ! ૪૯૪
પડી પદ્મિની નિહાળી, પાંડવ પડ્યા લહ્યા ત્યાં,
કહ્યું ગુરૂ આવો આવો, અહીં વિપરીત છે ! !
સતી સહ પતિ પડ્યા, હાય હાય ખરી વાત !
ધાઓ ધાઓ ધૌમ્ય ગુરૂ, ભારે અહીં ભીત છે !

---

૪૯૩ આર્તનાદ—પીડામાં પડેલાની બૂમો. ઘરડા ભૂદેવના-ધૌમ્ય ઋષિના. ધૌમ્યએ બોલે છે ? હાય હાય૦—હાય હાય ! મને મૂકી........ ( ને ગઇ ) એમ અડધું બોલતાં ફરીને તેને સુધારીને બોલે છે કે નાના, મે જ તને મૂકી દીધી છે ! ચતુરા-દ્રૌપદી ! વેગે૦-હવે હું એ પાંચને વેગથી ખોળી કાઢું છું કેમકે એવના ( એમના ) સારથિઓ મને મળ્યા છે ! જો હું ખોટું બોલતો હોઉં તો તૃષ્ણા૦—અર્થાત્ મને મારી આશાના સમ છે !

૪૯૪ કોઇ—કોઇ શિષ્ય. મૃષા—જૂઠું. છાત્ર-વિદ્યાર્થી. આવ્યા૦—તેથી કૂડી ( નઠારી ) સાખિયે આવ્યા —અનિષ્ટ દેખાવના સાક્ષીભૂત ( જોનાર ) થયા !

ગુરૂદેવ આવ્યા ધાઇ, જોઇ પડયા પ ચને તે,
'મહાકષ્ટ માહી પડયા, પ્રભુ આ અનીત છે !!
પાચ જણા મૂઆ કેમ, યુધિષ્ઠિર ગયા કયાહી,
દ્વિજને નિમિત્ત ચોટયુ, ધન્ય સતી ભીત છે !! ૪૯૫

## મહીપાળમેળાપ.

એવે યુધિષ્ઠિરે દીઠા, મહાદીન ધૌમ્ય ગુરૂ,
રાઇ ધાઇ નમ્યો જાઇ, પીડ કૈંક જાય છે,
અરે યુધિષ્ઠિર આ શું, કેમ પૃથ્વી સૂતા ચાર,
કયારે કૃષ્ણા આવી અહીં, ઘોર વાયુ વાય છે!
આકાશમા થયો શબ્દ, પાડુસૂનુ મૂઆ પાંચ,
પાચાલી સુણીને દોડી, કોણ કષ્ટ કાય છે,
તેની પૂઠે અમો સહુ, દક્ષિણ દિશામા આવ્યા,
વિખટા પડયા અ ધારે, કે'તા દુ ખ થાય છે! ૪૯૬

---

૪૯૫ ભીત ( ભીતિ )—ભય અનીત—અનીતિ ગુરૂ દેવના મનમા થતા ત્વરિત ફેરફારદ્વારા તેના મનની વ્યગ્રતા વર્ણી છે હે પ્રભુ ! આ અનીતિ થઇ છે ! આ પાચ જણા કેમ મુઆ ? યુધિષ્ઠિર ક્યા ગયા ? અરણી કાષ્ઠવાળા બ્રાહ્મણને આ પાડવના મરણનું નિમિત્ત ચોટયું ! સતી ( દ્રૌપદી ની પ્રીતીને' ધન્ય છે ! એ ઉદાહરણોથી જણાય છે કે તેમનુ મન એક વિષય ઉપર સ્થિર નથી

૪૯૬ રાઇ—રાજા ( યુધિષ્ઠિર ) પીડ૦—રાજાને જોતાથી ધૌમ્ય ની પીડા કાઇક અ શે ઓછી થાય છે ધૌમ્ય યુધિષ્ઠિરને પ્રશ્ન કરીને તેના ઉત્તરની રાહ ન જોતા પોતાનુ વૃત્તાત ટુકામા કહી જાય છે ઘોર ઇ૦— હમણા જે ઘોર ( ભયાનક ) વાયુ વાય છે તે વાયુ ભેગો આકાશમા શબ્દ થયો કે 'પાચ પાડુસૂનુ મુઆ ' તે સાભળીને પાચાની ( દ્રૌપદી ) દોડી

## ધૌમ્યકોપ.

જોઈ યક્ષ ધૌમ્ય ગુરૂ, કે'વા લાગિયા તે ઘડી,
બી'વા લાગિયા તથાપિ, તપ લહી બોલિયા !
અરે દુષ્ટ ! પાંડવને, કૂરકર્મી ! તેજ હણ્યા,
બાળી ભસ્મ કરૂં તને, કાંઇ તોલ તોલિયા;
યજમાન મારા હણ્યા, તે કાજે તજું હું તપ,
શાપ દઇ ભસ્મ કરૂં, એમ વદી ડોલિયા;
સર જઇ જળ લઇ, સંકલ્પ કરીને કહે,
રાય વારેવાર વાર, ગુરૂ ! દૈવે બોળિયા ! ! ૪૯૯

## યક્ષયાંચના.

મહાઋષિ કોપ તજો, વાંક રજ નથી મારો,
શાપો અપરાધ વિના, તપ વ્યર્થ જાય રે;
પરભાર્યું પાણી જાણી, અટક મને ન આણી,
હાણી માગી આણી પડયા, કરે કોણ સા'ય રે !
પ્રશ્નતણા ઉત્તર આ, આપતો ઊભો છે રાય,
રે'શે તેણે જીવતો એ, સુણી કંપી કાય રે;

---

પડી તેથી હું ઉડયો, એમ કહેવાને બદલે શોકમાં અતિસંક્ષિપ્ત સમાચાર કહ્યા છે ) તપ્યાં ઇ૦—પછી અમે તુચ્છ તૃષ્ણા ( ભાઇઓના મરણનું કારણ ધ્યાન કરીને જાણવા રૂપ ) ધરી તેવામાં આ યક્ષરાજ અમે યજ્યા—પૂજ્યા. અર્થાત્ બધા અનર્થના હેતુરૂપે આ યક્ષરાજ માલમ પડી આવ્યા !!—

૪૯૯ બી'વા લાગિયા—( નીતિસ્વભાવ વર્ણન ). ગુરૂ ! ઇ૦—યુધિષ્ઠિર કહે છે કે હે ગુરૂ ! એ યક્ષ શું કરે ? દૈવે આપણને બોળ્યા (દુઃખના દરિયામાં ) છે ! અર્થાત્ યક્ષને શાપ દેવાનું કાંઇ કારણ નથી

હર્ષ અતિ પામે તેહ, અખુશી નિવારતા ૫૦૨
દિવસાનુદિવસ તો, પ્રાણી યમલોક પ્રત્યે,
જાય તે જુએ છે ઘણા, તોય કેમ થાય છે?
હવે રહ્યા તેહ નર, સ્થિર થઇ રે'શે સદા,
તેથકી આશ્ચર્ય અન્ય, યક્ષ ! શું કહેવાય છે !!
નિશ્ચય રહિત તર્ક, ભિન્ન ભિન્ન શ્રુતિ ફર્ક,
તેમ નથી એક ઋષિ, તેણે શું સદાય છે:—
મત પ્રમાણ ન થાય, તેણે ધર્મ રૂપ ગુહ્ય,
માટે સદાચારી જાય, માર્ગ તે મનાય છે. ૫૦૩

---

૫૦૨ સુખી ઈ૦—આશ્ચર્ય શું છે ? તે કહીને સુખી રહો હવે ઈ૦—હે ધર્મધારતા (ધર્મધારી—યુધિષ્ઠિર !) તને ધન્ય છે, હવે થોડું પૂછવાનું છે પથ—માર્ગ માર્ગ કયો ? વારતા ઇ૦—વાર્તા કયી ? દરી ઇ૦—એ પ્રશ્નોના ઉત્તર આપવાથી તારા ભાઇનો મારનાર તને દેખાશે પાચમે ઇ૦—જે માણસ ધાન્ય ન મળવાથી કેવળ શાક ( ફૂલ, પાદડાં, વગેરે ) રાધીને જમતો હોય અને તે પણ નિત્ય ન મળવાથી પાચમે કે છઠ્ઠે દિવસે જમતો હોય, તથાપિ જો તેને માથે ઋણ ( દેવું ) ન હોય અને કોઇ ઋણી ( ઋણ ધીરનાર ) આવીને ડારતા ( ડારનાર ) ન હોય તો તે હર્ષ પામે છે, અર્થાત્ સુખી છે. બીજો કોણ સુખી તે કહે છે પ્રવાસ ઇ૦—જેને પ્રવાસ ( મુસાફરી ) કરવાનો ન હોય તો તે અખુશીનું નિવારણ કરનાર અતિ હર્ષ પામે છે

૫૦૩ આશ્ચર્ય કયું ? એવા બીજા પ્રશ્નનો ઉત્તર આપે છે દિવસાનુદિવસ ઇ૦—દિવસાનુદિવસ ( દરરોજ ) પ્રાણીઓ યમ લોકમા જાય છે તેમને જે જુએ છે, તોય તેના મનમા કેવું થાય છે, તે હું કહું છું; તેના મનમા એમ થાય છે કે હવે જે આપણે અને બીજા રહ્યા છીએ તે સદાકાળ સ્થિર થઇને રહીશું. એવું જે ધારવું તેથી બીજું કયું આશ્ચર્ય છે ! કયો માર્ગ ? એવા ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપે છે જે માર્ગે સદાચારી જાય તે માર્ગ ( શ્રેષ્ઠ ) મનાય છે તે માનવાના કારણ કહેછે નિશ્ચય ઇ૦—તર્ક ( અનુમાનાદિ ) નિશ્ચય રહિત છે—અસ્થિર છે કેમકે એક તર્ક સ્થાપિત થયા પછી પ્રતિવાદીઓ બીજા બળવત્તર તર્કથી તેનું

અધુના તો કોણ નર, જીવેછે તે કહે મુને ?<br>
જાણવું છે મારે વળી, તારે મન સ્વલ્પ તો;<br>
સમગ્ર કો ધનવાળો ? એટલું કહી દે મને,<br>
કવિ કેવો જોઇએ ? તે, ઉતાવળે જલ્પ તો;<br>
તેનો તું સ્વભાવ કહે ? જોઇએ શું અધ્યયન ?<br>
જાતિ કયી જોઇએ કે' ? રૂડો આજ કલ્પ તો. ૫૦૫

યુધિ૦—પવિત્ર કરમથી જે, કીર્તિતણો રવ યક્ષ !<br>
ભોમ વ્યોમ વ્યાપ્ત થાય, તે જ્યાં સુધી સ્થિર છે;<br>
ત્યાં સુધી જીવે છે જન, એમ જાણવુંજ નકી,<br>
બાકી મૂઆ સર્વ જાણો, ભલે ધીરવીર છે;<br>
જેને પ્રિય ને અપ્રિય, સુખ અને દુઃખ વળી,<br>
ભૂત ને ભવિષ્ય ભાસે, એક પય નીર છે;<br>
એ દ્વંદ્વ સમાન જેને, તેને જાણો યક્ષરાજ,<br>
સમગ્ર તો ધનવાળો, અન્ય તો અધીર છે. ૫૦૬<br>
કવિ કેવો જોઇએ તે, હવે કે'વું છેજ મારે,<br>
અક્કડ ને ફક્કડ તો, કવિ કહેવાય છે;

---

૫૦૫ જલ્પ—અર્થાત્ બોલ્ય. રૂડો ઇ૦—એમ પ્રશ્નના ઉત્તર કહીશ એટલે આજ રૂડો કલ્પ થશે—અર્થાત્ તે ઘણું સરસ કર્યું કહેવાશે આ છંદમાં પેહેલીના બે પ્રશ્ન અસલ સંસ્કૃત ગ્રંથમાંના છે; અને છેલ્લા કવિ સંબંધી ચાર પ્રશ્ન વલ્લભના પોતાના તરફના છે.

૫૦૬ પેહેલા પ્રશ્નનો ઉત્તર કહે છેઃ પવિત્ર ઇ૦. રવ—શબ્દ. અર્થાત્ જ્યાં સુધી પવિત્ર કર્મથી ઉત્પન્ન થયેલી કીર્તિ પૃથ્વી તથા, આકાશમાં વ્યાપ્ત થયેલી છે ત્યા સુધી તે જીવતો છે એમ જાણવો. બીજા પ્રશ્નનો ઉત્તર કહે છેઃ જેને ઇ૦ સમાન બુદ્ધિવાળો સંતોષી એજ મોટો ધનવાન છે. અર્થાત્ ધનવાનના જેવી તેને તૃપ્તિ રહે છે. દ્વંદ્વ—જોડાં.

કવિનો સ્વભાવ કહુ, એક ચિત્તે સાંભળ્ય તુ,
જોઇએ સ્વતંત્ર તેહ, જેહ કવિરાય છે,
અધ્યયન કવિતણું, આજ કહુ દક્ષ સુણ,
સર્વ શાસ્ત્ર શીખ્યો હોય, તેહ કવિ થાય છે,
જાતિ કવિતાણી હવે, રહી બાકી કે'વાની તો,
દ્વિજભાને ક્ષત્રી ગ્રહો, અન્યથા તજ્નય છે     ૫૦૭

## યક્ષપ્રસન્નતા.

યક્ષે કહ્યુ યુધિષ્ઠિર, જીવતો તે જન કહ્યો,
સમગ્ર ધની કહ્યો તે, કવિકેરૂ સૌ કહ્યું;
હવે બાકી કશુ નથ, પૂછવાનું રહ્યુ મારે,
હવે હુ પ્રસન્ન થયો, ડા'પણ તારૂ લહ્યુ !
પડ્યા તારા ભાઇ ચાર, તેમાથી જીવાડુ એક,
માગી લે તુ મુખ તારે, કષ્ટ અતિ તે સહ્યુ !
નારી નરને છે ઘણી, ઉપયોગી યુધિષ્ઠિર,
તેને કે'તો ઉઠાડુ હુ, કષ્ટ જાય સૌ વહ્યુ !!     ૫૦૮

## અજાતઅરિઅવિશ્વસતા.

યુધિષ્ઠિર કહે યક્ષ, રાતા જેના નેત્ર અતિ,
શ્યામ વર્ણવાળો, મહાસાગ દ્રુમ જેવડો,
મારાલ છે છાતી જેની, કાંતિ કે'વાય ન એની,

---

૫૦૭ હવે પોતાના કિલ્પ ઃ કરેના પ્રશ્નોના ઉત્તર આપે છે મનિ ઇ૦ દ્વિજભાવે ઇ૦—જો દ્વિજ કવિ ન ગજે તો કદાપિ ક્ષત્રિય કવિ થઇ શકે, પણ અન્યથા (બીજે પ્રકારે—બ્રાહ્મણ કે ક્ષત્રિય વિના બીજા કોઈ કવિ થાન તો તે) તજ્નય છે ૫૦૮ તેને—નારીને (દ્રૌપદી)

નીતિ રીતિ શુદ્ધ તેની, લઘુ પણ એ વડો;
એવો મારો ભાઇ જેહ, સહદેવ નામવાળો,
જીવાડવો ધારો તમે, જીવાડતાં ના અડો;
આપની ઈચ્છામા આવ્યુ, વરદાન દેવું હોય,
આપીએ તો મને યક્ષ! ઘાટ કાઇ ના ઘડો. ૫૦૯

## યક્ષવચન.

દશ યક્ષ પૂછે ત્યારે, ભીમભડ તને પ્રિય,
આશ્રય અર્જુન તારો, તેને કેમ ત્યાગતો?
ઓરમાઈ ભાઇ તારો, સહદેવ જેહ તેહ,
જીવાડવા ઇચ્છે તુય, ખરૂ નથી માગતો!
સગ્રામની માય જેનુ, દશ સંસ હસ્તી સમું,
બળ અને વીર્ય વડુ, તે ન અનુરાગતો;
સહદેવ જીવે અને, મૂઓ રહે ભીમસેન,
યુધિષ્ઠિર સત્ય કહુ, ઉંઘતો કે જાગતો!! ૫૧૦

---

૫૦૯ અજાત અરિ અવિરામતા—યુધિષ્ઠિરની સમાન બુદ્ધિ પડેલા પાચમાથી એકને જીવાડવાનું ઠર્યું ત્યારે લાચારીએ યુધિષ્ઠિરે તેટલાનો પણ સ્વીકાર કરીને સૌથી નાના ભાઈ સહદેવને જીવાડવાની માગણી કરી અને તેને ઓળખાવવા માટે તેનું રૂપ મ્હેરા માડયુ. રાતા ઘ૦—માસન— માસથી ભરાયલી લઘુ ઘ૦—એ લઘુ ( નાનો )છે, પણ ગુણેકરીને વડો છે ના અડો-ન આટિકો ઘાટ ઘ૦—હવે મનમા કાઇ બીજા વિચાર કરશો નહિ ( ૨ ખેને વિચાર કરવાથી મન ફરીજાય અને એટલુ વરદાન પણ આપવાનુ માડી, વાળે!)

૫૧૦ તે ઘ૦—તેના ઉપર અનુરાગતો ( પ્રીતિ કરતો ) નથી! ઊંઘતો ઘ૦—તુ તે ઊંઘમા બોલે છે ( દુ ખથી ભ્રમિત થઈને વગર વિચાર્યે બોલે છે ) કે જાગતો હોઈને ( પૂરા વિચારથી ) બોલે છ?

ભીમ પ્રિય તુને અતિ, એમ નર જાણે સહુ,
સહદેવ માહી કશું, સામર્થ્ય છે ભૂપતિ!
છવ્યો નોય ભાલે એહ, નવ જીવ્યો નોય કશું!
ભુપ આવી કશ ન, તુ તો છે મહામતિ!!
જેના બાહુ બળતણો, આશ્રય જાણો છો તમે,
એવા મોઢ પાર્થની શે, જાણતો નથી ગતિ!
તજ્ય ભવે તેમને તુ, પણ ધર્માદિક મળે,
તેની દ્રૌપદી ન વાચ્છે, રૂચે નવ એ રતિ!! ૫૧૧

## ધર્મરક્ષણ.

ધર્મસુનુ કહે યક્ષ! ધર્મ તજ્યાથકી તેહ,
ધર્મ તજનારને તો, હણે એમ હુ લહુ,
સાચવેલો ધર્મ જેહ, સાચવનારની રક્ષા,
દીક્ષા ધરી કરે રક્ષ, સત્ય એ તુને કહુ,
તેણ ધર્મ ત્યાગુ નહિ, અધર્મ હુ માગુ નહિ,
ધાર્યો ધર્મ હણ નહિ, કષ્ટ હુ ભવે સહુ!
અવિષમપણુ એજ, પરમ ધરમ માનુ,
વિષમ મતિ ન વાચ્છુ, દૂર હુ સદા રહુ. ૫૧૨
યક્ષરાજ! છે એવુ સૌ, માટે સહદેવ જીવો,
વળી લોક મને માને, ધર્મશીલ રાજ તો,

---

૫૧૧ આશ્રય—અર્થાત્ જેના બાહુબળનો આશ્રય કરીને તમે રહેલા છો ૫૧૨ તેહ-ધર્મ દીક્ષા ધરી—અર્થાત્ રક્ષણ કરવાનુ વ્રત ધારણ કરીને અવિષમપણુ—સમાન બુધ્ધિ રાખવાપણુ દૂર—(વિષમ બુદ્ધિથી) સગાભાઇ અને ઓરમાઇ ભાઇમા વિષમ બુદ્ધિ ન રાખવી એ ધર્મ છે

તેણે કરી મારે નવ, ધર્મથી ચલાયમાન,
કદી યક્ષરાજ ! થવું, સત્ય કહું આજ તો;
કુંતી અને માદ્રિ બેય, પત્નીઓ મારા પિતાની,
તો ઉભય પુત્રે વાળી, થાઓ મહારાજ તો;
માદ્રિ અને કુંતી વિષે, વિષમતા નથી મુને,
બંને એ સમાન થાય, વધે પુણ્ય પાજ તો. ૫૧૩
શાસ્ત્રકેરૂં વચન જે, શિરચઢાવું છુ હુંય,
ધર્મ કર્મ પત્નીથકી, સર્વે સિદ્ધ થાય છે;
વિષમપણુ છે આમાં, માટે વનિતા ન વારછુ,
અધર્મ જો થાય પછે, સહે રહી કાય છે;
વિનવી હું કહું પ્રભુ, સહદેવ જીવો ઝટ,
ધૌમ્ય ગડભાગ કરે, આ તે કેવો રાય છે !
એવે અદ્ભુત હવુ, વિમાનમાં બેશી દેવ,
ત્યાંહી તતખેવ આવ્યા, કવિ સહુ ગાય છે. ૫૧૪

## સુરાગમન.

ઇંદ્ર ઐરાવત ચઢી, આવિયો સુરમાં અગ્ર,
બૃહસ્પતિ ગુરૂસાથ, કહે ધન્ય ભૂપ છે !

---

૫૧૩ ઉભય–બન્ને. પુણ્યપાજ—પુણ્યરૂપી સેતુ ૫૧૪ વિષમપણું ઇ૦—પત્નીથકી ધર્મ કર્મ સિદ્ધ થાય છે માટે પત્નીને જીવાડવી એ ધર્મ છે તથાપિ એ ધર્મમાં વિષમપણુ છે (પાછળ કહ્યું તેવું સમાનપણું એમાં જળવાતું નથી. અને એમ છતા પણ જો અધર્મ થતો હોય તો આ મારી કાય રહી, તે સહે ! કવિ ઇ૦— હવે તે સહુ વર્તમાન કવિ કહેશે.

સવિતા કહે છે સત્ય, પાળી જાણ્યું તેજ પૂર,
અશ્વિનીકુમાર કહે, ધન્ય તારૂં રૂપ છે ।
વાંકા મટયા દિન જ્યારે, ત્યારે વાંકા સીધા થયા,
વાયુ કહે વાહ વાહ, રાય તો અનુપ છે।
પાવક ને અષ્ટ વસુ, વળી બીજા દેવ સર્વ,
ધન્યવાદ અર્પી કહે, સત્યનું સ્વરૂપ છે ।। ૫૧૫

## પાંડવપુનર્જિવન.

એમ આવના લહીને, અસંખ્યાત સુર તહીં,
શિષ્ય સારથિ બિહે છે, ધૌમ્ય ગુરૂ કંપતા;
રાય ડરેછે અપાર, વળી ધીરજને ધારે,
ધર્મ નથી ત્યાગ્યો મેં'ય, કોણ મને ચંપતા ।।
વળી ધન્ય ધન્ય સુણું, ભય નથી તેણે કાંઇ,
નિશ્ચે હશે સુર સહુ, ભૂમિમાં ન ઝંપતા;
એવે દક્ષ યક્ષ બોલ્યો, ભર્તકુળ ભૂષણ તું,
કામાર્થથી વિષમતા, નથી એજ સંપતા. ૫૧૬

---

૫૧૫ વાંકા સીધા થયા— જે દેવ વાંકા હતા તે સીધા થયા. સત્યનું સ્વરૂપ છે- ( યુધિષ્ઠિર અધ્યાહાર ).

૫૧૬ ડરે છે-( તેમનું આવવાનું કારણ ન જાણીને ). કોણ ઇ૦— તો મને ચાંપે એવો કોણ છે ? વળી ન ડરવાનું બીજું નિમિત્ત શોધી કાઢે છેઃ ધન્ય ધન્ય ઇ૦. ઝંપતા—સ્થિર થતા પૃથ્વી ઉપર સ્થિર થતા નથી— પગ મૂકતા નથી—નિરાધાર રહે છે માટે એ નિશ્ચય સર્વે સુર ( દેવો ) હોવા જોઇએ કામાર્થથી—કામ અને અર્થ ( દ્રવ્ય ) એ બનોવડે તારામાં વિષમતા ( વિષમ બુદ્ધિ ) નથી એજ તારી સંપતા( સંપન્નતા—સર્વગુણસંપન્નપણું ) છે.

તારા ભાઇ છવો સહુ, પત્ની પતિધર્મ પાળો,
અધર્મને જોઇ ટાળો, મારૂ વરદાન છે;
યક્ષકેરાં સુખ વેણે, પાંચ જણ ઊઠ્યા તર્ત,
અવનવુ જોવું તદા, ગંધર્વનુ ગાન છે!!
પડે પુષ્પવૃષ્ટિ ઘણી, અપ્સરા નાચે અપાર,
સુખ સુખ દશે બધે, ત્રિવિધિના તાન છે;
પછે યુધિષ્ઠિર પૂછે, દક્ષ યક્ષને નમીને,
(તુ) દાનવારિ દેવેંદ્ર શુ, એમ અનુમાન છે! ૫૧૭

## વરદાનપ્રાપ્તિ.

ઇંદ્ર વિના નથી કોઇ, હણનાર મારા બંધુ,
હર હરિ સાયકારી, અમારા ગણાય છે;
કહો પ્રયોજન કશુ, આવુ દુ:ખ દેવાતણુ,
અરે પ્રભુ કષ્ટ કેર્વા, મુખથી ભણાય છે!!
યક્ષ કહે અહો તાત! ભૂષાણુ ભરતકુળ,
પરાક્રમી કોમળ તું, જોતામા જણાય છે;
તારો પિતા ધર્મ હું છુ, આ કૃત્યનો કરનાર,
ધન્ય ધન્ય! તાર્યો મને, કષ્ટ તો હણાય છે!! ૫૧૮
સુરરાય ઊભા આ તો, સવિતાને શરિ સહુ,
તારા પર રીઝી કહે, ધર્મધર રાય છે,

---

૫૧૭ ત્રિવિધિના તાન—વાદ્ય, નૃત્ય અને ગાન દાનવારિ ઇ૦—તુ દાનવોનો અરિ (શત્રુ) એવો દેવેંદ્ર (ઇંદ્ર) છે શુ!

૫૧૮ પરાક્રમી ઇ૦—તુ પરાક્રમી છતા કોમળ (હૃદયાવાળો) છે અથવા તુ કોમળ પરાક્રમ (અધર્મનો પરાજય કરવા રૂપ) કરનારો છે.

પરીક્ષા કરવાને કાજ, પઠાવ્યો'તો સુરરાજ,
તર્યો તું ને તાર્યો મુને, ધન્ય ધરી કાય છે !
યશ સત્ય દમ શૌચ, આર્જવ ને લજ્જા વળી,
માનસની સ્થિરતાને, દાન જે કે'વાય છે;
તપ બ્રહ્મચર્ય ભાઈ, મારાં અંગ સર્વ જાણ,
વળી કહું બીજાં મને, સુખ અતિ થાય છે ! ૫૧૯
અહિંસા સમતા શાંતિ, અમત્સર તપ શૌચ,
એહ મુને પામવાનાં, દ્વાર તો મનાય છે;
ક્ષમાદિક પંચ જેહ, આત્મ સાધન કહ્યાં છે,
તારે વિષે તે રહ્યાં છે, લક્ષણ લે'વાય છે;
ક્ષુધા તૃષા શોક મોહ, જરા મૃત્યુ ષટ્પદીનો,
જય તેં કર્યો જરૂર, ( જો ) તારા ગુણ ગાય છે;
સાંભળી આનંદ પામ, પરીક્ષા કરવાને આવ્યો,
સુત ઘણો ભાવ્યો મને, તન આ તણાય છે !! ૫૨૦

---

૫૧૯ ધર્મના અંગ કહે છે: યશ ઇ૦. દમ—મનનો નિગ્રહ. શૌચ—પવિત્રતા. આર્જવ—સીધાપણું. લજ્જા—અકૃત્યમાં પ્રવૃત્ત થતાં માનહાનિ થવારૂપ ભય. માનસની સ્થિરતા—મનની સ્થિરતા.

૫૨૦ સમતા—સુખ દુ:ખાદિમાં એક સ્વરૂપે રહેવાપણું. અમત્સર-પારકા ગુણો જોઇને દુ:ખી નહિ થવાનો ગુણ. શમાદિક પંચ—શમ, દમ, તપ, તિતિક્ષા (સહનતા) અને શ્રદ્ધા. એમાં સમાધાન ઉમેરીને શમાદિષટ્ક નામે આત્મસાધન પણ વર્ણ્યું છે. ક્ષુધા ઇ૦—ક્ષુધા (ભૂખ), તૃષા ( તરસ ), શોક, મોહ, જરા (વૃદ્ધા ), અને મૃત્યુ, એ ષટ્પદી( છ સ્થાન )નો તેં જય કર્યો છે—તેમને તું જીત્યો છે. તન ઇ૦—મારું તન તારા તરફ તણાય છે-આકર્ષાય છે.

માગ માગ મારા સુત, મુખ માગ્યુ આપુ તને,
કવીશ્વરે એવી ઘડી, એક વાર આણીતી,
દ્વિજઅગ્નિકાષ્ટ માગ્યા, મૃગ લઈ ગયો જેહ,
પાઘ પે'રાવી કવિએ, કવિતા વખાણીતી,
યક્ષે કહ્યું એ તો મેજ, પરીક્ષા જોવાને હર્યા,
પિતાએ કર્યું'તુ' એમ, સુતરીત જાણીતી,
આપ્યા કાષ્ટ તર્ત આણી, આનદ થયો અપાર,
વીરજીએ પાઘ આપી, પ્રેમથી પ્રમાણીતી ૫૨૧
બંનેતણા બાપે કહ્યુ, બીજુ કાઇ માગો સુત,

---

૫૨૧ આ છદમા કવિ ધર્મની સાથે પ્રેમાનદને અને યુધિષ્ઠિરની સાથે પોતાને સરખાવે છે માગ માગ ઇ૦—ધર્મ કહે છે કે હે મારા સુત! તુ મારી પાસે માગ માગ, તુ જે મુખે માગીશ તે હુ તને આપીશ એવાજ વચન આ કવીશ્વરે ( વલ્લભે ) પણ એકવાર પોતાના બાપના મુખમાથી કઢાવ્યા હતા! "હિ દી ભાષાની કવિતા સમાન કવિતા ગુજરાતી ભાષામા જો બને તો હુ પ્રસન્ન થાઉ' એવો પ્રેમાનદનો નિશ્ચય હોવાથી વલ્લભે પાડવ વિષ્ટિ લખીને કવિને પ્રસન્ન કર્યા હતા તથા તેમને પાઘડી પેહેરાવી હતી, એ વૃત્તાતને ઉદ્દેશીને આ કથન છે અર્થાત્ મે પણ બાપને પ્રસન્ન કરીને તેની પાસે એવાજ શબ્દો કહેવરાવ્યા હતા! યુધિષ્ઠિરે શુ માગ્યુ તે કહે છે દ્વિજ અગ્નિકાષ્ઠ ઇ૦-વલ્લભે શુ માગ્યુ? પાઘ ઇ૦ યક્ષે ઇ૦-યક્ષે એમ કહ્યુ કે એ અરણીકાષ્ઠ તો મે તારી પરીક્ષા જોવાને હર્યા હતા, અને પિતા ( પ્રેમાનદે ) પણ એમજ કહ્યુ હતુ અર્થાત્ તારી પરીક્ષા જોવાને મે એવી વાત કહી હતી! સુતરીત ઇ૦—કેમકે તેમણે પોતાના સુતની રીત જાણી હતી!—મારો દીકરો એવો પરાક્રમી છે કે તારી પ્રતિજ્ઞા પૂર્ણ કરશે, એમ તે જાણતા હતા! યક્ષે અરણીકાષ્ઠ આણી આપ્યા અને અહી વીરજીએ ( પ્રેમાનદના શિષ્યે ) પાઘ આપી જે પિતાએ પ્રેમથી પ્રમાણ કરી હતી—સ્વીમારી હતી પ્રેમાનદનુ નામ શ્લેષ શબ્દોથી આપ્યુ છે માટે મુદ્રાલકાર.

માગ્યું ધર્મે તેજ ભાખું, પછે કહું માહરૂં;
ઘંટીએ બેસવું જેની, ગીતાં તેનાં ગાવાં પે'લાં,
ધર્મસૂનુ માગે ધર્મ, જગતમાં એ જાહરૂં;
કવીશ્વરે માગ્યું કહું, પુસ્તક તમારાં જેહ,
મુને સર્વ મળે પિતા! આપિયું તે તો ખરૂં;
ધન્ય ધર્મસૂનુ ધન્ય! કવીશ્વર ધન્ય તને!
ઉભયને લોભ નવ, સત્ય સહુ ઉચ્ચરૂ!! ૫૨૨

## સુરવિસર્જન.

કહ્યું ઇંદ્રે અર્જુનને, ધર્મ ધરો તરો ત્યારે,
વાયુ કહે વૃકોદર! ધર્મ ધરો ધ્યાન તો;
અશ્વિનીકુમાર એવું, સમજાવે સુતને તો,
શચી સતીને કહે છે, (છે) ધન્ય આ રાજાન તો;
સર્વ સુર પછે કહે, ભદ્ર થાઓ તમારૂં તો,
દુનિયાનું દુઃખ હરો, એમાં મોટું માન તો;
પૃથ્વી આ પીડાય ઘણી, દુઃખ તેનું દૂર કરો,
કહી એમ ઉંચાં ચઢ્યાં, ઝળોઝળ યાન તો. ૫૨૩

---

૫૨૨ તમારી વાત પછી શામાટે કહો છો? તેનો ખુલાસો કરે છેઃ ઘંટીએ ઇ૦. અર્થાત્ જેના વિષે ગ્રંથ લખવા બેઠા તેની વાત પેહેલી કહેવી જોઈએ એ ન્યાય છે! આપિયું ઇ૦—તે તો આપ્યું પણ ખરૂં! હવે બન્ને દાનપાત્ર પુરૂષોને વખાણે છેઃ ધન્ય ઇ૦. શામાટે ધન્ય કહ્યા? ઉભયને ઇ૦.

૫૨૩—ધર્મના પુત્ર યુધિષ્ઠિરનો ધર્મવડે વિજય થયો તે જોઇ બીજા દેવો પોતપોતાના પુત્રાદિને શીખામણ આપવા મંડી જાય છેઃ કહ્યું ઇ૦. વૃકોદર—ભીમ! શચી— ઇંદ્રાણી. સતી—દ્રૌપદી. યાન—વિમાન.

## પાંડવાશ્રમગમન.

ગયા જ્યારે દેવ સર્વે, ત્યારે પાંચ પાંડુ સુત,
સાથે સતી લેઇ બેઠા, રથમાંહી તે ઘડી;
પીડા પડી તેની વાત, અન્યોઅન્ય કરતા તે;
અંગ નવરંગ થયાં, ક્ષુધા તૃષા ના નડી !
ધન્ય ધર્મરાજ એમ, વાર વાર કહે સહુ,
પાર્થથી અધિક પ્રભુ, પીડા કાંઇ ના અડી !
પાર્થે પૂર્ણ કષ્ટ વેઠયાં, તોય સહુને ન થયાં,
તેજ દેવદર્શન તો, કર્યાં શાં નીચાં પડી !!          ૫૨૪
એમ આનંદની વાતો, અનેક અનેક થાય,
નંદન વનશુ વન, ચાલતાં તે દેખતા;
સુખ જ્યારે થાય ત્યારે, દુઃખ નાશી જાય ત્યાંથી,
સુખી છતાં દુઃખી કહે, દેવ તો ઉવેખતા;
એમ સુખી થતા આવ્યા, આશ્રમ નિકટ સહુ,
વિકટ તો વહી ગયું, સારૂં સારૂં પેખતા;
આંખે આવ્યો મોર અને, કરૂણા ન પો'ર ગાવી,
તોર તોડે એવો રસ, મૂર્ખ કવિ લેખતા !!          ૫૨૫

---

૫૨૪ પાર્થે ઇ૦—અર્જુને પૂર્ણ કષ્ટ વેઠયાં ( તપ કરવા ગયા ત્યાં ) તોય દેવનાં દર્શન માત્ર તેમનેજ થયાં—બીજાને કરાવાયાં નહિ, તે દેવનાં દર્શન અમે આ શાં નીચાં પડીને ( નમસ્કાર કરતાં )કર્યાં !!

૫૨૫ સુખી ઇ૦—પોતે સુખી છતાં જે દુઃખી કહે તેને દેવો ઉવેખે છે—દેવો તેની દરકાર કરતા નથી ! વિકટ—વિકટ સંકટ. આંખે ઇ૦—લોકોમાં કહેવત છે કે "આંખે આવ્યો મોર અને વાત કહીશું પોહોર " પણ મારે તો પોહોર પણ કરૂણા ગાવી નથી ! કરૂણા ગાવી ગાઇને મારૂં પેટ ભરાઇ ગયું ! [ શામાટે કરૂણા રસ છતાં તેને નથી ગાવી એમ કહોછો ? તોર ઇ૦.

## કવીશ્વરશોચન.

આવો ગ્રંથ લખ્યો અમે, કહ્યું પિતા રીઝ્યા તમે !
વાત નવ કરી જમે ! દમે બાપ સાપ શા !!
હવે ઓછું રહ્યું કશું, જુઓ છેટું છે બે તસુ,
અડી આકાશમા વસુ, વસુ તજું તાપ શા;
બ્રહ્મહત્યા ગણું નહિ, પિતાઘાતતણું નહિ,
પાપ હોય શણું નહીં, હણું સહી બાપ શા,
કવીશ્વર કર્યો મને, તેણે સાખી રહુ મને,
ચાલતુ ન પ્રેમકને, ધને અમે આપ શા ૫૨૬

---

૫૨૬ હવે કવિ પોતાનુ દુખ રડે છે આવો ૪૦. પિતા—કવિ પ્રેમાનદ ! વાત ૪૦—પણુ તે વાત તેમણે જમે કરી નહિ—આ ગ્રંથથી હુ પ્રસન્ન થયો છુ, એવુ કહ્યુ નહિ એમ સાપની પેઠે બાપ અમને દમે છે–દુખ દે છે ! ! અમે મહા મેહેનતે ગ્રંથ લખીએ અને એ નાપસંદ કરે એ શુ ઓછુ દુખ ! બાપે ગ્રંથ પ્રમાણુ ન કર્યો તેથી કવીશ્વર રીસાય છે હવે ૪૦—હવે હુ બાપને તો ગણુતો નથી, કેમકે તેમણે મારો ગ્રંથ પ્રમાણુ કર્યો નહિ ! અને બીજો તો કોઈ મારા કરતા અધિક છે નહિ, ત્યારે હવે હુજ એક મોટો કવીશ્વર રહ્યો તેથી મારે અને આકાશને બે તસુ છેટુ છે ! અર્થાત્ બાપ મારા ગ્રંથને માન આપતા નથી ત્યારે હું શું ઉચો જાઉં ! ! વસુ ૪૦—તે મને પ્રસન્ન થઈને વસુ આપે તેને તો હુ તાપ (અગ્નિ) સરખા જાણીને તજુ છુ. રીસ પ્રકટ કરે છે બ્રહ્મહત્યા ૪૦—મારા ગ્રંથને વખોડનાર મનુષ્યને મારતા બ્રહ્મહત્યા થાય તે હું ગણું નહિ, અને તે પિતા હોય તો પિતાઘાતનુ પાપ પણુ મને લાગે નહિ અને, કદાપિ લાગતુ હોય તો તે પાપ હુ ગણુ નહિ, પણુ મારા બાપ સરખા(મારા ગ્રંથના નિંદક)ને તો હણુ એ સહી (નિશ્ચય) જાણવુ. ત્યારે કેમ હણતા નથી ? તેનું કારણુ કહે છે મને તેમણે કવીશ્વર કર્યો છે તેથી હુ મારા મનમા તેમનુ કહેવુ સાખી રહુ છુ, અને વળી પ્રેમકને (પ્રેમાનદ પાસે) અમારૂ ચાલતુ પણુ નથી, (અથવા તેમના પ્રેમની આગળ મારી

પિતા દયા ધરો કાંઇ! માલ છે ઘણો આ માંઇ!
કો'શું કવિ! તજ્યું આંઇ, સાંઇ જેવા શુદ્ધ છો;
પ્રાસ અનુપ્રાસ તજ્યા, 'હાય' શબ્દ ઘણા યજ્યા;
તોય અમને ન ભજ્યા! સજ્યા શાસ્ત્ર બુધ છો;
થોડા માંહી સારૂં સહુ, વિનવી પિતાજી કહું,
બહુ દમ્યે કશું બહુ, રહું બંધ ક્રુદ્ધ છો!
શું કહો કે કરચ થાય? વલ્લભ શું હારી જાય?
ગાયું આપકેરૂં ગાય? હાય! શા વિરૂદ્ધ છો!! ૫૨૭

## રામયાંચના.

કપટી જે રામ રૂપ, તેને નમે કવિ ભૂપ,
કેવું રૂપ છે અનુપ, કૂપ કપટીતણું;
સીતા એ'વા કાજ જેણે, લક્ષ્મણને વાર્યો વેણે,

---

ઉદ્ધતાઈ નભતી નથી ). તમારે તેમની પાસે ધનની ગરજ પડતી હશે માટે તેમના આગળ નહિ ચાલતું હોય, એવી શંકા દૂર કરે છેઃ ધને ઇ૦—ધનમાં તો અમે આપશા ( પોતાના ) જેવાજ છીએ—અર્થાત્ ધનમાં તો અનુપમ છીએ! અનન્વયાલંકાર.

૫૨૭ પિતાને વિનતિ કરે છેઃ આમા ઇ૦—આ ગ્રંથમાં. કો' ઇ૦—હે કવિ! તમે સાંઇ ( ફકીર ) જેવા શુદ્ધ છો તો કહો કે આંઇ ( આ ગ્રંથમાં ) મેં શુ તજ્યુ છે? તમને ન ગમે તે તજ્યું છે અને ગમે તે રાખ્યું છે તો તો ગ્રંથને વખાણો, એમ કહે છેઃ પ્રાસ ઇ૦. યજ્યા—પૂજ્યા—યોજ્યા. ન ભજ્યા—ન વખાણ્યા! સજ્યા ઇ૦—તમે શાસ્ત્ર સજ્યા છો અને બુધ ( પંડિત ) છો. બહુ ઈ૦—બહુ દમવાથી કાંઇ બહુ છે? પણ તમે ક્રુદ્ધ છો એમ જાણીને હું બંધ રહું છું. શું ઇ૦—શું તમે એમ કહો છો કે નાશથી થાય તે તે કરચ!

કાજ ઊઠી કર્યું તેણ, એણે દિન તે ભણું;
મારવો'તો રાવણને, ભુંડી માત કરી જને,
ધન્ય ગયા રામ વને, મને લાગે દામણું;
વિડારિયો વાલિ જેહ, કોણ જુએ ધારી તેહ,
રહી ગુપ્ત ગાઢી દેહ, ખેહ કરી જે શણું. ૫૨૮
જામાતા લક્ષ્મણકેરો, હાથે કરાવ્યો ઉચેરો,
મહીનાર કેરોફેરો, હેરો મન આંકડો;
સીતાને તો શુદ્ધ જોઇ, તોય લોકલાજ હોઇ,
કહે મુને નવ કોઇ, રોઇ અતિ રાંકડો;
ધીજ પતિજ કરાવી, પત્ની પાવક ધરાવી,
જાણી જોઇ જે હરાવી, રંડાવી શે માંકડી?
સતી ગર્ભવતી તજી, લોકલાજ ભલી ભજી,
ન આણ્યા પછીથી વજી, હજી મતિ સાંકડી! ૫૨૯

---

૫૨૮ રામને કપટી રૂપે વર્ણીને કવિ તેને નમે છે: કપટી ઇ૦. કવિભૂપ—વલ્લભ. કૂપ ઇ૦—કપટીના કૂપ( રામ )નુ. પેહેલું કપટ બતાવે છે: સીતા ઇ૦—સીતાસ્વયંવર વખતે સીતા પોતાને મળે માટે ધનુષ્ય ભાગવા ઊઠેલો લક્ષ્મણને વેણે ( વચને ) કરીને વાર્યો. બીજું કપટ કહે છે: મારવો'તો ઇ૦–રાવણને મારવાને અર્થે વનમાં તો જવુંજ હતું, માત ( કૈકેયી )ને જને ( લોકોમાં ) ભૂંડી કરી—તેને માથે નિમિત્ત મૂકીને વનમાં ગયા, એ મારા મનમાં દામણુ ( દયામણુ ) લાગે છે. ત્રીજું કપટ કહે છે. વિડારિયો ઇ૦—રામે વાલિને વિડાર્યો તે પણ ધારીને ( વિચારીને ) કોણ જુએ છે? તેણે ગુપ્ત રહીને વાલિની ગાઢી દેહને ખેહ કરી.

૫૨૯ ચોથુ કપટ વર્ણે છે: જામાતા ઇ૦—લક્ષ્મણના જામાતા( ઇંદ્રજિત )ના હાથે ( લક્ષ્મણને હાથે ) ઉચેર્યો કરાવ્યો—મારી નાખીને તેનો રાખોડીનો ઢગલો કરાવ્યો! ( ઇંદ્રજિત શેષનો જમાઇ છે અને લક્ષ્મણ એ શેષનો અવતાર છે માટે ઇંદ્રજિતને લક્ષ્મણનો જમાઈ કવિએ ઠરાવ્યો છે.

એવું કપટ સ્વરૂપ, નમે તેને કવિ ભૂપ,
રહે થઈને તદ્રૂપ, અનુપ એ ગાત છે;
અરિ ભાવે મોક્ષ આપે, (માટે) કપટીને કવિ જાપે,
આમ કર્યે કષ્ટ કાપે, શાપે નવ શાત છે;
ધન્ય પ્રભુ ધન્ય રામ, સ્વરૂપે છો ઘનશ્યામ,
હૃદે શ્યામ! આવાં કામ, નામની શી વાત છે;
કવિમણિ કવીશ્વર, જેનો સદા ઉંચો કર,
કપટીને માને વર, પર એ પ્રખ્યાત છે. ૫૩૦

## છંદમહિમા.

રાગ રામણી નથી આ, શુદ્ધ કવિતા કથી આ,
કવિત લખે રથી આ, મથી મરે શું વળે!
ધન્યાશ્રી એ ધ્રુજાવે શું? રામગ્રી એ રડાવે શું?
કાનડો એ કરાવે શું? આવે શું કે શું મળે?
નપુંસક પાર્થ સમું, જોઈ કવિતમાં રમું,
નરનારીથી ન ભમું, ગમું ન તે છો બળે;

---

પાંચમું કપટ વર્ણે છેઃ મહી ઈ૦—મહિરાવણની સ્રીનો ફેરો (નિષ્ફળ કર્યો, અધ્યાહાર). એવી રામના મનની આંકડી (કપટ) હેરો (જુઓ). છઠ્ઠું કપટ વર્ણે છેઃ સીતાને ઈ૦. માત્ર પોતાની મતલબ કે, મને કોઇ કહે નહિ—દોષ દે નહિ, એટલા માટે તેની પાસે ધીજપતીજ કરાવી. સાતમું કપટ વર્ણે છેઃ જાણી ઈ૦—રાવણનો નાશ કરવા માટે જાણી જોઈને સીતાનું હરણ કરાવ્યું હતું ત્યારે માંકડી (વાનરસ્રીઓ) શે રંડાવી? આઠમું કપટ વર્ણે છેઃ સતી ઈ૦. ન આણ્યા ઈ૦—તેને વાલ્મીકિના આશ્રમમાંથી આણ્યા પછીથી પણ પછ્યા (પૂછ્યા—આદરસત્કારથી બોલાવી) નહિ, એવી રામની ગતિ હજી પણ સાંકડી છે!!

૫૩૦ ગાત—ગાત્ર—શરીર. એમ કરવાથી તે શાપ દેવાના નથી એવી શાતા છે! હૃદે શ્યામ—તમે હૃદયમાં પણ શ્યામ છો! અને તમારાં કામ તો આવાં છે! (પાછળ કહ્યા તેવાં). તો પછી તમારા નામની તો વાતજ શી કરવી!! પર—શ્રેષ્ઠ.

પુરૂપ જે છંદ નામ, પુરૂપ હું છંદકામ,
લલિતાદિ વૃંદ નામ, ધામ કવિ કો કળે. ૫૩૧

## પૂર્ણાહુતિ.

કરૂણારત્નાકર આ, વરૂણની ગાગર આ,
અરૂણ શું નાગર આ, પુસ્તક લ્યો પાણિમાં;
હાસ્ય ને અશ્રુ આણે આ, રસજ્ઞ હોયે જાણે આ,
ગઝા કોક તો માણે આ, પુસ્તક લ્યો વાણીમાં;
ભૂ મુનિ વસુ ભૂમાં આ, પૂર્ણાહુતિ છે હુંમાં આ,
અગ્નિ નાખી છે રૂમાં આ, પુસ્તક લ્યો હાણીમાં:
કવિ પૂત વલ્લભ આ, કૃતિ તેની દુલ્લભ આ,
મૂર્ખ માને સુલ્લભ આ, પુસ્તક લ્યો કાંણીમાં. ૫૩૨

સમાપ્ત.

---

૫૩૧ રથી-વીર ( વલ્લભ કવિ ). રાગ રાગણી રૂપ પુરૂપ અને સ્ત્રીઓને તજીને પાર્થ ( અર્જુન ) સમું નપુસક ( કવિત ) મેં પસંદ કર્યું છે. અર્થાત પાર્થ જેમ સવ્યસાચી હતો તેમ કવિતમાં પણ ગમે તેમ લખી શકાય છે માટે તે ઠીક છે. કોઇ કહેશે કે તમે પુરૂપ છતાં છંદ પુરૂપની કેમ ઇચ્છા કરતા નથી ? તો તેમ નથી: છંદમા જે છંદનાં નામ પુરૂપના છે એવા લલિત વગેરે છંદોના વૃંદનાં નામ જે કવિના ધામ ( તેજ ) રૂપ છે, તેને કોઇ કવિ કળે ( સમજે ) એમ છે પુરૂપ ઇ૦—હું પુરૂપ છંદની કામ ( ઇચ્છાવાળો છું ).

૫૩૨ રત્નાકર—સમુદ્ર. વરૂણની ગાગર—વારૂણી નામે મદ્યનો ઘડો, અથવા વરૂણ દેવના સ્વાધીનમાં રહેલો સમુદ્રમાંથી નીકળેલો અમૃતનો ઘડો નાગર—ચતુર. જેમ દેવોમાં અરૂણ દેવ ચતુર છે ( પાંગળો છતાં નિત્ય ભ્રમણ કરે છે માટે ) તેમ પુસ્તકોમાં આ પુસ્તક પણ તેવું છે હાસ્યને ઇ૦—( કોઈ કોઈ સ્થળે ). ભૂ ઇ૦—સંવત ૧૭૮૧ મા. બહુધા અંક બતાવવા હોય ત્યારે અવળો ક્રમ રાખે છે પણ વલ્લભે તેમ કર્યું જણાતું નથી અગ્નિ ઇ૦—જેમ રૂમાં અગ્નિ નાખવાથી રૂ સળગે છે તેમ આ પુસ્તકથી મારા પિતાને ક્રોધ થયો છે અથવા રૂમાં અગ્નિ પડયા જેવો સંતાપ તમારા મનને થાય ત્યારે હાણીના વખતમાં આ પુસ્તક તમે વાંચજો એટલે તમને શાંતિ થશે. ૧૧